

# श्रीमद्भगवद्गीता

नो

गीताभूषणव्याख्या सहित

# तेरमो अध्याय.


व्याख्याकार

वेदोपनिषद् भाष्यकार

परमहंस-परिव्राजकाचार्य

ब्रह्मनिष्ठ पूज्यपाद स्वामी श्री भगवदाचार्यजी महाराज



प्रत १००० | नूतन वर्ष वि० संवत् १९९६ | मूल्य श्रद्धा अने प्रेम



# श्रीमद्भगवद्गीता

नो

गीताभूषणव्याख्या सहित

# तेरमो अध्याय.

व्याख्याकार

वेदोपनिषद् भाष्यकार

परमहंस-परिव्राजकाचार्य

ब्रह्मनिष्ठ पूज्यपाद स्वामी श्री भगवदाचार्यजी महाराज



| | | |
|---|---|---|
| प्रत १००० | नूतन वर्ष<br>वि० संवत्<br>१९९६ | मूल्य<br>श्रद्धा अने प्रेम |

# આ અધ્યાયની

# પ્રસ્તાવના

બે વર્ષોથી લાગટ ચાતુર્માસ્યનિમિત્તે અથવા અન્યનિમિત્તે મારા શ્રોતાબંધુઓ અને બહેનો ગીતાના એક બે અધ્યાય છપાવી પ્રસિદ્ધ કરે છે. મેં રચેલી ગીતાભૂષણ વ્યાખ્યાસહિત ગીતાનો ૧૨ મો, ૧૫ મો અને બીજો એ ત્રણ અધ્યાયો પ્રકાશિત થયા છે. આ વર્ષે કોઈ પણ અધ્યાય પર વ્યાખ્યા લખવાનો મને અવકાશ ન હતો છતાં આ અધ્યાય એક અકલ્પિત સંયોગમાં પ્રકાશિત થાય છે.

ગુજરાતમાં વરસાદ મોડો પડયો. ચારે કોર દુષ્કાળનું ભયંકર નગ્ન નૃત્ય થવા લાગ્યું. લોકો ઘાસપાન ખાઈને શરીર ટકાવવાની દુઃખદ અને હૃદયવિદારક સ્થિતિ સુધી પહોંચી ગયા. ખેડા જીલ્લામાં વિઠ્ઠલપુર નામનું એક નાનું સરખું ગામડું છે. મને ખબર પડી કે ત્યાંના કેટલાક ઘરો અન્ન–વિહીન થયાં છે અને ત્યાં ઘાસ રાંધી ખાવાનો પ્રસંગ આવ્યો છે. મારૂં હૃદય ધ્રુજી ઊઠયું. આંખો પલળી ગઇ. કંઇક સહાયતા કરવાની ઇચ્છા જાગૃત થઈ. થોડાં બહેનો અને ભાઈઓને ખાનગી રીતે મ્હેં મારી ઇચ્છા પ્રકટ કરી. તરત જ મને આ રૂપિયા મળ્યાઃ—

૨૫) શ્રી અંબાલાલ ભાઇ કાછીયા પટેલ (દેહગામ) તરફથી
૨૫) શ્રી ગં. સ્વ. મણીબહેન પટેલ, અમદાવાદ ,,
૨૫) શ્રી ભાઇ છાનાલાલ હરગોવિંદદાસ પ્રીતમનગર ,,
૨૦) શ્રી ગં. સ્વ. હીરાબહેન મગનલાલ મહેતા ,,
૫) શ્રી રેવા બહેન ,,
૫) ભાઈ સોપાનરાવ ,,
૫૧) શ્રી ભાઇ માણેકલાલ છગનલાલ
જમાલપુર, સુંદરિયાપોળ ,,

૧૦) શ્રી ભાઇ રણછોડલાલ અમૃતલાલ ગાંધી,

શાલવીપોળ જમાલપુર, તરફથી

૨) શ્રી. ત્ર્યંબક રવિશંકર રાવળ ,,

આ રૂપિયા લઇને અમે એટલે શ્રીયુત માસ્તર નંદલાલ શિવશંકર ત્રિવેદી જમાલપુર- ગં. સ્વ. શ્રી મણિબહેન કુબેરદાસ પટેલ શ્રી અંબાલાલભાઇ (દેહગામ), ભાઇ ત્ર્યંબક જમાલપુર, અને હું વિઠ્ઠલપુર જવા માટે સ્ટેશને પહોંચ્યા. ત્યાં અણધારે અમને રૂ. ૫૫ અ. સૌ. બહેન ધનલક્ષ્મી બહેન, બાવાજીની પોળ જમાલપુર (અમદાવાદ) તરફથી અને રૂ. ૫ માસ્તર શ્રીયુત નંદલાલ શિવશંકર ત્રિવેદી સુંદરિયાપોળ જમાલપુર તરફથી મળ્યા. વિઠ્ઠલપુર ગયા પછી, ત્યાંની સ્થિતિ જોયા પછી, આ પાછળના રૂ. ૬૦ નો ઉપયોગ કરવાનો કે ન કરવાનો નિશ્ચય થયો. કેમકે તે નાના ગામ માટે પહેલાં મળેલા રૂપિયા જ પૂરતા પ્રમાણમાં હતા. અન્ન તથા કપડાનો પૂરતો પ્રબંધ કરી અમે પાછા આવ્યા. એટલું કર્યાં પછી વિઠ્ઠલપુર માટે પૈસાની જરૂર ન જણાઇ. છતાં જે ભાઇને ખબર પડે તે મને રૂપિયા આપતા જ રહ્યા. મેં ના પાડી અને કહ્યું કે હવે આવશ્યકતા નથી. છતાં તેઓ એમ કહીને કે એ રૂપિયા તો અમે લાવ્યા છીએ, એટલે ગમે તે કામમાં આપ તેનો ઉપયોગ કરશો. પાછળથી રૂપિયા આપનાર ભાઇઓના નામો આ રહ્યાં.

૨૫) શ્રી. ભાઇ બનારસીદાસ રવિચંદ, જમાલપુર ચકલા,

સુંદરિયા પોળ

૨૫) શ્રી. ભાઇ કેશવલાલ પાનાચંદ અડદીઆપોળ જમાલપુર(અમદાવાદ)

૫૫) અ. સૌ. બહેનશ્રી ધનલક્ષ્મી બહેન હરીલાલ, બાવાજીની પોળ,

જમાલપુર

૫) શ્રીયુત માસ્તર નંદલાલ શિવશંકર ત્રિવેદી, સુંદરિયા પોળ

જમાલપુર

ભગવત્-કૃપાથી વરસાદ પડયો અને મુંબઈ (કોંગ્રેસ) સરકારે રાહત આપવાની ઘોષણા કરી. કોંગ્રેસ સમિતિઓ પણ આ કામમાં લાગી ગઈ. અને લક્ષ્મીના કૃપાપાત્રો પણ ઉભા થયા. વિઠ્ઠલપુરને પણ હવે સહાયતાની જરૂર ન રહી. બધા કામે લાગી ગયા. રૂપિયા આપણી પાસે વધી પડયા. એનું શું કરવું, એને માટે, બધા ઉપર જણાવેલા ભાઇઓ અને બહેનોને પુછાવ્યું. લોકોની ઇચ્છાને અનુસરીને ગીતાનો આ ૧૩ મો અધ્યાય પ્રકાશિત કરવાનો નિર્ણય કરવો પડયો. ઉપર જણાવેલા દાની ભાઇઓ અને બહેનોના પવિત્ર દ્રવ્યથી આ પવિત્ર ગીતા-ગંગાનો પ્રવાહ ચાલુ જ રાખવાનો અવસર મળ્યો.

આ ગીતાના પ્રકાશકો આ ઉપર જણાવેલા ઉદાર અને ધર્મપ્રેમી ભાઇઓ અને બહેનો જ છે.

અમદાવાદ<br>
કાર્તિક સુદ ૧ સં. ૧૯૯૬.

ભગવદાચાર્ય

ગીતા-પ્રવચનનું

# મંગલાચરણ

**ૐ અસતો મા સદ્ ગમય, તમસો મા જ્યોતિર્ગમય,**
**મૃત્યોર્માऽમૃતં ગમય ॥ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥**

**અર્થ**—હે ભગવન્! મને અસત્‌માંથી ઉગારીને સત્ તરફ લઈ જાવો, અજ્ઞાનરૂપ અંધકારમાંથી પ્રકાશની તરફ લઈ જાવો અને મૃત્યુમાંથી મોક્ષધામ તરફ લઈ જાવો.

# વિષ્ણુસ્તોત્રમ્

**વન્દે વિષ્ણું ગુણાતીતં ગોવિન્દં ચૈક-મક્ષરમ્ ।**
**અવ્યક્ત-મવ્યયં વ્યક્તં ગોપ-વેષ-વિધાયિનમ્ ॥૧॥**

**અર્થ**—જે ત્રણે ગુણોથી પર છે, જે ઇન્દ્રિયો જાણી શકાતા નથી, જેમનો કોઈ કાળે નાશ થતો નથી, જે સમાધિ અને ચિત્તની એકાગ્રતાવડે જોઈ શકાય છે, એવા ગોપના વેષ ધારણ કરનાર તથા ગોવિન્દ એટલે વેદાદિ શાસ્ત્રનો મૂળ કારણ વિષ્ણુ ભગવાનને પ્રણામ કરૂં છું. ॥૧॥

**કિશોર-વયસં શાન્તં ગોપીકાન્તં મનોહરમ્ ।**
**નવીન-નીરદ-શ્યામં કોટિ-કન્દર્પ-સુન્દરમ્ ॥૨॥**

**અર્થ**—બાલક-અવસ્થામાં જ વિરાજમાન, શાંત, ગોપીજનોના નાથ, મનોહર, અને શ્યામ સ્વરૂપવાળા તથા અનન્ત કામદેવથી પણ વધારે સુન્દર એવા વિષ્ણુ ભગવાનને પ્રણામ કરૂં છું. ॥ ૨ ॥

**વૃન્દાવન-વનાભ્યન્તે રાસ-મણ્ડલ-સંસ્થિતમ્ ।**
**લસત્પીત-પટં સૌમ્યં ત્રિભંગ-લલિતાકૃતિમ્ ॥૩॥**

**અર્થ**-જે કૃષ્ણરૂપે વૃન્દાવનનાં વનમાં રાસમંડળની વચમાં વિરાજમાન હોય છે, જેના શરીરપર પીતાંબર શોભી રહેલ છે, જે મુરલી વગાડવાના સમયે ત્રણ ઠેકાણેથી વાંકા થઈ જાય છે, એવા શાંત, કૃષ્ણરૂપધારી વિષ્ણુ ભગવાનને હું પ્રણામ કરૂં છું. ॥ ૩ ॥

**રાસેશ્વરં રાસવાસં રાસોલ્લાસ-સમુત્સુકમ્ ।**
**દ્વિભુજં મુરલીહસ્તં પીત-વાસસ-મચ્યુતમ્ ॥૪॥**

**અર્થ**—જે રાસના સ્વામી છે, અથવા રાસ એટલે જીવોના સ્વામી છે, જે આનન્દદાતા છે, જે રાસવિહારી છે, એવા બે ભુજવાળા અને મુરલીવાળા તથા પીતાંબર ધારી અવિનાશી વિષ્ણુને પ્રણામ કરૂં છું. ॥ ૪ ॥

**ઇતિ વિષ્ણુકૃતં સ્તોત્રં પ્રાતરુત્થાય યઃ પઠેત્ ।**
**પાપાનિ તસ્ય નશ્યન્તિ દુસ્સ્વપ્નઃ સત્ફલપ્રદઃ ॥૫॥**

**અર્થ**—વિષ્ણુ ભગવાને કરેલ આ કૃષ્ણ-સ્તોત્રને સવારે ઉઠીને જે બોલે છે, તેના પાપો નાશ પામે છે. અને તેનાં ખરાબ સ્વપ્નનું પણ સારૂં ફળ આવે છે. ॥ ૫ ॥

**ભક્તિર્ભવતિ ગોવિન્દે પુત્ર-પૌત્ર-વિવર્ધિની ।**
**અકીર્તિઃ ક્ષય-માપ્નોતિ સત્કીર્તિર્વર્ધતે ચિરમ્ ॥૬॥**

**અર્થ**—આ સ્તોત્ર પાઠ કરવાથી ભગવાનમાં ભક્તિ વધે છે, પુત્ર અને પૌત્ર વધે છે, અકીર્તિનો નાશ થાય છે અને યશ હંમેશ વધે છે. ॥ ૬ ॥

**સંસાર-સાગરં ઘોરં તર્તુમિચ્છતિ યો જનઃ ।**
**ગીતાનાવં સમારુહ્ય પારં યાતુ સુખેન સઃ ॥૭॥**

**અર્થ**—જે માણસ વગર પ્રયાસે આ ઘોર સંસાર સાગરને તરી જવાની ઇચ્છા રાખે તે આ ગીતારૂપ નાવ-માં-જહાજમાં બેસીને પાર જઈ શકે છે. ॥ ૭ ॥

**ગીતા શાસ્ત્ર-મિદં પુણ્યં યઃ પઠેત્ પ્રયતઃ પુમાન્ ।**
**વિષ્ણોઃ પદમવાપ્નોતિ ભય-શોકાદિ-વર્જિતમ્ ॥૮॥**

**અર્થ**—જે માણસ આ પવિત્ર ગીતાને રોજ વાંચે છે તે બધાય ભય અને શોકથી રહિત, ભગવાનના લોકને પામે છે. ॥ ૮ ॥

**ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવો મહેશ્વરઃ ।**
**ગુરુઃ સાક્ષાત્ પરં બ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૯॥**

**અર્થ**—જ્ઞાન અને સદાચારના આપનાર ગુરુ જ બ્રહ્મા સમાન છે, તે જ મહાદેવ સમાન છે, શ્રીગુરુ જ સાક્ષાત્ પર બ્રહ્મ છે તેથી ગુરુને નમસ્કાર થાવો. ॥ ૯ ॥

**યેનૈવ ગુરુણા યસ્ય ન્યાસવિદ્યા પ્રદીયતે ।**
**તસ્ય વૈકુણ્ઠ-દુગ્ધાબ્ધિ-દ્વારકાઃ સર્વ એવ સઃ ॥**

**અર્થ**—જે ગુરુ ભગવદ્ ભકિતનો ઉપદેશ કરનાર છે તે ગુરુનો જ વૈકુંઠ સામજો તેમને જ ક્ષીરસાગર સામજો અને તેમને જ દ્વારકા સામજો.

**ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**

# હ રિ ગી ત

જ્ઞાની મહાગુરુ દેવ છો, પાવન પરમ પરમેશ્વરા,
હું આપનું ચિંતન કરૂં, થાજો સદા તમે સુખકરા. ૧
માતા તમો ત્રાતા તમો, ભ્રાતા તમો બીજું નહિ,
મુક્તિ તથા શાંતિ તમો, ઈચ્છું કશું બીજું નહિ. ૨
સાધુ તણા શિરમોર છો, દેવા તણા હરિદાર છો;
કામાદિને સંહારવા, શૂરા તમો સરદાર છો. ૩
પૃથ્વી જળાનળ પવનમાં, આકાશમાં ગુરુની ગતી,
જન આત્મને ઉદ્ધારનારા, ગુરુ વિના કોઇ નથી. ૪
નિર્લેપ નિષ્કળ સત્યઘન છો, સત્યગુરુ પારસમણિ;
દાસ શાંતિને સુધારો, પ્રાર્થના એ ગુરુ ભણી. ૫

શાંતિદાસ.

## આ અધ્યાયમાં આવેલા કઠણ શબ્દોના

# અર્થ

[જે પાનામાંના કઠણ શબ્દો અહીં લેવાયા છે તેના નંબર અહીં ડાબી બાજુએ લખાએલ છે,]

૧ **ઇન્દ્રિયાતીત**–જેને ઇંદ્રિય ન જાણી શકે તે.
**દુર્ગમ**–કઠણ.
**આત્યન્તિક**–બિલકુલ.
**નિર્વિવાદ**– વિવાદવગરનું.
**મનન**–કોઈ વસ્તુનું પુનઃપુનઃ ચિંતન.

૨ **પ્રાપ્ય**–જેને મેળવીએ તે.
**પ્રાપ્યવિરોધી**–મેળવવા યોગ્ય વસ્તુની સાથે વિરોધ કરનાર.
**અપરમાર્થ**–જુઠું, અસત્ય.
**ગ્રાહ્ય**–ગ્રહણ કરાય તે.
**અગ્રાહ્ય**–ન ગ્રહણ કરાય તે.
**ત્યાજ્ય**–છોડી દેવાય તે.
**પ્રતિબંધક**–રુકાવટ નાખનાર
**હાન**–ત્યાગ.
**ઉપાદાન**–ગ્રહણ.
**વિવેચન**–સમજણ.
**મુમુક્ષુ**–મોક્ષની ઇચ્છાવાળો.
**સ્વજ્ઞાન**–પોતાનું જ્ઞાન.
**પ્રાપકજ્ઞાન**–કોઈ વસ્તુને મેળવનારનું જ્ઞાન.
**પ્રાપ્યજ્ઞાન**–મેળવવા યોગ્ય વસ્તુનું જ્ઞાન.

૩ **અસૂયા**–ખોટી નિંદા.
**ઇર્ષ્યા**–દાઝ.
**માત્સર્ય**–અદેખાઇ.

૫ **નિર્દેશ**–બતાવવું.

૮ **અંતરાયરૂપ**–વિઘ્નરૂપ, નડતર રૂપ.

૯ **અપૃથક્‌સિદ્ધિસંબંધ**– એવો સંબંધ જે કોઇ દિવસે ન તુટે.

૧૦ **ઐકાન્તિક**–તદ્દન.
**અનૈકાન્તિક**–તદ્દન નહિ તે.

૧૧ **અભિમત**–પ્રિય.

૧૨ **જીવદશાપન્ન** – જીવદશાને પામેલો.
**માયાવિરહિત**–માયા વગર.

૧૩ **જન્મજાત**– જન્મથી પેદા થએલ.

**પ્રબલસંસર્ગજન્ય**-પ્રબલ સંસર્ગથી પેદા થએલ.

**દૈવીસમ્પદ**-મોક્ષના સાધનો.

૧૪ **હાસ્યાસ્પદ**-મશ્કરી કરવા લાયક.

**અસહ્ય**-સહન ન થાય તે.

**વેદના**-દુઃખ.

૧૫ **માનવવ્યાપાર**- મનુષ્યની ક્રિયા.

૧૭ **પૂર્વકાલીન**-પહેલા સમયની.

૧૮ **કલ્પારંભ**-કલ્પની શરૂઆત.

૧૯ **દૃષ્ટ**-જોએલ.

**જિજ્ઞાસુ**-જાણવાની ઇચ્છાવાળો.

**અનાસ્થા**-શ્રદ્ધાનો અભાવ.

૨૦ **પ્રતિબિંબવાદ** -અજ્ઞાનમાં ચેતનનું પ્રતિબિંબ જીવ કહેવાય છે, એ વાદ.

**આભાસવાદ**- આભાસસહિત અવિદ્યાવિશિષ્ટ ચેતન.

**અવચ્છેદવાદ**-માયાવચ્છિન્ન ચેતન ઇશ્વર અને અવિદ્યાવચ્છિન્ન ચેતન જીવ છે એ વાદ.

**અનુચિત**-અયોગ્ય.

**વેદપરતન્ત્ર**-વેદને અધીન.

૨૧ **પ્રાકટ્ય**-જાહેર થવું, પ્રકાશમાં આવવું.

**બ્રાહ્મણ**-વેદોના અર્થ બતાવનાર ગ્રન્થ.

**સંહિતાર્થ**-વેદોનો અર્થ.

**પ્રતિપાદક**-કહેનાર.

૨૨ **વિસ્તૃત**-લંબાણ.

**અલ્પાક્ષર**-થોડા અક્ષરો જેમાં હોય તે.

૨૪ **સામ્યાવસ્થા**-સરખી સ્થિતિ

**સૂક્ષ્માવસ્થા**-સૂક્ષ્મ સ્થિતિ.

**અવ્યવહિત**-અંતરાયવગરનું

૨૫ **પૂર્વાર્ધ**-શ્લોકના પહેલાંના બે ચરણ.

**ભૂમિ**—પૃથ્વી.

**શ્રોત્ર**—કાન.

**ત્વક્**—ચામડી.

**ચક્ષુ**—આંખ.

**જિહ્વા**—જીભ.

**ઘ્રાણ**—નાક.

૨૬ **વાક્**—વાણી.

**પાણિ**—હાથ.

**પાદ**—પગ.

**પાયુ**— મલત્યાગ કરવાની ઇન્દ્રિય.

**ઉપસ્થ**—સ્ત્રીજાતિની મૂત્ર-ઇન્દ્રિય.

૨૨૦૦૦

૨૮ શિશ્ન—પુરુષની મૂત્રઇંદ્રિય.

૨૯ પ્રમાણિત—પ્રમાણથી સાબિત.

ઉપલબ્ધ—પ્રાપ્ત.

અકાર્યાવસ્થા—ઉત્પત્તિથી ભિન્ન દશા.

અન્તરિન્દ્રિય—અંદરની ઇંદ્રિય.

૩૨ પૂર્વાનુભૂત—પહેલાં અનુભવાએલ.

શ્રુત—સાંભળેલું.

સ્મરણ—યાદ.

ખેદાકાર—દુઃખરૂપ.

અનુકૂળ વેદનીય—અનુકૂળ જણાય તે—સુખ.

પ્રતિકૂળ વેદનીય—પ્રતિકૂળ જણાય તે—દુઃખ.

પુનરુક્તિ—પ્રયોજન વગર ફરીથી કહેવું.

૩૩ વિશ્લેષણ—પૃથક્કરણ.

યદ્યપિ—જોકે.

પરિભાષા—જુદા જુદા શાસ્ત્રોના જુદા જુદા પોતાના શબ્દો.

૩૪ અવયવી—જેને હાથ, પગ આદિ અવયવ હોય તે.

અવયવ—જત્થામાંથી કોઈ એક ભાગ.

૩૫ ચિચ્છક્તિ—ચિત—શક્તિ.

ઉપલક્ષણ—કોઈ એવું ચિહ્ન જેને એકવાર જોયા પછી તે ન હોય તો પણ કોઇને ઓળખી લેવું.

સદસદ્વિવેક—સત્ અસત્નો વિચાર.

૩૭ સ્વીકૃત—સ્વીકારાએલું.

સંમિશ્રણ—ભેળભેળ.

સર્વમાન્ય—જેને બધાય માને તે.

પદાર્થોત્પત્તિક્રમ—વસ્તુઓની ઉત્પત્તિનો ક્રમ.

નૈયત્ય—નિયતપણું—જરૂર હોવાપણું.

૩૮ સાધ્ય—જે સાધી શકાય.

ઉપેય—ઉપાયવડે જે મેળવી શકાય.

૪૦ વ્યંગ્ય—આડકતરી રીતે એવી રીતે બોલવું કે જેથી શબ્દના ચાલુ અર્થથી જુદો અર્થ નિકલે.

અપરિહાર્ય—છોડી ન શકાય તે.

સૂક્ષ્મ—ઝીણું.

૪૨ બુદ્ધિવિપર્યાસ—બુદ્ધિનું ફેરફાર.

૪૩ ભગવદંશ—ભગવાનનો અંશ.

૪૪ અપકારસહિષ્ણુતા—બુરાઇને સહન કરવાની શક્તિ.

અપેક્ષિત—ખપે તે.

૪૫ વેદાધ્યયન—વેદનું ભણવું.

૪૬ સદુપદેશ—સારો ઉપદેશ

ગુરૂપદિષ્ટ—ગુરુએ ઉપદેશેલો વિષય

૪૭ વિષયવિરક્ત—વિષયોથી અલગ રહેલો.

વિષયવિરક્તિ—વિષયોથી અલગ રહેવું.

૪૯ બાહ્ય—બહારનું.

આંતરિક—અંદરનું.

પરિમાણ—માપ.

કુત્સિત—ખરાબ

અતિશયોક્તિ—વધારે પડતું કહેવું.

૫૦ ગ્લાનિ—થાક, દુઃખ.

૫૧ સ્વજનવિયોગ—પોતાના સંબંધિયોની જુદાઇ.

સદસત્કર્મ—સારાં, નરસાં કર્મો.

૫૨ વિયુક્ત—જુદો પડેલો.

૫૩ દેહાધ્યાસ—દેહને જ આત્મા માનવો તે.

અનુદર્શન—વિચાર, જોવું.

અનનુસંધાન—વિચાર ન કરવો.

આત્મસ્વરૂપાનુસંધાન—આત્માના સ્વરૂપનો વિચાર

રાગ—કોઇ વસ્તુ તરફ આકર્ષણ.

૫૪ તલ્લીનતા—એકચિત્તતા.

નિકૃષ્ટ—ખિલચાલ વગરની વસ્તુ.

૫૫ વિષયવિમુક્ત—વિષયથી અલગ થએલો.

૫૬ રજ્જુ—દોરડી.

વિષ્ઠા—મલ.

આતુર—વ્યાકુળ, ચિંતાવાળો.

જરા—ઘડપણ.

વ્યાધિ—રોગ

૫૭ ભીરુ—બીકણ.

આવશ્યકતા—જરૂરત.

૫૮ અનાસક્તિ—કોઇમાં ફંસાઇ જવું નહિ તે.

ઇષ્ટ—પ્રિય.

અનિષ્ટ—અપ્રિય.

૫૯ સમસ્ત—સમાસવાળું પદ.

પ્રતીતિ—જણાવવું.

પત્ની—પરણેલી સ્રી.

૬૦ વિચ્છેદ–જુદાઇ.

મદ્યપાન–દારૂ પીવું.

અલ્પ–થોડું.

૬૧ આત્માતિરિક્ત–આત્માથી ભિન્ન.

પારમાર્થિક–સાચું.

૬૨ ચિત્તવૃત્તિનિરોધ–ચિત્તની વૃત્તિને રોકવી.

અવ્યભિચારિણી–દૃઢ.

સતતસ્મરણ–હંમેશા યાદ કરવું.

નવર્તિકા–હઠાવનારી

શનૈઃશનૈઃ–ધીમે ધીમે

વિવિક્તદેશ–એકાંતદેશ

વ્યસની–ગાંજા આદિ કેફી વસ્તુઓને સેવનાર.

૬૪ હૃદયદ્રાવ–હૃદયનું પિગળી જવું.

૬૫ અંતિમ–આખરી

૬૬ ઇતરવસ્તુ–બીજીવસ્તુ.

રહસ્ય–સાર

વિવેકદૃષ્ટિ–વિચારદૃષ્ટિ

અનન્યભકિત–દૃઢભક્તિ

ઉપાધિ–જેને લીધે જે વસ્તુ જેવી ન હોય તેવી ભાસે તે.

ઉપસંહાર–સમાપ્તિ.

૬૭ અનુચિંતન–ચિંતન કરવું.

ભિન્ન–જુદું.

પ્રયોજનીભૂત–પ્રયોજનરૂપ.

નિર્લેપ–અસર વગર.

નિષ્ફળ–લાભ વગર

નિર્વિકાર–વિકારવગર.

નિશ્ચિતરૂપે–નક્કી.

બદ્ધ–બંધાએલો.

કર્તૃત્વ–કર્તાપણું.

ભોકતૃત્વ–ભોક્તાપણું.

દૃઢતમ–વધારે મજબૂત.

અદૃશ્ય–જોઇ ન શકાય તે.

ઉપર્યુકત–ઉપર કહેલું

નિર્બન્ધ–બંધવગર

૬૮ કાર્યકારણભાવ–કાર્ય એટલે પેદા થનાર, કારણ એટલે પેદા કરનાર, તે બેનો સંબંધ

જ્ઞાનશબ્દવાચ્ય–જ્ઞાનશબ્દ નો અર્થ

વિપરીત–ઉલટું

પ્રભાવ–અસર

૬૯ સમાસ–ટુંકમાં

અમૃત–મોક્ષ

પ્રક્ષિપ્ત–પાછળથી જોડી કાઢેલો ભાગ

૭૦ ઉત્તરાર્ધ–છેવટના બે પાદો

અવશિષ્ટ–બાકી રહેલું

સર્વનામ—હું, તું, તે, આ, પેલું આ વધું, સર્વનામ કહેવાય છે.
ઉપક્રાન્ત—શરૂ કરાએલ
પરા ગતિ—મોક્ષ
૭૧ પદચ્છેદ—એકેક પદને અલગ કરવું.
છેદ—કટકો
વૈયાકરણ—વ્યાકરણના પંડિતો
બહુવ્રીહિ—એક સમાસ
મતુબર્થ—એક પ્રત્યય
અયુકતતા—ઠીક નહિ તે,
અર્થાસંગતિ-અર્થનો સંબંધ ન થવો.
યુકત—યોગ્ય
૭૨ વિશેષરૂપ—ખાસ કોઇ રૂપ
પ્રત્યાયક—ઓળખાવનાર
નાયક—નેતા
અધીનતા—પરતંત્રતા
તત્ત્વજિજ્ઞાસુ—તત્ત્વને જાણવાની ઇચ્છાવાળો.
અધિપતિ—માલિક
વિવેકપૂર્વક—વિચાર કરીને
નિર્વિશેષ—જેમાં કોઇ જાતનો સંબંધ ન હોય તે.
અનુપસ્થિત—ગેરહાજર
૭૩ યોગ્યતમ—વધારે યોગ્ય.

નિત્યયોગ—નિત્ય સંબંધ.
અતિશાયન—અત્યંત-અધિક
હાનિ—નુકશાન.
ગુણાદિપ્રતિપત્ત્યર્થ—ગુણાદિની સિદ્ધિને માટે
સવિશેષતા—વિશેષણપણું
બ્રાહ્મીઅવસ્થા—બ્રહ્મભાવ
સ્વેચ્છા—પોતાની ઇચ્છા
૭૪ ઉદાહરણ—દાખલો
ઐશ્વર—ઈશ્વર સંબંધી
આદ્યપુરુષ—બધા કરતાં પહેલો પુરુષ.
પુરાણીપ્રવૃત્તિ—અતિપ્રાચીન પ્રવૃત્તિ.
૭૫ સોપાધિક—ઉપાધિવાળો.
નિરુપાધિક—ઉપાધિ વગરની વસ્તુ.
ત્રિગુણાતીત—ત્રણે ગુણોથી પર.
બ્રહ્મત્વ—બ્રહ્મભાવ
બ્રહ્મભૂય— ,,
૭૬ ઉપાધિકૃત—ઉપાધિથી બનેલ
ઉપદેશ્યોપદેશકભાવ—ગુરુશિષ્યભાવ.
માનવસુલભ – મનુષ્યોને સહેજે મળે, તે.
અનૌચિત્ય – મુનાસિબ નહિ તે.

વાચ્ય-અર્થ
નિષેધ કરે છે-ના પાડે છે.
તત્સમ-તેના સરખો.
૭૭ ત્રિકાલાબાધિત-ત્રણે કાલમાં જે રહે તે.
માયિક-માયાથી બનેલ
પ્રકૃતશ્લોક-ચાલુ શ્લોક
વસ્તુતઃ-ખરું જોતાં, ખરી રીત
૭૮ અભિપ્રેત-ઇચ્છાએલું.
કાર્યજાત-વસ્તુઓનો સમૂહ
૭૯ હસ્તપાદાદિ-હાથ, પગ વિગેરે.
૮૦ પ્રેરણા-કોઇને કામમાં લાગી જવા માટે કહેવું.
વ્યાપારયુકત-ક્રિયાવાળો.
વાસ્તવિક-અસલી, ખરેખરૂં
ઉપાધિમુકત-ઉપાધિવગરનું
ઉપાધિયુકત-ઉપાધિવાળું
વેગવાન્-વેગવાળો
ગતિમાન્-ગતિવાળો
નિરિન્દ્રિય-ઇન્દ્રિયવગરનો
શ્રુતિતુલ્ય-વેદ જેવા
હસ્તપાદાદિહીન-હાથ, પગ વગરના
અસ્તિત્વ-હોવાપણું
૮૧ પ્રત્યુત-(એનાથી) ઉલટું, ઉલટી રીતે
સર્વતઃ-ચારે બાજુ
અક્ષિ-આંખ
પરિચ્છિન્ન-જેનો આદિ અંત હોય તે.
વિવક્ષિત-કહેવા માટે ઇચ્છાએલું
જીવૈકત્વવાદ-જીવ એકજ છે, એમ કહેવું.
જીવાનેકત્વવાદ-જીવ ઘણા છે, એમ કહેવું.
સમન્વય-બંધ બેસાડવું.
આત્માનેકત્વ-આત્માનું અનેકપણું
ગીતોકત-ગીતાએ કહેલું
૮૨ પૃથક્-અલગ
૮૩ માયાજન્ય-માયાથી પેદા થએલ
સકલપદાર્થ-સર્વપદાર્થ
અભિન્ન-અલગ નહિ તે.
પરમસામ્ય-એકદમ સરખામણી
૮૪ નિરુપાધિક-સ્વરૂપમાં ફેરફાર કરાવનારી કોઇ વસ્તુના સંબંધ વિનાનો.
અસકત-કોઇ વસ્તુમાં ફંસાઇ ગએલો નહિ તે.
નિર્વ્યાપાર-ક્રિયા વગરનું.

નીરંગ–રંગ વગરનું
જપાકુસુમ–જપાનામનું ફૂલ
સાંનિધ્ય–નજીક હોવું.
નિષ્ક્રિય–ક્રિયા વગર.
પ્રવૃત્ત–લાગેલો.
૮૫ પ્રતિભટ–દુશ્મન.
ઉપચરિત–મુખ્ય અર્થ ત્યજીને ગૌણ અર્થમાં યોજાએલો શબ્દ.
અતએવ–માટે
૮૬ અચર–જે ચાલે નહિ તે—જડ.
ચર–ચાલે તે.
અમેય–માપી ન શકાય તે.
અજ્ઞેય–જાણી ન શકાય તે.
અતર્ક્ય–કળી ન શકાય તે.
૮૭ અનિર્વચનીય–કહી ન શકાય તે.
નિર્વચનીય–કહી શકાય તે.
૮૮ ગ્રાહ્ય- ગ્રહણ કરવા યોગ્ય.
ઇંદ્રિયાગ્રાહ્ય–ઇંદ્રિયો વડે જેનું ગ્રહણ ન થાય તે.
૮૯ દૂરસ્થ–દૂર રહેલું.
પરિચ્છેદ–વિભાગ. માપ.
વિવેક–વિચાર.
ષટ્સંપત્તિ–૬ સંપદા.
તિતિક્ષા–ગર્મી સર્દી બધું સહન કરવું.

શ્રદ્ધા–શાસ્ત્રવચન અને ગુરુવચનમાં વિશ્વાસ.
સમાધાન–મનના વિક્ષેપનો નાશ
મુમુક્ષુતા–મુમુક્ષુપણું.
પશુકલ્પ–ઢોર જેવા.
અપરોક્ષજ્ઞાની–પ્રત્યક્ષ જ્ઞાન મેળવનાર.
આસુર–રાક્ષસી.
હસ્તામલકવત્–પ્રત્યક્ષ.
૯૦ પાર્થક્ય–જુદાઈ.
વિવર્ત–તાત્ત્વિક નહિ એવો અન્યથાભાવ.
વિભક્ત–પૃથક્.
અવિભક્ત–પૃથક્ નહિ તે.
ઔપાધિક–ઉપાધિથી થયેલું.
૯૧ વિશેષ્ય–વિશેષણથી જેનો ગુણ બતાવાયો હોય તે શબ્દ
વિશેષણ–ગુણ બતાવનાર શબ્દ.
સામંજસ્ય–બંધબેસતું.
નિરાધાર–આધાર વગરનું.
પ્રાતિભાસિક–કલ્પિત.
બ્રહ્માતિરિક્ત–બ્રહ્મથી ભિન્ન
અધિષ્ઠાન–જેમાં કોઈ વસ્તુ કલ્પાય તે.
પ્રવેશસ્થાન–પ્રવેશ કરવાની જગ્યા.

૯૨ અપ્રચાલિત–વપરાશ વગરનું, ચાલુ નહિ તે.
ઉપનિષત્–બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરાવનાર ગ્રંથો.
કૃષ્ણપ્રતિમાધિષ્ઠિત–શ્રી કૃષ્ણજીની મૂર્તિવાળું,
મહોચ્ચસ્થાન–મોટું સ્થાન.
ભગવત્‌કોટિ–ભગવાનની શ્રેણી
૯૩ આચ્છાદન–ઢાંકવું
ઉત્પાદિકા–પેદા કરનાર
૯૪ ક્રમણ–ચાલવું
૯૬ અલમતિવિસ્તરેણ–વધારે લખવાની જરૂર નથી.
૯૭ તૈજસ–તેજથી બનેલ કે પેદા થએલ પદાર્થ
ઇન્દ્રિયવાન્–ઇન્દ્રિવાળું
તમસ્–અંધકાર, તમો ગુણ.
૯૮ અવિદ્યાલેશશૂન્ય–અવિદ્યાના સંબંધ વગર
અવિદ્યાગ્રસ્ત–અવિદ્યાથી પકડાએલો
પ્રતીતિ–જણાવું.
અવિદ્યાવિનિર્મુક્ત–અવિદ્યામાંથી છુટી ગએલો.
અયુકત–અયોગ્ય
તમોધીન–તમોગુણને વશ થએલો.
તમોઽધીનતા–તમોગુણની પરતંત્રતા.
તમઃપૃથક્‌ત્વ–તમોગુણથી જુદાઈ.
અતિશય–વધારે
૯૯ અસંદિગ્ધ–સંદેહ વગરનો,
સૂક્ષ્મ–ઝીણું,
ગહન–ગંભીર–કઠણ,
ગમ્ય–મેળવવા લાયક, જવા લાયક.
૧૦૦ ઉપપન્ન–સિદ્ધ.
સાધર્મ્ય–સહધર્મપણું
વેદ્ય–જાણવા યોગ્ય
દૃશ્ય–જોવા જેવું, દેખાય એવું.
વેત્તા–જાણનાર.
દ્રષ્ટા–જોનાર.
અભિલાષ–ઇચ્છા.
બોધ્ય–જાણવા કે સમજવા લાયક.
૧૦૧ જ્ઞેય–જાણવા લાયક.
સ્વયમ્–પોતે
૧૦૨ વાચ્યાર્થ–કોઈ શબ્દનો જે પ્રખ્યાત અર્થ હોય તે.

સાદિ–જેની શરૂઆત હોય તે.

અનન્ત–જેનો અંત એટલે નાશ ન હોય તે.

અન્ત–જેનો નાશ થાય તે.

૧૦૩ દાર્શનિક–દર્શનશાસ્રનો વિદ્વાન્.

આધુનિક–આજ કાલનું

અનાદ્યન્તવર્તી–જેનો આદિ અને અંત ન હોય તે.

આદેશાનુસાર–આજ્ઞાને અનુસરીને.

અનાદિતા–અનાદિપણું

૧૦૪ અનાત્મપદાર્થ–આત્મા સિવાયની વસ્તુઓ.

સ્વત્વ–અધિકાર.

મમત્વ–મમતા.

૧૦૫ પ્રચ્યુતિ–પડી જવું, અલગ થવું–પતન

વ્યાવહારિક–વ્યવહાર સંબંધી.

પરસ્પર–અરસપરસ.

૧૦૬ ઉપભોગ–કોઇ વસ્તુનો ભોગ કરવો

આરંભ–શરૂ

ભોક્તા–ભોગ કરનાર. ભોગવનાર.

નિયોજક–લગાડનાર.

૧૦૭ અનુપપત્તિ–અસિદ્ધિ, વાંધો નિર્ણય કે દલીલનો અભાવ

ભોકતૃત્વ–ભોકતાપણું.

ઉપચાર–જે વસ્તુ જે ન હોય, પણ સરખામણીને લીધે તેનો વ્યવહાર.

સ્ફુરણ– સ્ફુરવું તે.

૧૦૮ ચૈતન્યસંસર્ગ– ચેતનનો સંબંધ.

ગતિમાન્–ગતિવાળો

સંનિધાન–પાસે હોવું.

ગુણભોક્તા–મુખ્ય નહિ એવો, ભોક્તા.

સહચાર–સાથે રહેવું, સાથે ચાલવું.

સ્વભાવતઃ–સ્વભાવથી.

ગુણસહજાત–ગુણની સાથે જ પેદા થએલ.

વ્યુત્પત્તિ– શબ્દની મૂળ ઉત્પત્તિ.

અષ્ટપુરી–આઠ પુરીઓ.

૧૧૦ પ્રકૃતિસંસૃષ્ટ–પ્રકૃતિથી જોડાએલો.

વાકયરચના–વાકયની જોડણી

૧૧૧ અકામ–જેને કોઈ ઇચ્છા નહિ હોય તે.

સ્વતઃ-પોતાની મેળે.
અવશિષ્ટ-બાકી રહેલું.
અશ્વ-ઘોડો.
સંપર્ક-સંસર્ગ.
મુખ્યતઃ-ખાસ કરીને.
પરમ્પરયા-સાક્ષાત્ નહિ પણ કોઈની મારફત.
રાજાધિષ્ઠિત-રાજા જેનો માલિક હોય.
પુરુષાધિષ્ઠિત-પુરુષ જેનો માલિક હોય.
૧૧૨ પ્રકૃતિજ-પ્રકૃતિમાંથી પેદા થએલ.
સ્પર્શાત્મક-અડકવાનો ધર્મ-વાળો.
તેજોભાવ-તેજનો અભાવ.
સ્પર્શ-અડકવું.
પ્રથમોત્પન્ન-પહેલા પેદા થએલ.
૧૧૩ સ્થૂલતાપન્ન-સ્થૂળ થએલો.
ઉપલબ્ધ—મળેલો.
ભુક્ત—ખાધેલું.
પીત—પીધેલું.
૧૧૪ નિશ્ચયાત્મક-નકકીરૂપે
ચિન્તનાત્મક--ચિંતન
યુવાવસ્થા-જુવાની.
અંતઃકરણસંસૃષ્ટ-અંતઃકરણથી જોડાએલું.
કાણત્વ-કાણાપણું.
બધિરત્વ-બહેરાપણું.
ખંજત્વ-લુલાપણું.
કૃશતા-પાતળાપણું
પ્રકૃતિસ્થ-પ્રકૃતિમાં રહેનાર.
અનિવાર્ય-ન ટાળી શકાય તેવું.
૧૧૫ નિકૃષ્ટ-નીચ, ખરાબ.
ગૌણ-મુખ્ય નહિ તે.
સમુદાય-ઢગળો, જૂથ.
ઉપદ્રષ્ટા પાસે રહીને જોનાર.
અનુમન્તા પોતાની સંમતિ આપનાર.
૧૧૬ સમાનાર્થક-સરખો અર્થ વાળો.
દેહસ્થ-દેહમાં રહેલો.
અન્વય-વ્યતિરેક-કોઇને હોવાથી કોઈનું હોવું અને ન હોવાથી ન હોવું.
આરોપિત-કલ્પિત ખોટી વસ્તુ.
૧૧૭ તત્પદવાચ્ય-તત્પદનો અર્થ.
ઉપાધિપંકપરિપ્લુત-ઉપાધિરૂપ કાદવથી ભરેલો.
મૃત્યુતરણ-મૃત્યુને પાર કરી જવું.

ઉપદિષ્ટ—ઉપદેશાએલો.
સહસ્રશઃ—હજારો વખત.
પ્રસંગોપાત્ત—પ્રસંગને અનુસરીને.
૧૧૮ તત્સંનિહિત—તેની પાસે રહેલું.
સ્વ—પોતે.
પૂર્વોક્ત—પહેલાં કહેલું.
૧૧૯ તદ્રૂપ—તે રૂપવાળું.
૧૨૦ અભેદાર્થક—અભેદ અર્થવાળું.
સાધનશૂન્ય—સાધન વગર.
૧૨૧ પ્રકૃતનિવૃત્તિ—પ્રકૃતિમાંથી અળગ થવું.
આત્મસંવેદન—આત્મનું જ્ઞાન.
ભૌતિક—ભૂતોનું બનેલું.
યુક્તિપ્રયુક્તિ—યુક્તિની પરંપરા.
દૈનન્દિન—હંમેશ.
૧૨૨ શ્રેણી—હાર; લાઇન.
પ્રતિપાદ્ય—પ્રતિપાદન કરવા યોગ્ય. સમજાવવા યોગ્ય.
૧૨૩ અશ્લેષ—સંબંધનો અભાવ.
ભાન—જ્ઞાન.
જાગૃત—જાગેલો.
પૌત્ર—છોકરાનો છોકરો.
અપેક્ષા—કરતાં.
૧૨૪ સર્વલોકાત્મક—સર્વલોકસ્વરૂપે રહેનાર.
પાશ—જાળ; બંધન.
સ્વરૂપાવસ્થાન—સ્વરૂપમાં રહેવું.
૧૨૫ તન્મય—એકાગ્રતા.
૧૨૬ ઉપમા—સરખામણી.
મન્ત્રપ્રયુક્ત—મંત્ર વડે યોજાએલો—છોડાએલો.
વિપાક—પરિણામ; ફલ.
યુક્તિયુક્ત—યુક્તિને અનુસરતું.
સત્સંકલ્પત્વ—સત્યસંકલ્પપણું.
૧૨૭ પ્રતિપાદન—કહેવું; સમજાવવું.
વિષમકાલીન—જુદા સમયની.
અનુદારતા—મોટા મનનો અભાવ.
ફલોપધાયકતા—ફલ આપવાની શક્તિ.
૧૨૮ વૈદિક—વેદોને અનુસરનારા.
પુનરાવર્તન—ફરીથી થવું.
૧૨૯ નિદિધ્યાસનપરાયણ—ઇષ્ટવસ્તુનાં ચિંતનમાં અને અનિષ્ટ વસ્તુને હઠાવવામાં લાગેલો.

સિદ્ધધ્યાન—જેને એકાગ્રતા સિદ્ધ થઈ ગઇ હોય તે.
ઉત્કટ—બહુ વધારે.
નિર્વિકલ્પસમાધિ—જે (સમાધિ)માં કોઇ વસ્તુ જગતની નહિ ભાસે, તેમ જ જ્ઞાતા, જ્ઞેય, જ્ઞાનની ત્રિપુટી પણ નહિ ભાસે તેની એકાગ્રતા.
૧૩૦ મૂક—મુંગો.
વાઙ્મનસાગોચર—વાણી અને મન જેને જાણી ન શકે તે.
અર્વાચીન—નવું, નવા જમાનાનું.
૧૩૧ શ્રવણનિષ્ઠ—શ્રવણરૂપ ઉપાયમાં લાગેલો.
૧૩૨ પૂર્વસિદ્ધ—પહેલાથી સિદ્ધ થઇ ગએલો.
અજ્ઞ—અજ્ઞાની.
સામાન્યતઃ—સામાન્ય રીતે.
૧૩૩ ઉદ્ધૃયન—ઉડવું.
પરિહાર—ત્યાગ.
અગ્રિમ—આગળનું.
પ્રતીયમાન—જણાતું.
વસ્તુસૃષ્ટિ—વસ્તુની પેદાશ.
સ્થાવર—જડ.
જઙ્ગમ—ચાલનાર.
૧૩૪ તાદાત્મ્ય સંબંધ—જુદો હોવા છતાં જુદો ન જણાય તેવો સંબંધ.
ઉપકરણ—સાધન—સામગ્રી.
અવિદ્યાપાશ—અજ્ઞાનનું જાળ.
અધ્યાસ—જે વસ્તુ જ્યાં ન હોય, તે વસ્તુને ત્યાં માની લેવી.
સંયોગસંબંધ—સંયોગ નામવાળો સંબંધ.
સાવયવ—અંશવાળો.
નિરવયવ—જે જુદા જુદા અંગો કે અંશવાળો ન હોય તે.
આધ્યાસિક—અધ્યાસથી પેદા થયેલ.
૧૩૫ વિશ્વ—જગત્,
પ્રાકૃત—પ્રકૃતિમાંથી બનેલાં
વૈષમ્ય—વિષમતા—અસમાનતા
પુંશરીર—પુરુષનું શરીર
શ્વશરીર—કુતરાંનું શરીર
૧૩૬ વ્યાપ્ય—જેની અંદર કોઈ વસ્તુવ્યાપક થઈને રહે તે.
સમભાવ—સમાનભાવ
૧૩૭ અવિરત—સતત, સદા.

નિરાસ—દૂર કરવું
કારણતા—કારણપણું
૧૩૮ પ્રાકટ્ય—પ્રકાશમાં આવવું.
જન્માર્જિત—જન્મમાં પેદા કરેલું.
પાપપુંજ—પાપનો ઢગલો.
સમવસ્થિતિ—રહેવું.
૧૩૯ સુસંગત—બંધ બેસતું
સદ્‌ગુરુપદિષ્ટ—સાચા ગુરુએ ઉપદેશેલ વસ્તુ.
મહોદય—મોટી ચડતી,
મનોનાશ—મનનો નાશ,
ક્ષય—નાશ.
ચિકિત્સા—રોગની દવા કરવી.
સમવિષમ—ઊંચું નીચું
૧૪૦ ઉપપાદ્ય—સિદ્ધ કરી બતાવવા લાયક વસ્તુ.
કર્ત્રી—કરનારી
અધ્યક્ષમાત્ર—કેવળ સ્વામી
સવનકર્મ—પેદા કરવું
૧૪૧ સાભાસઅંતઃકરણ—આભાસ સહિત અંતઃકરણ
ઉન્મીલન—ઉઘાડવું
૧૪૨ અધ્યક્ષિત—અધિષ્ઠિત
પદ્ધતિ—ઢબ
પ્રસ્તુત—ચાલુ.
તત્ત્વદર્શી—તત્ત્વવસ્તુને જાણનાર.
૧૪૩ પાર્થક્ય—જુદાઈ.
અનેકવાર—ઘણીવાર.
પુનઃપુનઃ—ફરી ફરી.
૧૪૪ પ્રતીત—જણાતું
અભિન્નનિમિત્તોપાદાન—ઉપાદાન કારણ અને નિમિત્ત કારણનું એક હોવું.
સ્વકીય—પોતાનું
આસક્ત—કોઈ વસ્તુમા મન ચોંટાડીને રહેનાર
૧૪૫ અવિનાશી—જેનો નાશ ન હોય તે
જન્ય—પેદા થએલી વસ્તુ.
અજન્ય—પેદા થએલી નહિ એવી વસ્તુ.
અજન્મા—જેનો જન્મ થાય નહિ તે.
અવ્યય—જેનો નાશ ન હોય તે
૧૪૬ કુશળતા—ચતુરાઇ
સૂક્ષ્મતા—ઝીણવટ.
ઉપલિપ્ત—લેપાએલું
સૂક્ષ્મતમ—વધારે ઝીણું
સ્થૂલતમ—વધારે મોટું
૧૪૭ જાતિ—વર્ગ
કીટ—જીવડાં
તત્તત્શરીર—તે તે શરીર.
દેહાતિરિક્ત—શરીર સિવાય.

અન્ય–બીજું.

૧૪૮ પ્રત્યેક–દરેક.

પ્રકાશ્ય–જેનો પ્રકાશ કરવામાં આવે તે.

પ્રકાશક–જે પ્રકાશ કરે કે આપે તે.

૧૪૮ સપ્તદ્વીપા–સાત ટાપુવાળી.

વસુમતી–પૃથ્વી.

કૃત્સ્ન–સંપૂર્ણ.

૧૪૯ નિર્જીવ–જીવ વગરનું.

સ્વપ્નશરીર–સ્વપ્નનું શરીર.

સ્વપ્નકલ્પિત–સ્વપ્નમાં કલ્પાએલું.

સજીવ તુલ્ય–જીવવાળાની પેઠે.

અર્થવાદ–અધિક પ્રશંસા.

૧૫૦ ગુરૂપાસના–ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તવું.

શાસ્ત્રસંપત્તિ–શાસ્ત્રરૂપ સંપત્તિ એટલે ધન, અથવા શાસ્ત્રની પ્રાપ્તિ.

પ્રતિકલ્પ–દરેકકલ્પમાં.

નિર્ણીત–નિર્ણય કરાએલું.

વ્યવહિત–અંતરાયવાળું.

અવ્યવહિત–અંતરાયવાળું નહિ હોય તે.

પરકીય–પારકાનું.

૧૫૧ ભગવદ્વિમુખ–ભગવાનથી વિમુખ.

અણુપરિમાણ–ઝીણામાં ઝીણું તત્ત્વ અણું કહેવાય છે. તેના જેટલું જ હોય તેને અણુ પરમાણુ કહે છે.

૧૫૨ પૂર્ણતયા–પૂરેપૂરો.

વિહંગાવલોકન–આગળ પાછળ તપાસવું.

પ્રક્ષિપ્ત–પાછળથી ઉમેરાએલું.

૧૫૩ અનુપલબ્ધિ–કોઇ વસ્તુનું ન જણાવું.

યથાવકાશ–નવરાશને અનુસરીને.

સુરક્ષિત–સચવાએલું.

મહત્ત્વ–મોટાઇ.

અન્યશાસ્ત્રવિદિત–બીજાશાસ્ત્રોમાં પ્રસિદ્ધ.

૧૫૪ મૌલિક–મૂળ વસ્તુ: કોઇની સહાય વગર પોતે ઉપજાવેલી વસ્તુ.

ઉત્કર્ષાપકર્ષ–ચડતી–પડતી.

૧૫૫ કાકદન્તપરીક્ષા–કાગડાને દાંત હોતા નથી છતાં એની પરીક્ષામાં જેમ વ્યર્થ શ્રમ હોય છે

તેમ જ્યાં વ્યર્થ શ્રમ હોતો હોય તેને કાકદન્ત પરીક્ષા કહે છે.

**અવમાનના**—અપમાન.

**ઉપયોગિની**—ઉપયોગમાં આવનારી.

**વિશિષ્ટશક્તિ**—ખાસ કોઇ શક્તિ.

**પરિચાયક**—ઓળખાણ આપનાર.

**નગણ્ય**—જેની કંઇક ગણ તરી જ ન હોય.

૧૫૬ **વત્સાહરણ**—વાછડાઓને ચોરીને લઇ જવું.

**પરાજિત**—હાર પામેલો, હારી ગએલો.

**યોગમાયાસમાવૃત**—યોગમાયાથી વિંટાએલો.

**અનવધિક**—જેની હદ ન હોય, હદ વગરની વસ્તુ.

૧૫૭ **શિથિલ**—ઢીલું.

**ખગોળવેત્તા**—આકાશની વસ્તુઓને જાણનાર

**વિજ્ઞાનશાસ્ત્રી**—સાયન્સને જાણનાર.

**નિકંદન**—નાશ.

૧૫૮ **દોહન**—દોહવું, સાર ખેંચવું.

**ઉલ્લેખ**—વર્ણન.

**ચતુર્વ્યૂહ**—ચારનો સમૂહ.

૧૫૯ **પ્રતિદ્વન્દ્વિવાદ**—એકને ખોટો પાડવા માટે ઉભો કરાએલો વાદ.

**આપ્તકામ**—ઇચ્છતી વસ્તુ જેને મળી ગઇ હોય તે.

૧૬૦ **દુર્વિનીત**—ખરાબ; જડથો; અવિનયી.

**ઉત્તરોત્તર**—આગળ આગળ.

૧૬૨ **વિષયપરાયણતાનિવૃત્તિ**—વિષયોમાંથી ચિત્તની નિવૃત્તિ.

**પ્રથમ**—પહેલી.

**દ્વિતીય**—બીજી.

**તૃતીય**—ત્રીજી.

**ચતુર્થી**—ચોથી.

૧૬૩ **સ્વાત્મારામતા**—આત્મામાં જ પ્રસન્ન રહેવાપણું.

૧૬૪ **તાત્ત્વિક વિચાર**—તત્ત્વ સુધી પહોંચાય તેવો વિચાર. યથાર્થ વિચાર.

ૐ

# નમન હો

શ્રી

જ્યોતિ જગાડનારા;
અજ્ઞાન કાપનારા;
ઉત્સાહ પ્રેરનારા;
ગુરુદેવને નમન હો.
ચેતન વધારનારા;
રસને રેલાવનારા;
સદ્બોધ આપનારા;
ગુરુદેવને નમન હો.
વીરત્વ અર્પનારા;
દૈન્યાદિ ખાળનારા;
સુખશાંતિ લાવનારા;
ગુરુદેવને નમન હો.
જીવન દીપાવનારા;
કરુણા બતાવનારા;
સૌને અતીવ પ્યારા;
ગુરુદેવને નમન હો.

નં. શિ. ત્રિવેદી.



વેદોપનિષદ્ ભાષ્યકાર પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ

**સ્વામીશ્રી ભગવદાચાર્યજી મહારાજ**

# આ અધ્યાયનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૪ | દુઃખવું | દુખવું |
| ,, | ૧૫ | વંચરોળ | × |
| ૮ | ૭ | બાંધેલી | બાંધેલ |
| ૧૦ | ૨ | શરારીભાવ | શરીરિભાવ |
| ૧૨ | ૪ | વિપરિણમતિ | વિપરિણમતે |
| ૧૬ | ૭ | ઈષ્ટિ | ઇષ્ટ |
| ,, | ૧૦ | બનાવવા | બતાવવા |
| ,, | ૧૮ | યાદક | યાદૃક્ |
| ૨૨ | ૧૨ | સચનાત્ | સૂચનાત્ |
| ૨૩ | ૧૪ | બુદ્ધ | બુદ્ધિ |
| ,, | ૨૦ | ઉદાદતમ્ | ઉદાહૃતમ્ |
| ૨૬ | ૭ | પ્રાણ | ઘ્રાણ |
| ,, | ૧૩ | પાણી | પાણિ |
| ,, | ૧૫ | વાયુ | પાયુ |
| ૩૩ | ૩ | ઈદં | ઇદં |
| ૩૮ | ૪ | ઈત્યેત્ર | ઇત્યેવ |
| ,, | ,, | સંજ્ઞક | સંજ્ઞકઃ |
| ૩૯ | ૯ | શુશ્રષા | શુશ્રૂષા |
| ૪૪ | ૨૧ | નાશુભઃ | નાશુભમ્ |
| ૪૫ | ૧૯ | આચાર્ય કસ્માત્ | આચાર્યઃ કસ્માત્ |
| ૫૧ | ૧૭ | સુહૃજ્જનૈઃ | સુહૃજ્જનૈઃ |
| ૫૬ | ૧ | માંસાકૃસૃપૂ | માંસાસૃક્પૂ– |
| ૬૩ | ૧૭ | ભુકે ભુક્કા | ભુક્કે ભુક્કા |
| ૬૬ | ૨ | ઈતર | ઇતર |

| | | | |
|---|---|---|---|
| ૭૪ | ૧૨ | નિવર્તિન્તિ | નિવર્તન્તિ |
| ,, | ૧૫ | ત્યુદાહ્તઃ | ત્યુદાહૃતઃ |
| ૭૬ | ૨૧ | શ્રતિ | શ્રતિ |
| ૭૯ | ૬ | સર્વતઃ અક્ષિ... | સર્વતોક્ષિ... |
| ૮૦ | ૮ | (રહી શકાય જે નહિ) | (રહી શકાય જ નહિ) |
| ૮૧ | ૧૪ | જીવાનૈકત્વ | જીવાનેકત્વ |
| ,, | ૧૮ | આત્માનૈકત્વ | આત્માનેકત્વ |
| ,, | ૨૩ | લોકે સર્વત્ર | લોકે સર્વમ્ |
| ,, | ,, | આવંય | આવ્યાં |
| ૮૨ | ૧૫ | નિભક્તિ | વિભક્તિ |
| ,, | ૨૪ | ધર્મોના | ધર્મોના |
| ૮૩ | ૪ | નિગુણમ્ | નિર્ગુણમ્ |
| ,, | ૧૨ | નિર્ધૂય | વિધૂય |
| ,, | ૧૩ | શ્રતિમાં | શ્રુતિમાં |
| ,, | ૧૪ | શ્રતિએ | શ્રુતિએ |
| ,, | ૨૫ | વિરૂદ્ધ | વિરુદ્ધ |
| ૮૪ | ૨૭ | પ્રવૃત | પ્રવૃત્ત |
| ૮૭ | ૫ | અનિર્ચયનીય | અનિર્વચનીય |
| ૯૨ | ૧૫ | યોગેશ્વર | યોગીશ્વર |
| ૯૩ | ૧૪ | ,, | ,, |
| ,, | ૭ | ચાચ્યુત | ચાચ્યુતઃ |
| ,, | ૨૧ | અચ્છાદન | આચ્છાદન |
| ૯૬ | ૧ | ઇમાનિ | ઇમાનિ |
| ,, | ૧૯ | હ્દિ | હૃદિ |
| ૯૮ | ૫ | બ્રહ્મઅવિદ્યાગ્રસ્ત | બ્રહ્મ અવિદ્યાગ્રસ્ત |
| ,, | ૨૩ | તમોઽધ્નાતાને | તમોઽધીનતાને |
| ૧૦૯ | ૧૬ | ગુણસ઼્ગઃ | ગુણસઙ્ગઃ |

| | | | |
|---|---|---|---|
| ૧૧૧ | ૪ | સ્વતઃક્રિયા | સ્વતઃ ક્રિયા |
| ,, | ૨૩ | અતઃકરણુ | અંતઃકરણુ |
| ૧૧૩ | ૨૫ | ઉત્પન | ઉત્પન્ન |
| ૧૨૨ | ૧૩ | અનારબ્ધકાએ | અનારબ્ધકાર્યે |
| ૧૨૪ | ૧૧ | ઈચ્છા | ઇચ્છા |
| ,, | ૧૭ | પરમાત્મૈ વ | પરમાત્મૈવ |
| ,, | ૨૧ | યચ્છિઇં | યચ્છિષ્ટં |
| ૧૩૧ | ૨૨ | જીજ્ઞાસુ | જિજ્ઞાસુ |
| ૧૩૨ | ૭ | જીજ્ઞાસુઓ | જિજ્ઞાસુઓ |
| ૧૪૦ | ૧૯ | ચવાત્ર | ચૈવાત્ર |
| ૧૪૫ | ૮ | કેઈ | કોઈ |
| ૧૪૬ | ૧૧ | અધ્વારુની | અભ્યાસની |
| ૧૫૫ | ૫ | કલઓ | કલાઓ |
| ,, | ૨૩ | ઇત્યેવં | ઇત્યેવ |
| ૧૫૬ | ૧૧ | કૃષ્ણે | કૃષ્ણે |
| ૧૫૭ | ૧૫ | વિવદ | વિવાદ |
| ૧૫૮ | ૧૯ | ઇશ્વર ભાવના | ઈશ્વરભાવના |
| ૧૫૯ | ૩ | પ્રતિદ્વન્દિવાદ | પ્રતિદ્વન્દ્વિવાદ |
| ,, | ૬ | વિશિષ્ટદ્વૈ... | વિશિષ્ટાદ્વૈ... |



શ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્યવેદોપનિષદ્ભાષ્યકાર સ્વામી શ્રી
ભગવદાચાર્યજી મહારાજે પ્રણીત ગીતાભૂષણ-
વ્યાખ્યાસહિત

# શ્રીમદ્ભગવદ્ગીતા

## નો

# તેરમો અધ્યાય

શ્રી ભગવાને બારમા અધ્યાયમાં ભક્તિયોગનું નિરૂપણ કર્યું છે. અવ્યક્ત સ્વરૂપની ઉપાસના કરતાં વ્યક્ત સ્વરૂપની ઉપાસનામાં કાઠિન્ય ઓછું છે; એ પણ ત્યાં કહેવામાં આવ્યું છે. અને છેવટે વિસ્તારપૂર્વક ભગવાને પોતાના પ્રિય ભક્તોનાં સ્વરૂપનું વર્ણન કર્યું છે.

પણ કઠિન તત્ત્વો શીઘ્ર હૃદયંગમ થતા નથી તેથી દયાળુ ગુરુઓ એક ને એક વિષયને ઘણી વાર ઘણી રીતે સમજાવે છે. આત્મતત્ત્વ ઇન્દ્રિયાતીત હોવાને લીધે દુર્ગમ મનાયું છે. દુર્ગમ હોવા છતાં તેના જ્ઞાન વિના જીવનાં દુઃખોનો આત્યન્તિક નાશ નથી એ નિર્વિવાદ વસ્તુ છે, તેથી મુમુક્ષુઓને માટે આત્મા જ ગમ્ય છે.

આ વિષયમાં શ્રુતિ પણ કહે છે કે:

**"આત્મા વારે દ્રષ્ટવ્યઃ શ્રોતવ્યો મન્તવ્યો**
**નિદિધ્યાસિતવ્યશ્ચ."**

એટલે આત્માનું જ દર્શન કરવું જોઇએ. આત્મજ્ઞાનને જ ગુરુ પાસે સાંભળવું જોઇએ. તેનું જ મનન અને તેનું જ નિદિધ્યા-

સન કરવું જોઇએ. એ બધું વિચારીને પરમકૃપાળુ ભગવાન્ પોતાના પ્રિય શિષ્ય અર્જુનને તે દુર્ગમ વસ્તુ—આત્મતત્ત્વનો ફરીથી ઉપદેશ કરે છે.

કોઇ વસ્તુનું જ્ઞાન મેળવવું હોય તો તેના વિરોધિયોનું પણ જ્ઞાન મેળવવું જોઇએ. તેથી પ્રાપ્યવસ્તુના જ્ઞાનની સાથે જ પ્રાપ્ય વિરોધી વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં સર્વ પૂર્વાચાર્યો એકમત બન્યા છે. આત્મા ચેતન છે. આખું જગત્ જડ છે. આત્મા પ્રકાશસ્વરૂપ છે. આખું જગત્ અપ્રકાશ–સ્વરૂપ છે. આત્મા પરમાર્થ છે. આખું જગત્ અપરમાર્થ છે. આત્મા ગ્રાહ્ય અને પ્રાપ્ય છે. આખું જગત્ અગ્રાહ્ય અને ત્યાજ્ય છે. તેથી આખું જગત્ આત્મતત્ત્વનું વિરોધી છે. વિરોધી વસ્તુ પ્રતિબંધક હોય છે. તે તત્ત્વજ્ઞાનમાં બાધા પહોંચાડે છે. કોઇના સ્વરૂપજ્ઞાન વગર હાન કે ઉપાદાન–ત્યાગ કે સંગ્રહ હોઈ શકતો નથી. તેથી ભગવાન્ ૧૨ મા અધ્યાયના શેષ તરીકે આ અધ્યાયમાં ભક્તિની દૃઢતા માટે આત્મા અને તેની વિરોધી વસ્તુનું વિવેચન કરે છે.

નારદપંચરાત્રમાં કહ્યું છે કે:

**સ્વજ્ઞાનં પ્રાપકજ્ઞાનં પ્રાપ્યજ્ઞાનં મુમુક્ષુભિઃ।**
**જ્ઞાનત્રયમુપાદેયમેતદન્યત્ ન કિંચન ॥**

એટલે મુમુક્ષુઓએ સ્વજ્ઞાન, પ્રાપકજ્ઞાન અને પ્રાપ્યજ્ઞાન એ ત્રણ જ્ઞાન મેળવવાં જોઇએ. **સ્વજ્ઞાન** એટલે ઉપાસક ચેતનનું જ્ઞાન; **પ્રાપકજ્ઞાન** એટલે સાધનજ્ઞાન. **પ્રાપ્યજ્ઞાન** એટલે ભગવત્–જ્ઞાન. જો કે અહીં કેવલ ત્રણ જ વસ્તુનું જ્ઞાન અપેક્ષિત બતાવ્યું છે પણ પ્રાપ્યના વિરોધીનું જ્ઞાન પણ આવશ્યક જ છે. તેથી અહીં પ્રાપ્ય તત્ત્વ–આત્મતત્વનું વિરોધી ક્ષેત્રપદવાચ્ય ભૌતિક શરીરના સ્વરૂપનું બોધન કરવા પણ આ અધ્યાયનો આરંભ છે.

શાસ્ત્રકારોએ ત્રણ પ્રકારનાં દુઃખો વર્ણવ્યાં છે. ૧ આધ્યાત્મિક દુઃખ. ૨ આધિભૌતિક દુઃખ. ૩ આધિદૈવિક દુઃખ. એ ત્રણેના સ્વરૂપ વિષ્ણુપુરાણમાં આ રીતે વર્ણવેલ છેઃ

**આધ્યાત્મિકો વૈ દ્વિવિધઃ શારીરો માનસસ્તથા ।**
**શારીરો બહુભિર્ભેદૈર્ભિદ્યતે શ્રૂયતાં ચ સઃ ॥**
**શિરોરોગપ્રતિશ્યાય–જ્વર–શૂલ–ભગન્દરૈઃ ।**
**ગુલ્માર્શ–શ્વયથુ–શ્વાસ–ચ્છર્દ્યાદિભિરનેકધા ॥**
**તથાક્ષિરોગાતિસાર–કુષ્ઠાંગામય–સંજ્ઞકૈઃ ॥**
**ભિદ્યતે દેહજસ્તાપઃ　...　...　...　॥**

આધ્યાત્મિક દુઃખ બે પ્રકારનાં હોય છેઃ શારીરિક અને માનસિક. જે શરીરને સંતાપ પહોંચાડે તે શારીરિક દુઃખ કહેવાય છે. જે મનને સંતાપ પમાડે તે માનસિક દુઃખ કહેવાય છે. આ બે જાતના આધ્યાત્મિક દુઃખોમાંથી શારીરિક દુઃખની ઘણી જાતો છે. સાંભળો, માથાનું દુઃખવું, સળેખમ, તાવ, શૂળ, ભગંદર, ગોળો, હરસ, વધરોળ વગેરે. શ્વાસ, વમન, આંખનો રોગ, અતિસાર–બહુ મલત્યાગ થવો, કોઢ અને એવા બીજા આમ વગેરે રોગો શારીરિક દુઃખ કહેવાય છે.

**માનસં શ્રોતુમર્હસિ ॥**
**કામક્રોધભયદ્વેષલોભમોહવિષાદજઃ ।**
**શોકાસૂયાવમાનેર્ષ્યામાત્સર્યાદિમયસ્તથા ॥**
**માનસોઽપિ દ્વિજશ્રેષ્ઠ તાપો ભવતિ નૈકધા ।**
**ઇત્યેવમાદિભિર્ભેદૈસ્તાપો હ્યાધ્યાત્મિકઃ સ્મૃતઃ ॥**

હવે માનસ દુઃખ સાંભળો. કામ, ક્રોધ, ભય, દ્વેષ, લોભ, મોહ અને વિષાદથી ઉત્પન્ન થયેલાં જે દુઃખ, તેમજ શોક, અસૂયા, અપમાન, ઈર્ષ્યા, માત્સર્ય વગેરે અનેક દુઃખો **માનસ દુઃખ**

કહેવાય છે. એ આધ્યાત્મિક દુઃખનું વિવેચન થયું. હવે અધિભૌતિક દુઃખનું સ્વરૂપ બતાવવામાં આવે છે.

**મૃગપક્ષિમનુષ્યાદ્યૈઃ પિશાચોરગરાક્ષસૈઃ ।**
**સરીસૃપાદ્યૈશ્ચ નૃણાં જન્યતે આધિભૌતિકઃ ॥**

પશુ, પક્ષી, મનુષ્ય, પિશાચ–કોઈને મારનાર અથવા માંસાહાર કરનાર, છાતી વડે ચાલનાર સર્પ આદિ, રાક્ષસ–એટલે બલાત્કારથી કોઈની વસ્તુને તેની પાસેથી લઈને તેને હેરાન કરનાર દયાહીન મનુષ્ય, વીંછી વગેરે અનેક પ્રાણીઓથી મનુષ્યને જે દુઃખ મળે છે તે આધિભૌતિક કહેવાય છે. હવે આધિદૈવિક દુઃખ ગણાવે છે.

**શીતોષ્ણવાતવર્ષામ્બુ–વૈદ્યુતાદિસમુદ્ભવઃ ।**
**તાપો દ્વિજવરશ્રેષ્ઠ કથ્યતે ચાધિદૈવિકઃ ॥**
**ગર્ભજન્મજરાજ્ઞાનમૃત્યુનારકજં તથા ।**
**દુઃખં સહસ્રશો ભેદૈર્ભિદ્યતે મુનિસત્તમ ॥**

શીત, ઉષ્ણ–ગરમ, પવન, વરસાદ, જળ, વિજળી આદિથી થનારૂં દુઃખ, તેમજ ગર્ભ–દુઃખ, જન્મ–દુઃખ, જરા–દુઃખ=(ઘડપણનું દુઃખ), અજ્ઞાન–દુઃખ, મૃત્યુ–દુઃખ, નરક–દુઃખ, આ બધાં દુઃખો આધિદૈવિક દુઃખ કહેવાય છે.

બારમા અધ્યાય સાથે આ તેરમા અધ્યાયનો જે રીતે સંબંધ બેસે છે તે તો મેં આરંભમાં જ બતાવ્યું છે. હવે આ અધ્યાયનો આરંભ થાય છે—

આ અધ્યાયના આરંભમાં એક શ્લોક કેટલાક ગીતાગ્રન્થોમાં જડે છે અને કેટલાકમાં નથી જડતો. તે શ્લોક આ છે.

અર્જુન ઉવાચ

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद् वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥

અર્થ—"અર્જુન બોલ્યો કે હે કેશવ ! હું પ્રકૃતિ–પુરુષ એટલે ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ, જ્ઞાન અને જ્ઞેય આ બધાને જાણવા ઇચ્છું છું." વિદ્વાનોનો મત છે કે આ શ્લોક પ્રક્ષિપ્ત છે. એટલે પાછળથી કોઈ પંડિતે બનાવીને ઉમેરી દીધો છે. મૂળ ગીતાનો આ શ્લોક નથી. આ શ્લોકને પ્રક્ષિપ્ત માનવામાં બે કારણોનો નિર્દેશ કરાય છે. એક તો એ કે ગીતાની શ્લોકસંખ્યા નિયતરૂપે સાતસો છે અને આ શ્લોકથી શ્લોક સંખ્યા સાતસો એક થઈ જાય છે. બીજું કારણ એ બતાવવામાં આવે છે કે શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજ, નીલકંઠ, શ્રીધર, જ્ઞાનદેવ, મધુસૂદન, શંકરાનંદ ઇત્યાદિ કોઈએ પોતાના ગ્રંથમાં એને સ્થાન આપ્યું નથી.

એ સંબંધમાં મારો વિચાર સ્થિર નથી. પ્રાચીન ગ્રંથોમાં જે શ્લોક ન હોય તેને માટે એમ કહેવું કે એ પ્રક્ષિપ્ત છે, તદ્દન યોગ્ય તો ન જ કહેવાય. અથવા તો જે પ્રાચીન ગ્રંથોમાં હોય અને તેને માટે એમ કહેવું કે એ પ્રક્ષિપ્ત નથી, તે પણ તદ્દન યોગ્ય ન ગણાય. મોટો પ્રશ્ન સંખ્યાનો રહે છે. યદિ સંખ્યાને માટે આગ્રહ જ હોય તો તો બીજા કોઈ શ્લોકને પ્રક્ષિપ્ત અને અશુદ્ધ બતાવીને તેને જ વધારાનો શ્લોક માની શકાય અને આ ઉપર્યુક્ત શ્લોકને ગીતાનો જ શ્લોક માની શકાય છે. પ્રક્ષિપ્ત જણાતા શ્લોકની સૂચના મ્હેં ગીતાના બીજા અધ્યાયની ગીતાભૂષણ ટીકામાં કરી છે.

વળી મહાભારતમાં ૧।। શ્લોક મળે છે તે આ છેઃ—

षट्शतानि सविंशानि श्लोकानां प्राह केशवः ।
अर्जुनः सप्तपंचाशत् सप्तषष्टि तु संजयः ॥

ધૃતરાષ્ટ્રઃ શ્લોકમેકં ગીતાયા માનમુચ્યતે ॥

એનો અર્થ. ગીતામાં ભગવાન્ શ્રી કૃષ્ણના ૬૨૦ શ્લોક છે. અર્જુનના ૫૭ શ્લોક છે. સંજયના ૬૭ શ્લોક છે અને ધૃતરાષ્ટ્રનો ૧ શ્લોક છે. જો આ શ્લોકને પ્રમાણ માનીએ તો ૭૪૫ શ્લોક થાય છે. આજે ગીતાની પ્રતોમાં જે પ્રમાણે શ્લોક સંખ્યા ઉપલબ્ધ થાય છે તે આ છેઃ શ્રીકૃષ્ણના ૫૭૩, અર્જુનના ૮૫, સંજયના ૪૧, ધૃતરાષ્ટ્રનો ૧. આવી રીતે જ્યારે સંખ્યામાં ગરબડ જ છે તો આ એક શ્લોકને ઉમેરી લેવામાં કશી હાનિ જણાતી નથી. પણ સાથે સાથે એ પણ જાણી લેવું જોઈએ કે આ શ્લોક ન હોય તો તેથી પણ કોઈ વિશેષ હાનિ નથી. એનાથી કેવળ થોડી પ્રશ્ન–ઉત્તરની અનુકૂળતા સચવાય છે, એટલું જ.

આ કહેવાતા પ્રક્ષિપ્ત શ્લોકમાં **પ્રકૃતિ** શબ્દ ક્ષેત્રને માટે આવ્યો છે અને **પુરુષ** શબ્દ **ક્ષેત્રજ્ઞ**ને માટે આવ્યો છે. મહાભારત-કાળમાં ભારે પ્રતિષ્ઠા ભોગવતા સાંખ્ય લોકોએ **પ્રકૃતિ** અને **પુરુષ** આ બે શબ્દોની રચના કરી રાખી હતી. તેમનો પણ સંગ્રહ આ શ્લોકમાં થયો છે અને **ક્ષેત્ર** તથા ક્ષેત્રજ્ઞ એ નવા શબ્દો પણ યોજાયા છે. પણ એક વસ્તુ એવી છે કે જેથી મને પણ આ શ્લોકને પ્રક્ષિપ્ત માની લેવાની પ્રેરણા થાય છે. તે એ કેઃ આ ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ–જ્ઞાન ઔપનિષદ જ્ઞાન નથી. એ જ્ઞાન તો ગીતાની, પોતાની મૌલિક વસ્તુ છે. એ સ્વતંત્ર વિજ્ઞાનના પરિચય માટે શબ્દોની યોજના કરનાર શિષ્ય અર્જુન કરતાં આચાર્ય–કૃષ્ણ જ વધારે યોગ્ય ગણાય. તેથી જો આ શ્લોક માની લેવાય તો આ બન્ને શબ્દોની રચના કરનાર અર્જુન ગણાય અને તે અયુક્ત જ થાય. અર્જુન એટલું શાસ્ત્રીય જ્ઞાન ધરાવતો પણ ન હતો કે તે સ્વતંત્ર રીતે નવા શબ્દો અને નવા વિષયો પ્રશ્નોને માટે શોધી કાઢે. તે તો એક વીર યોદ્ધો હતો અને સાથે સાથે ભક્ત–હૃદયવાળો હતો.

તેથી જે કાંઈ ભગવાન્ કહેતા તેમાંથી જ તે શંકા શોધી કાઢતો. તે સિવાય બીજી શાસ્ત્રીય યોગ્યતા તેમનામાં ન હતી. એ વાત આખી ગીતાથી સ્પષ્ટ થઈ જાય છે. પ્રથમાધ્યાયમાં અર્જુન જે જ્ઞાનની વાત કરે છે તે તો આજે અભણ આભીર-ભરવાડ લોકો પણ કરે છે. તેમાં કાંઈ બહુ મહત્ત્વ સચવાયેલું નથી. તેથી આવા બે નવા શબ્દોની રચના ભગવાનના જ શ્રીમુખે થવા દેવામાં વિશેષ સુંદર, વધારે યોગ્ય અને અનુકૂળ જણાય છે. એ લોભ સિવાય બીજું એકે કારણ નથી કે જેથી આ શ્લોકને પ્રક્ષિપ્ત માની લેવામાં આવે. છતાં હું એમ આગ્રહ ધરાવતો નથી કે આ શ્લોક અહીં હોવો જ જોઇએ. આ રહ્યો આ અધ્યાયનો પહેલો શ્લોકઃ—

**શ્રી ભગવાન્ ઉવાચ**

ઇદં શરીરં કૌન્તેય ક્ષેત્રમિત્યભિધીયતે,
એતદ્યો વેત્તિ તં પ્રાહુઃ ક્ષેત્રજ્ઞ ઇતિ તદ્વિદઃ ॥૧॥

પદચ્છેદ

**ઇદં શરીરં કૌન્તેય ક્ષેત્રમ્ ઇતિ અભિધીયતે,**
**એતદ્ યઃ વેત્તિ તં પ્રાહુઃ ક્ષેત્રજ્ઞ ઇતિ તદ્વિદઃ॥૧॥**

**અર્થ**—**કૌન્તેય**—હે કુન્તીપુત્ર અર્જુન! **ઇદમ્**—આ. **શરીરમ્**—શરીર. **ક્ષેત્રમ્**—ક્ષેત્ર. **ઇતિ**—એવું. **અભિધીયતે**—કહેવાય છે. **યઃ**—જે. **એતદ્**—આ ક્ષેત્રને. **વેત્તિ**—જાણે છે. **તમ્**—તેને. **તદ્વિદઃ**—તત્ત્વવેત્તા લોક અથવા તે ક્ષેત્રજ્ઞને જાણનારા વિદ્વાનો. **ક્ષેત્રજ્ઞઃ**—ક્ષેત્રજ્ઞ. **ઇતિ**—એવું. **પ્રાહુઃ**—કહી ગયા છે. ॥ ૧ ॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને જાણનાર વિદ્વાનો આ શરીરને ક્ષેત્ર કહે છે અને તે ક્ષેત્રને જાણનારને ક્ષેત્રજ્ઞ કહે છે.

**ભાવાર્થ**—ક્ષેત્ર એટલે ખેતર. ખેતરમાં બીજ વવાય છે તે ઉગે છે. વાવનાર અથવા બીજા પણ તેનો ઉપભોગ કરે છે. આ શરીર પણ ખેતર જેવું જ છે. એ શરીરથી જ કર્મ કરાય છે. કર્મ તે જ બીજ. કર્મરૂપ બીજનો શરીર સાથે સંબંધ હોવાથી, શરીરને ક્ષેત્ર–ખેતર કહેવામાં આવ્યું છે. આ શરીર–ક્ષેત્રમાં જ સુખ–દુઃખરૂપ ફળના અંકુરો ઊગે છે. તેમાં જ સુખ–દુઃખ પાકે છે. સુખ–દુઃખનું પાકવું એટલે ઈશ્વરે બાંધેલી સમય–મર્યાદા સુધી ક્રમિક વિકાસ વા હ્રાસ–દ્વારા ટકવું. એવી દૃષ્ટિ રાખી શરીરને ક્ષેત્ર કહેવામાં આવ્યું છે.

તે જડ છે. સુખ–દુઃખનું સ્થાન છે. તે જ બંધન છે. શરીર હોવાથી જ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચાર નામવાળાં અંતઃકરણ સાથે ચેતનનો સંબંધ થાય છે. એ સંબંધથી ચેતન–જીવ નિકૃષ્ટ વિચારો સેવીસેવીને પોતાનું સ્વરૂપ ગુમાવે છે. સંકલ્પ વિકલ્પ કરે છે. કોઈક અનર્થ કાર્ય કરવાનો પણ નિશ્ચય કરે છે. સાંસારિક વસ્તુઓનું ચિંતન કરે છે. અહંકારે ભરાય છે. અને પરિણામે તે પતન પામે છે. એના બંધનો વધે છે. સ્વરૂપ વધારેમાં વધારે ઢંકાય છે. વધારેમાં વધારે દુઃખ ભોગવે છે. તેથી એ શરીર-એ ક્ષેત્ર આત્મસ્વરૂપજ્ઞાનમાં અંતરાયરૂપ હોવાથી પ્રાપ્યવિરોધી છે અને તેથી જ ત્યાજ્ય છે. પણ એનું મૂળતત્ત્વ જાણ્યા વગર એનો ત્યાગ હોઈ શકે નહિ. તેથી આ સ્વરૂપ–વિરોધી પદાર્થ શરીરને–ક્ષેત્રને જે જાણે છે તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. એમાં શું જાણવું, કેવી રીતે જાણવું, એટલે કયા સ્વરૂપે જાણવું, એ બધું ભગવાન્ આગળ કહેવાના છે. ॥ ૧ ॥

આ ક્ષેત્રને જાણનાર કોઈ બીજું ચેતન છે અથવા સ્વયં પરમેશ્વર જ એ ક્ષેત્રને જાણનાર હોવાથી ક્ષેત્રજ્ઞ કહેવાય છે? આ શંકાને મનમાં રાખીને ભગવાન્ કહે છે—

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥२॥

પદચ્છેદ

**ક્ષેત્રજ્ઞં ચ અપિ માં વિદ્ધિ સર્વક્ષેત્રેષુ ભારત ।**
**ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ જ્ઞાનં યત્ તત્ જ્ઞાનં મતં મમ ॥૨॥**

**અર્થ**—**ચ**-અને. **ભારત**-ભરતકુલમાં ઉત્પન્ન થએલા હે અર્જુન. **સર્વક્ષેત્રેષુ**-બધા ય શરીરરૂપ ક્ષેત્રોમાં (વ્યાપક થઇને રહેલા) **મામ્**-મને. **ક્ષેત્રજ્ઞમ્**-ક્ષેત્રજ્ઞ. **અપિ**-પણ. **વિદ્ધિ**-જાણ. **ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ**-ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું. **યત્**-જે. **જ્ઞાનમ્**-જ્ઞાન. **તત્**-તે. **જ્ઞાનમ્**-જ્ઞાન, **મમ**-મને. **મતમ્**-ઇષ્ટ છે. ॥૨॥

**સ્પષ્ટાર્થ**—હે ભારત-અર્જુન! સર્વ ક્ષેત્રોમાં વ્યાપક થઇને રહેલા મને ક્ષેત્રજ્ઞ પણ તું જાણ. આવી રીતે ક્ષેત્ર-શરીર અને ક્ષેત્રજ્ઞ-હું-આ બેનું જે જ્ઞાન તે જ મને અભિમત છે-ઇષ્ટ છે. ॥ ૨ ॥

**ભાવાર્થ**—ભગવાન્ કહે છે કે અર્જુન! હું સર્વ ક્ષેત્રોમાં અંતર્યામીરૂપે રહું છું. તેથી હું બધાનો અંતર્યામી તો છું જ. પણ તું મને **ક્ષેત્રજ્ઞ** પણ સમજ. મારાથી ભિન્ન કોઈ ક્ષેત્રજ્ઞ છે એમ તારે માનવું નહિ.

કેટલાક ભેદવાદિયો **ક્ષેત્રજ્ઞમપિ**નો અર્થ કરે છે કે:—"તું મને ક્ષેત્ર પણ જાણ અને ક્ષેત્રજ્ઞ પણ જાણ." એ અર્થ સારો નથી જણાતો. **ક્ષેત્ર** એટલે શરીર. **ક્ષેત્રજ્ઞ** એટલે પરમેશ્વર. ક્ષેત્ર જડ. અને ક્ષેત્રજ્ઞ ચેતન. જડ અને ચેતનની એકતા ભેદવાદમાં સંભવે નહિ. જો અપૃથક્સિદ્ધિ સંબંધથી આ બન્નેને એક માનવામાં આવે, અર્થાત્ ક્ષેત્ર એટલે પ્રાણિયોનું શરીર તે ભગવાન્નું શરીર છે અને ભગવાન્ તે બધા શરીરોનો ધારણ કરનાર શરીરી છે,

તેથી શરીર અને શરીરીનું ઐક્ય હોઈ શકે છે, તો પણ સારૂં ન કહેવાય. શરીર–શરીરીભાવથી ઐક્ય ઐકાંતિક ઐક્ય છે ? અથવા અનૈકાંતિક ? ઐકાંતિક ઐક્ય એટલે તદ્દન અભેદ. અનૈકાંતિક ઐક્ય એટલે કાલ્પનિક અભેદ.જો ઐકાંતિક અભેદ હોય તો ભેદભાવનો સ્વીકાર જ બેહૂદો છે. તેમજ અભિન્ન વસ્તુને માટે "**ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ**" આમ દ્વિવચનનો પ્રયોગ સર્વથા અસંગત જ કહેવાય. તેમજ મને જ ક્ષેત્ર સમજ અને ક્ષેત્રજ્ઞ પણ મને જ સમજ, આવી રીતે પોતાને બે વસ્તુ તરીકે તે ઓળખાવી શકે નહિ. માટે આત્યંતિક અભેદ તો ન જ કહેવાય. જો કાલ્પનિક અભેદ માનો તો ઐકાંતિક ભેદ તો રહેવાનો જ. અને જો ઐકાંતિક ભેદ જ હોય તો અપૃથક્-સિદ્ધિ સંબંધને લીધે ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞમાં અભેદ માનવો તદ્દન નિરર્થક છે. માટે "તું મને ક્ષેત્ર પણ જાણ અને ક્ષેત્રજ્ઞ પણ જાણ." એ અર્થ સારો ન કહેવાય.

કદાચ કહો કે કેટલીક અભેદવાદિની શ્રુતિયોની અનુકૂળતાથી જડ એવા ક્ષેત્રને પણ, ઔપાધિક અભેદથી જ ક્ષેત્રજ્ઞથી અભિન્ન માનીએ છીએ અને વસ્તુતઃ તો તે બન્નેમાં ભેદ જ છે. તો તમારી અથવા તમારી અનુકૂળતાથી અથવા તમારી દૃષ્ટિએ અનુકૂળ શ્રુતિઓની અનુકૂળતાથી જો તમે ઔપાધિક અભેદ સ્વીકારી લેતા હો તો ઔપાધિક ભેદ સ્વીકારનારા અદ્વૈતવાદિયોને આંખ ન દેખાડી શકાય.

માટે આ શ્લોકમાં ભગવાન્‌નું એ જ તાત્પર્ય છે કે આ આખું જગત્ ક્ષેત્ર જેવું છે. તેને હું જાણું છું, સર્વજ્ઞ સર્વરહસ્યજ્ઞ ભગવાન્ સિવાય તત્ત્વતઃ કોઈ પણ કોઇ વસ્તુને જાણી શકે નહિ. પરમેશ્વર જ જાણે છે કે આ જગત્ અનિત્ય અને બંધનકારક છે. એ પરમેશ્વર જ જ્યારે અર્જુનને પણ એ ક્ષેત્રનું જ્ઞાન આપશે ત્યારે અર્જુન તેને જાણીને, તેનો ત્યાગ કરવો છે, તેમ નિશ્ચય કરીને

તેના ત્યાગના પ્રયાસમાં લાગી જશે. અને અંતે છેવટે કલ્યાણપ્રાપ્ત કરશે. જેમ અર્જુન તેમ બીજા જીવો પણ એ જ વાકયથી ક્ષેત્ર-સ્વરૂપને ઓળખીને પોતાનું કલ્યાણ સાધશે.

ભગવાને કહ્યું કે "ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ મને ઇષ્ટ છે." તેનું પણ એ જ તાત્પર્ય છે. અહીં ક્ષેત્રજ્ઞ શબ્દથી બદ્ધ–અજ્ઞાન–કલંકિત જીવોનું ગ્રહણ નથી કરવાનું. કેમકે જડ જગતરૂપ ક્ષેત્ર અને બદ્ધ જીવોને ઉદ્દેશીને ભગવાનનું એમ કહેવું કે "આ બેનું જે જ્ઞાન તે મને અભિમત છે" સર્વથા અયુક્ત થઈ પડશે. જો કદાચ એમ કહો કે હેયત્વેન ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન ઉચિત જ છે, અયુક્ત શા માટે? તો સાંભળો—

તમારા મતે ક્ષેત્રજ્ઞ શબ્દના બે અર્થ છે–એક તો જીવ અને બીજો પરમાત્મા. એક જ ક્ષેત્રજ્ઞ શબ્દ એક જ સમયે બે અર્થો આપી શકે નહિ. કદાચ તમને સંતોષ પમાડવા એ માની પણ લેવાય કે એક શબ્દ યુગપત્ બે અર્થો આપી શકે છે, તો **ક્ષેત્રક્ષેત્રયોર્જ્ઞાનમ્**નો અર્થ એવો હોવો જોઈએ—"ક્ષેત્ર, જીવ અને પરમાત્માનું જ્ઞાન મને અભિમત છે." અને જો એમ કરો તો **ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ** આ દ્વિવચનને બદલે બહુવચન થવું જોઈએ. અને જો આ દ્વિવચનની રક્ષા માટે ક્ષેત્ર અને જીવ એ બે જ અર્થ લ્યો તો શંકા આ થાય છે કે શા માટે ભગવાનને ક્ષેત્ર અને જીવનું જ્ઞાન અભિમત છે અને પોતાનું જ્ઞાન અભિમત નથી? એના ઉત્તરમાં જો તમે એમ કહો કે અહીં **ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ**નો અર્થ શરીર અને પરમાત્મા છે. ત્યારે તો **આગતો મદીયઃ પન્થાઃ**—મારો જ માર્ગ છેવટે પકડયો.

વાસ્તવિક રીતે એ જ અર્થ સારો છે કે "ક્ષેત્ર ત્યાજ્ય છે" એવું જે જ્ઞાન અને તેનો જાણનાર જે હું છું–તેનું–મારૂં "એ ક્ષેત્રજ્ઞ ગ્રાહ્ય છે" એવું જે જ્ઞાન તે મને અભિમત છે.

ઉપર કહેવામાં આવ્યું છે કે ક્ષેત્રને જાણનાર પરમેશ્વર જ ક્ષેત્રજ્ઞ છે. અહીં એવી શંકા થઈ શકે છે કે ક્ષેત્રને જાણવાથી—એટલે ક્ષેત્રને એમ જાણવાથી કે તે માયિક છે, જાયતે, અસ્તિ, વર્ધતે, વિપરિણમતિ, અપક્ષીયતે, વિનશ્યતિ એ ષટ્ વિકારવાળું છે, તેથી જ વિનાશી છે, અનાત્મ વસ્તુ છે—એમ જાણવાથી તેનો, ક્ષેત્રજ્ઞ ત્યાગ કરશે. "ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ" આ કહેવાથી ભગવાને પોતાને જ ક્ષેત્રજ્ઞ કહ્યા. અને ભગવાન્ તો પ્રથમથી જ ત્યક્તજગત્ છે. કોઈ પણ કાળે તેઓ ક્ષેત્રના પાશમાં બંધાયા નથી. ત્યારે ક્ષેત્રજ્ઞ થવાથી તેમને શો લાભ? આ શંકાનું સમાધાન એ કેઃ ભગવાન અહીં એમ માનતા લાગે છે કે તે ક્ષેત્રનો જાણનાર માયાસંબંધવિરહિત સચ્ચિદાનંદ પરબ્રહ્મ નહિ પણ જીવદશાપન્ન ચેતન છે. પણ તે જીવ તે બ્રહ્મથી ભિન્ન નથી, સર્વથા અભિન્ન જ છે. ભિન્નતાની પ્રતીતિ ઔપાધિક અને અજ્ઞાનજન્ય છે. વસ્તુતઃ તો તે ક્ષેત્રજ્ઞ જીવ અને બ્રહ્મ અભિન્ન જ છે. એ જ બતાવવા માટે ભગવાને એમ કહ્યું કે ક્ષેત્રજ્ઞ મને જ જાણ.

વા૩. ક્ષેત્રજ્ઞ મને જ જાણ, એમ કહેવાથી અને ઉપરના હમણાંના વિવેચનથી એ તો સિદ્ધ થયું કે ક્ષેત્રજ્ઞ મુખ્યત્વે કરીને જીવદશાપન્ન ચેતન છે, માયાવિરહિત બ્રહ્મ નથી. પરમાર્થમાં જ જીવ—બ્રહ્મની એકતા મનાય છે. ત્યારે અહીં ક્ષેત્ર અને જીવદશાપન્ન ક્ષેત્રજ્ઞના જ્ઞાનને ભગવાને પોતાનું અભિમત જ્ઞાન કેમ કહ્યું? ઉત્તર? જીવદશાપન્ન ક્ષેત્રજ્ઞ ભલે બ્રહ્મથી ભિન્ન જણાતો હોય પણ વાસ્તવમાં તો તે બ્રહ્માભિન્ન જ વસ્તુ છે. તેથી જ્યારે કોઈને ક્ષેત્રજ્ઞ જીવનું જ્ઞાન થશે ત્યારે તે એવું જ થશે કે જીવભાવાપન્ન ચેતન સંસારી નથી, શરીર નથી. શરીર—સંબંધી ન હોવાથી શરીરી પણ નથી, અખંડ, અદ્વય, સચ્ચિદાનન્દરૂપ છે. અને તે તો ભગવાનનું જ જ્ઞાન છે. તેથી ભગવાને તેમ કહ્યું.

ગીતાના ઉપદેશો એવા વિલક્ષણ ઢંગથી થએલા છે કે તેમાં સદાચાર, સંયમ, મર્યાદા અને ભક્તિ, પ્રપત્તિ, આસ્તિક્ય આદિ સિવાય બીજી એવી એકે વસ્તુ નથી જેમાં વૈદિકોને કોઇ પણ રીતે વિરુદ્ધ વાગ્-વ્યાપાર કરવો પડે. એવી સાદી ભાષામાં સરળ ઉપદેશ અને નિસ્સંદેહ ઉપદેશ અન્યત્ર મળવો કઠણ છે. તથાપિ પોતપોતાનો એકેક વાડો બનાવીને તેની અંદર ભરાઇને રહેનાર સંપ્રદાયાચાર્યોએ આ ગીતામાં પણ ભારે તોફાન મચાવી દીધું છે. દરેક સંપ્રદાયાચાર્યનો એ જ આગ્રહ જોવામાં આવે છે કે અમુક શ્લોકમાંથી, અમુક વચનમાંથી, અમુક પ્રસંગમાંથી મારા જ વાડાની ભીંત પાકી અને સુરક્ષિત બનો. જીવૈકત્વવાદ, જીવાનેકત્વવાદ, જીવાણુત્વ-વાદ, જીવવિભુત્વવાદ, જીવ-બ્રહ્માભેદવાદ અને જીવ-બ્રહ્મભેદવાદની લડાઈ પદે પદે ગીતાના ભાષ્યોમાં જોવામાં આવે છે. મ્હેં બીજા અધ્યાયની ગીતા-ભૂષણ ટીકામાં કહ્યું છે કે ગીતામાં કોઈ પણ વાદને જન્મ આપવા ગીતા રચાએલી નથી. ગીતાકાળમાં અર્જુન અને શ્રીકૃષ્ણ સામે જે કઠણાઈ આવી ઉભી રહેલી હતી તેને જ દૂર કરવાને ગીતા એક સુંદર પ્રયાસરૂપે છે. તેવી કઠણાઇઓ દરેક વિવેકી માણસના જીવનમાં ઘણી વાર આવીને ઉભી થાય છે અને એ જ ગીતારૂપ ઉપાય વડે તેનું નિરાકરણ કરી શકાય છે. એ સિવાય ગીતામાં આધુનિક વાદોને જરાય અવકાશ નથી. છતાં **સંસ્કારો દુરતિક્રમઃ** ને અનુસરીને માણસ જન્મજાત સંસ્કારોનાં અથવા પ્રબલસંસર્ગજન્ય પ્રબલ સંસ્કારોનાં સ્વપ્ન સેવ્યા વગર રહે નહિ. ભાગ્યે જ-કોઇક જ, દૈવીસમ્પદ્વાળો મહાપુરુષ એ વાદોને મૂકીને તત્ત્વચિંતા તરફ પ્રયાણ કરે છે.

વિવિધવાદોના પ્રચારક ભાષ્યોમાંથી એક ભાષ્ય અદ્વૈતવાદનું ખંડન કરતાં લખે છે કેઃ—

"જે એમ કહે છે કે "**ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ**" આ સ્થળે **ક્ષેત્રજ્ઞમ્** અને **મામ્** બન્ને સમાનાધિકરણ છે. તેથી ઇશ્વર જ

અજ્ઞાનથી ક્ષેત્રજ્ઞની પેઠે જણાય છે. તેને નિવૃત્ત કરવા માટે આ એકત્વોપદેશ છે. જેમ આપ્ત પુરુષના ઉપદેશથી રજ્જુમાં થયેલો સર્પભ્રમ નિવૃત્ત થાય છે. તેમજ ભગવદુપદેશથી આત્મામાં થયેલો ક્ષેત્રજ્ઞ–ભ્રમ પણ નિવૃત્ત થશે." તેને એમ પૂછવું જોઈએ કે આ ઉપદેષ્ટા ભગવાન્ શ્રીકૃષ્ણનું આત્મસાક્ષાત્કાર વડે અજ્ઞાન નિવૃત્ત થયું છે કે નથી થયું? જો તેમનું અજ્ઞાન નિવૃત્ત થયેલું છે તો તેમને અધ્યાસની સંભાવના ન હોઈ શકે. અને તેથી તેઓ, આ અર્જુન છે, આ યુધિષ્ઠિર છે, આ દુર્યોધન છે આવી રીતે ભેદદર્શન ન સેવી શકે. તેમજ ભેદજ્ઞાનપૂર્વક તેઓ તેમને ઉપદેશ પણ ન કરી શકે. ભગવાન્ કૃષ્ણને બધામાં બ્રહ્મ જ બુદ્ધિ હોવી જોઈએ. અને જ્યારે બધા સ્વ–રૂપે જ ભાસતા હોય તો ભગવાન્ કોઈને ઉપદેશ ન કરી શકે. કેમકે સ્વને સ્વ ઉપદેશ કરી શકતો નથી. અને જો કહો કે કૃષ્ણને આત્મસાક્ષાત્કાર થયો ન હોવાથી તેમનું અજ્ઞાન નિવૃત્ત થયું ન હતું તેથી જ તેઓ ભેદદર્શન કરી શકતા હતા અને તેથી જ તેઓ ઉપદેશ પણ કરતા હતા, તો અજ્ઞાનીનો ઉપદેશ સ્વીકારવા યોગ્ય ન હોઈ શકે."

એ તર્ક ખરેખર હાસ્યસ્પદ છે અને પોતાની મેળે પોતાના પગે કુઠારાઘાત કરવા જેવો જ (આ તર્ક) છે. ભગવાન્ રામને અવતાર કાલમાં પણ પરબ્રહ્મ કહેવામાં આવ્યા છે. રામતાપિની ઉપનિષદ્માં તેમને સાક્ષાત્ સચ્ચિદાનન્દ પરબ્રહ્મ કહેવામાં આવ્યા છે. પરબ્રહ્મ જ અથવા તો તેનો અવતાર માનીને જ આજ સુધી મંદિરોમાં તેમની પૂજા ચાલે છે. અને વાલ્મીકિ રામાયણનો પાઠ પણ ધર્મ મનાય છે તે એ જ દૃષ્ટિએ. ભગવાન્ રામને માટે પણ એ જ પ્રશ્ન કરી શકાય છે કે તેઓનું અજ્ઞાન નિવૃત્ત થએલું હતું કે નહિ? જો અજ્ઞાન નિવૃત્ત થએલું હતું તો સીતાજીના વિરહમાં શા માટે શોક કરતા હતા? લક્ષ્મણના મૂર્છાકાળમાં શા માટે તેઓ અસહ્ય વેદના અનુભવતા હતા?

અને જો કહો કે ભગવાન્ રામનું અજ્ઞાન નિવૃત્ત થયું ન હતું તેથી તેઓ આ માનવ-વ્યાપાર કરતા હતા, તો તમારા શબ્દને અનુસરી તેમને માટે પણ કહી શકાય છે કે જો તેઓ અજ્ઞાની હતા તો તેમનામાં પૂજ્યબુદ્ધિ ન થવી જોઇએ. તેમજ એ પણ પૂછી શકાય છે. શ્રીરામ અવતારકાળમાં પરબ્રહ્મ હતા કે નહિ? ભગવાન્ હતા કે નહિ? જો તેઓ તેવા હતા તો તેમનામાં સર્વજ્ઞત્વ હતું કે નહિ? જો તે હતું તો શ્રીસીતાની શોધ માટે અનંત વાનરો અને રીંછોને મોકલવાની શી જરૂર હતી? જો સર્વજ્ઞ ન હતા તો સામાન્ય મનુષ્ય જેવા હોવાથી ઉપાસ્ય દેવ ન હોઇ શકે તેમજ તે ભગવાન્ પણ ન હોઇ શકે. ભગવાન્ રામને પરબ્રહ્મ માનનારાઓ આ શંકાનું જે સમાધાન કરી શકે છે તે જ રીતે ભગવાન્ કૃષ્ણને માટે પણ સમાધાન થઈ શકે છે.

આવી આવી શંકાઓએ જ આજે અવતારવાદને દુર્ગમ બનાવી દીધો છે. શંકા કરનારાઓ શંકા કર્યાં જ કરે છે કે જો ભગવાન્ સર્વશક્તિમાન્ અને સર્વસામર્થ્યસંપન્ન હોય તો અવતાર વગર જ પોતાનું ધારેલું બધું કરી શકે છે. અવતારની શી જરૂર? જેવી રીતે અવતારની જરૂર છે અને અવતાર જેવી રીતે માનવ-લીલા કરી શકે છે, તેવી જ રીતે ભગવાન્ કૃષ્ણ પણ અર્જુનને ઉપદેશ કરી શકે છે.

<u>સર્વક્ષેત્રેષુ</u> આ સંસ્કૃત ભાષામાં સાતમી વિભક્તિ કહેવાય છે. સાતમી વિભક્તિનો અર્થ "**માં**" હોય છે. કેટલાક લોકો અહીં અર્થ કરે છે કે—"સર્વ ક્ષેત્રોમાં તું મને ક્ષેત્રજ્ઞ સમજ." આ અર્થમાં કંઈ રહસ્ય જણાતું નથી. તેથી મ્હેં "સર્વ ક્ષેત્રેષુ (અવસ્થિતમ્)—સર્વ ક્ષેત્રોમાં રહેલા મને તું ક્ષેત્રજ્ઞ પણ જાણ અને સર્વ ક્ષેત્રોમાં રહેનાર (વ્યાપક) પણ જાણ" એમ અર્થ કર્યો છે.

ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સ્વરૂપજ્ઞાનને ભગવાને પોતાનું અભિમત જ્ઞાન કહ્યું છે. તેનું તાત્પર્ય એ છે કે ભગવાન્ જે રીતે ક્ષેત્રનું સ્વરૂપ બતાવવાના છે તે રીતે તેનું સ્વરૂપ જાણ્યા પછી તે સર્વથા ત્યાજ્ય જ થઈ જવાનું. તેમજ ભગવાને કહ્યા પ્રમાણે ક્ષેત્રજ્ઞ–પરમેશ્વરનું સ્વરૂપ જાણીને પરમેશ્વર પ્રત્યે ગ્રાહ્ય બુદ્ધિ જ રાખવાની થશે, માટે એ ત્યાગ અને ગ્રહણનું જે જ્ઞાન છે તે ભગવાનને ઈષ્ટ છે. ॥ ૨ ॥

ભગવાને એમ તો કહ્યું કે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન મને અભિમત છે. પણ તે જ્ઞાન કેવું છે, તે સંબંધમાં હજી સુધી ભગવાને કહ્યું નથી. તેથી હવે તેનું સ્વરૂપ બતાવવાને માટે ભગવાન્ બોલે છે:—

તત્ક્ષેત્રં યચ્ચ યાદૃક્ ચ યદ્વિકારિ યતશ્ચ યત્ ।
સ ચ યો યત્પ્રભાવશ્ચ તત્સમાસેન મે શૃણુ ॥૩॥

પદચ્છેદ

**તત્ ક્ષેત્રં યત્ ચ યાદૃક્ ચ યદ્વિકારિ યતઃ ચ યત્ ।**
**સ ચ યઃ યત્પ્રભાવઃ ચ તત્ સમાસેન મે શૃણુ ॥૩॥**

**અર્થ—તત્**–તે, **ક્ષેત્રમ્**–ક્ષેત્ર, **યત્**–જે કંઈ છે, **ચ**–અને, **યાદૃક્**–જેવું છે, **ચ**–અને, **યદ્વિકારિ**–તેના જે જે વિકારો એટલે અવયવો છે, **ચ**–અને, **યતઃ**–જે હેતુથી–જે કાર્યને માટે, **યત્**–(તે) જે કંઈ છે.

**ચ**–અને, **સઃ**–ક્ષેત્રજ્ઞ, **યઃ**–જે કંઈ છે, **ચ**–અને, **યત્પ્રભાવઃ**–જે પ્રભાવવાળો છે, **તત્**–તે બધાને, **સમાસેન**–સંક્ષેપથી, **મે**–**મારી પાસેથી શૃણુ**–સાંભળ ॥ ૩ ॥

**સ્પષ્ટાર્થ**–હે અર્જુન! તે ક્ષેત્ર જે કંઈ છે, જેવું છે, જે વિકારોવાળું છે, અને જે કંઈ કાર્યને માટે જે કંઈ તે પેદા થયું

છે, તે બધું મારી પાસેથી તું સાંભળ. તેમજ, **સઃ**-તે ક્ષેત્રજ્ઞ, **યઃ**-જે કંઇ છે, **ચ**-અને, **યત્પ્રભાવઃ**-જે પ્રભાવવાળો અથવા જે સ્વભાવવાળો છે, તે બધું સંક્ષેપમાં મારી પાસેથી સાંભળ. ॥ ૩ ॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સ્વરૂપ તથા તેના ધર્માદિ વર્ણવવાની પ્રતિજ્ઞા કરવામાં આવી છે. ક્ષેત્રના સંબંધમાં ભગવાન્ ચાર વસ્તુઓનું ઉપપાદન કરવાની પ્રતિજ્ઞા કરે છે. તે એવી રીતેઃ- ૧-તે ક્ષેત્ર શું છે? એટલે તેનું સ્વરૂપ શું? ૨-તે ક્ષેત્ર જેવું છે. ૩-તેના કયા કયા વિકારો છે? ૪-જે પ્રયોજન માટે તે પ્રકટાવેલું છે. એ ચાર વાતો તું મારી પાસેથી સાંભળ.

તેમજ ક્ષેત્રજ્ઞ જે કંઇ છે અને તેનો જે પ્રભાવ અથવા સ્વભાવ છે તે પણ તું મારી પાસેથી સંક્ષેપમાં સાંભળ.

"**યત્પ્રભાવશ્ચ**" નો એ પણ અર્થ થાય છેઃ-"જે તેની શક્તિયો છે." એટલે ક્ષેત્રજ્ઞ શું છે અને તેની કઇ શક્તિયો છે તેને પણ તું સાંભળ. ॥ ૧૬ ॥

ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું જ્ઞાન મને અભિમત છે એમ શ્રી ભગવાને કહ્યું છે. એ જ્ઞાન ભગવાનને જ અભિમત છે એવું નહિ પણ પૂર્વના ઋષિયોને, શ્રુતિયોને અને બીજા પૂર્વકાલીન શાસ્ત્રોને પણ તે અભિમત છે, એ બતાવવા માટે ભગવાન્ બોલે છેઃ—

ઋષિભિર્બહુધા ગીતં છન્દોભિર્વિવિધૈઃ પૃથક્ ।
બ્રહ્મસૂત્રપદૈશ્ચૈવ હેતુમદ્ભિર્વિનિશ્ચિતૈઃ ॥ ૪ ॥

પદચ્છેદ

**ઋષિભિઃ બહુધા ગીતં છન્દોભિઃ વિવિધૈઃ પૃથક્ ।**
**બ્રહ્મસૂત્રપદૈઃ ચ એવ હેતુમદ્ભિઃ વિનિશ્ચિતૈઃ ॥૪॥**

**અર્થ**—**ઋષિભિઃ**-ઋષિયોએ. **વિવિધૈઃ**-વિવિધ પ્રકારના. **છન્દોભિઃ**-ઋગ્વેદાદિના મંત્રોવડે. **ચ**-અને. **વિનિશ્ચિતૈઃ**-નક્કી કરાયેલા. **હેતુમદ્ભિઃ**-અનેક યુક્તિયોથી પૂર્ણ. **બ્રહ્મસૂત્રપદૈઃ**-બ્રહ્મપ્રતિપાદક ઉપનિષદાદિ ગ્રન્થોવડે. **એવ**-પણ. **પૃથક્**-અલગ અલગ. **બહુધા**-ઘણા પ્રકારે. **ગીતમ્**-તે ક્ષેત્રક્ષેત્રજ્ઞનું જ્ઞાન ગવાયું છે-કહેવાયું છે. ॥૪॥

**સ્પષ્ટાર્થ**-ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન એટલું આવશ્યક અને મહત્ત્વનું છે કે ઘણાય ઋષિયોએ પણ આ જ્ઞાનનો ઉપદેશ કર્યો છે, વેદોએ પણ તેનો ઉપદેશ કર્યો છે, બ્રહ્મનું પ્રતિપાદન કરનારા પદો-વડે વાક્યોવડે પણ તે ઉપદેશાયેલો છે. અને તે પદો જેમ તેમ ગોઠવીને બોલે છે તેમ નથી. પણ તે બધા પદો તર્ક-યુક્તિવાળા છે અને ખૂબ વિચારીને જ બોલાયેલા છે. ॥ ૪ ॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં એક વિવાદ પડ્યો છે. **ઋષિભિઃ**, **છન્દોભિઃ**, **બ્રહ્મસૂત્રપદૈઃ** આ ત્રણે પદ તૃતીયા વિભક્તિના છે. અને તૃતીયા વિભક્તિ કર્તામાં પણ થાય છે, તેમજ કરણમાં પણ થાય છે. **કર્તૃકરણયોસ્તૃતીયા** આ પાણિનિનું સૂત્ર છે. અહીં આ ત્રણે પદની બે રીતે વ્યવસ્થા થઈ શકે છે. ૧ **ઋષિભિઃ** માં કર્તામાં તૃતીયા છે. **છન્દોભિઃ** અને **બ્રહ્મસૂત્રપદૈઃ** માં કરણમાં તૃતીયા છે. એનો અર્થ થશે કેઃ "ઋષિયોએ વેદમન્ત્રો વડે અને બ્રહ્મપ્રતિપાદક બીજા વાકયો વડે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન કહ્યું છે." આમ અર્થ કરતાં, વેદ પૌરુષેય થઈ જાય છે. અજ્ઞાત કાલથી આપણી એવી માન્યતા છે કે વેદ અપૌરુષેય છે. અપૌરુષેય એટલે કોઈ પુરુષે રચેલા નહિ તે. તે વેદજ્ઞાન અનાદિ જ્ઞાન છે. કલ્પારંભમાં એ જ જ્ઞાન ફરી ફરીથી બ્રહ્માજીને અથવા અગ્નિ, વાયુ, આદિત્ય, અંગિરા એવા ચાર નામવાળા ઋષિયોને ભગવાન્ વડે ઉપદેશાય છે. આ અર્થ કરતાં આ સિદ્ધાંતનો ભંગ થાય

છે. એટલે એ અર્થથી એ ભાવ પણ નિકળી શકે છે કે ઋષિઓએ વેદોને બનાવીને તેમના વડે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ-જ્ઞાનનો ઉપદેશ કર્યો છે. અને આ ભાવ પ્રમાણે અવશ્ય જ વેદ પૌરુષેય સિદ્ધ થાય છે. મહાભારત અને પુરાણોમાં લખાયેલું પણ છે કે અમુક ઋષિએ અમુક શ્રુતિઓની રચના કરી. આ કારણે વેદને પૌરુષેય માનનારનો મત દૃઢ બને છે.

બીજી રીતે વ્યવસ્થા એમ થાય છે કે ત્રણે પદોમાં કર્તામાં જ તૃતીયા છે. એટલે એ અર્થ થાય છે કે: ઋષિયોએ, વેદોએ અને બ્રહ્મપ્રતિપાદક બીજા ગ્રન્થોએ આ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના જ્ઞાનનો ઉપદેશ કર્યો છે. એ અર્થમાં વેદો અપૌરુષેય જ રહે છે. પૌરુષેય થતા નથી.

અને પહેલો અર્થ સ્વીકારીએ એટલે **ઋષિભિઃ** માં કર્તામાં તૃતીયા અને **છન્દોભિઃ** તેમજ **બ્રહ્મસૂત્રપદૈઃ** માં કરણમાં તૃતીયા કરીએ તોપણ વેદની અપૌરુષેયતા અખંડ રહી શકે છે. કેમકે એવો કોઈ નિયમ નથી કે કોઇ ઉપદેશકર્તા પોતે બનાવેલા ગ્રન્થોવડે જ ઉપદેશ કરે. બીજાએ બનાવેલા ગ્રન્થવડે બીજાઓ ઉપદેશ કરે છે. એ તો આજે પણ દૃષ્ટ અને પ્રસિદ્ધ છે. તેથી એમ કહી શકાય છે કે અનાદિ, અપૌરુષેય વેદોવડે ઋષિયોએ આ તત્ત્વનો ઉપદેશ કર્યો છે.

પણ **બહુધા ગીતમ્** આ બે પદોથી એક આપત્તિ આવીને ઊભી થાય છે. તત્ત્વોપદેશ તો એવી રીતે થવો જોઇએ કે જેથી જિજ્ઞાસુને શાંતિ મળે. અનેક રૂપે તત્ત્વને ફેરવીએ તો જિજ્ઞાસુને અનાસ્થા પેદા થાય. શા માટે વેદોએ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ-જ્ઞાનને વિવિધ પ્રકારે ગાયું? અથવા શા માટે ઋષિયોએ વેદાદિ વડે એ જ્ઞાનને વિવિધ પ્રકારે ગાયું? એક જ પ્રકારે કેમ ન ગાયું? એમાં જ "પૃથક્" એ પદને ઉમેરીએ છીએ ત્યારે એ ગોટાળો વધારે સજ્જડ થાય છે. કેમકે "પૃથક્" શબ્દ ઉમેરતાં એ અર્થ થાય છે કે "અલગ અલગ અનેક પ્રકારે આ જ્ઞાનનો ઉપદેશ કરાયો છે.

**એનું સમાધાન.** એક વસ્તુને સમજાવવા માટે એકથી વધારે અવિરોધી પૃથક્ પૃથક્ યુક્તિયો વાપરવામાં કોઈ રીતે વિરોધ આવતો નથી. વિરોધ તો ત્યારે થાય જ્યારે એક જ વસ્તુને રૂપ જુદું જુદું આપી દેવાય. પણ રૂપ તે ને તે જ રાખીને વિવિધ શબ્દો વડે, વિવિધ યુક્તિયો વડે, વિવિધ પ્રમાણો વડે, તેનો ઉપદેશ કરી શકાય છે. ઉદાહરણ તરીકે જેમ અદ્વૈતવેદાંતમાં કોઈ પ્રતિબિંબવાદ માને છે, કોઈ બિંબવાદ માને છે, કોઈ આભાસવાદ માને છે, કોઈ અવચ્છેદ માને છે. આ બધા વાદો માનવાથી જિજ્ઞાસુને અનાસ્થા થવી જ જોઈએ, કેમકે કોઈને પ્રત્યક્ષ થતું નથી કે અભેદ-વાદમાં કયો વાદ સાચો છે. બધા અટકળથી કામ ચલાવે છે અથવા તો શ્રુતિ-ઓનો અર્થ જેને જે પ્રકારે સમજાય છે તે પ્રકારે તે વર્ણવે છે. આ બધા વાદમાં ચૈતન્યનું આખું સ્વરૂપ જ ફરી જાય છે. આ વાદોમાંથી કોઈ એકને માનવાથી સૃષ્ટિકર્તા ઈશ્વર બને છે. અને કોઈ બીજાને માનવાથી સૃષ્ટિકર્તા જીવ બને છે. અને એમ થતાં સૃષ્ટિકર્તાનું આખું સ્વરૂપ બદલાઈ જાય છે. પણ એ જ ઉદાહરણને આપણે બીજી રીતે ગોઠવીએ તો જિજ્ઞાસુને સંતોષ પણ આપી શકાય છે. જેમકે એક જ બ્રહ્મને સમજાવવો છે. જીવ-બ્રહ્મનો અભેદ જ અખંડ રાખવો છે. તે તો અખંડ રહે છે જ. ઉપર બતાવેલા ગમે તે વાદોમાંથી તે કોઈ એક વાદ સ્વીકારી લે. તેનાથી બ્રહ્મની અખંડતા તો જળવાઈ રહે છે. તેમજ અહીં પણ ઉપદેશ્ય વસ્તુના સ્વરૂપમાં ફેરફાર ન થતો હોય તો વિવિધ રૂપે ઉપદેશ અનુચિત ન જ કહેવાય.

કિંચ ત્રણે પદોનાં કર્તામાં તૃતીયા માનવાથી ત્રણે સ્વતંત્ર ઉપદેશ બને છે. અને કેવળ ઋષિભિઃ માં જ કર્તામાં તૃતીયા માનવાથી ઋષિયો વેદ-પરતંત્ર બની જાય છે. ત્યારે ઋષિયોનો ઉપદેશ વેદપ્રતિપાદિત ઉપદેશ હોવાને લીધે પ્રામાણિક બને છે. એનાથી એ પણ સિદ્ધ થઈ જાય છે કે એવા તો ઘણાએ ઋષિયો

છે કે જે વેદથી સ્વતંત્ર થઇને પણ બોલે છે. ધાર્મિક દૃષ્ટિએ એવા ઋષિયોના વચન ઉપર બહુ ભાર ન મૂકી શકાય.

ગમે તેમ માનો, કહેવાનો આશય એ છે કે જે તત્ત્વનો ઘણી વાર ઉપદેશ કરાયો છે તેનો જ ઉપદેશ ભગવાન્ કૃષ્ણ પોતાના શિષ્ય અર્જુનને કરવા ઇચ્છે છે. આ શ્લોકથી તો ફક્ત એટલું જ ભગવાન્ જણાવવા ઇચ્છે છે કે જે વસ્તુનો હું તને ઉપદેશ કરવા ઇચ્છું છું તે એટલા મહત્ત્વની છે કે તેને માટે ઋષિયોએ, વેદોએ, શાસ્ત્રોએ પણ પ્રયાસ કર્યો છે.

વેદોથી પહેલાં કોઇ પણ એવો ગ્રન્થ, એવું સાહિત્ય ન હતાં કે જેમાં વિવિધ છન્દોનો ઉપયોગ થયો હોય. તેથી જ્યારે આ છન્દોમય વેદો પ્રાકટ્યમાં આવ્યા ત્યારે તેમનું નામ પણ છન્દસ્ થઇ ગયું. અને તેથી પાણિનિના કાળ સુધી એ શબ્દનો અખંડિત પ્રયોગ થયો છે.

કેટલાકનું એમ કહેવું છે કે સંહિતાઓ પછી જ્યારે બ્રાહ્મણ ગ્રન્થો રચાયા ત્યારે એ ગ્રન્થ ગદ્યમય બન્યા અને સંહિતાઓ પદ્યમય છે. તેથી પણ સંહિતાઓને માટે છન્દસ્ શબ્દનો પ્રયોગ થયો.

અને પાણિનિ, સંહિતા તેમજ બ્રાહ્મણ બન્નેને માટે છન્દસ્ શબ્દનો પ્રયોગ કરે છે તેનું કારણ એ કે બ્રાહ્મણ ગ્રન્થો સંહિતાર્થના પ્રતિપાદક હતા. તેથી જે નામ સંહિતાઓને આપવામાં આવ્યું તે જ નામ બ્રાહ્મણ ગ્રન્થોને પણ અપાઇ ગયું. તેથી પાણિનિના સમયમાં સંહિતા અને બ્રાહ્મણ બન્નેને માટે છન્દસ્ શબ્દનો પ્રયોગ થવા લાગ્યો હતો.

"બ્રહ્મસૂત્રપદૈઃ" ને જોઇને કેટલાક વ્યાખ્યાકારોને વ્યાસકૃત શારીરકમીમાંસાનું સ્મરણ થઇ આવ્યું છે. તે ભ્રમ જ છે.

બ્રહ્મસૂત્રનો અર્થ વ્યાસજીનું આજે પ્રખ્યાત વેદાંતદર્શન નથી. તે સમયે એટલે ગીતાના સમયે વ્યાસસૂત્રના બનાવનારા પણ ન હતા અને તે સૂત્રો પણ ન હતાં. બાદરાયણ વ્યાસ બહુ પાછળથી થયા છે અને ગીતા પછી તેમણે વેદાંતદર્શનની રચના કરી છે. તે સમયે જ્યારે એ સૂત્રો હતાં જ નહિ તો તેમનો ઉલ્લેખ ગીતામાં કેમ હોઈ શકે? આ વિષયનો વિસ્તૃત વિચાર ગીતાના બીજા અધ્યાયની ગીતાભૂષણ વ્યાખ્યામાં મેં કર્યો છે. ત્યાં જુઓ.

એક બીજી વાત. જો **બ્રહ્મસૂત્રપદથી** વર્તમાન વ્યાસસૂત્ર જ અપેક્ષિત હોય તો વ્યાસસૂત્રમાં ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું વર્ણન જ નથી, તેથી તો ભારે અવ્યવસ્થા થવા પામે છે.

અને એમ માનવામાં ભારે ભૂલ છે કે નાનાં નાનાં પદોને જ સૂત્ર કહે છે. **સૂચનાત્ સૂત્રમ્**. જેના વડે કોઈ અર્થની સૂચના કરવામાં આવે તે સૂત્ર કહેવાય છે. પછી ગમે તો તે નાનાંનાનાં પદો હોય કે મોટાંમોટાં પદો હોય. પાણિનિના સૂત્રોમાં કેટલાક સૂત્રો એવાં છે કે જો તેમને સળંગ લખવામાં આવે તો એક ગજ લાંબી જમીન કે કાગળ જરૂર તે રોકે. છતાં તેમનું નામ પણ સૂત્ર છે. શ્રૌત સૂત્રો અને ગૃહ્ય સૂત્રોની પણ એ જ દશા છે. બૌદ્ધકાલીન ગ્રન્થોના નામો સૂત્ર ઉપર જ છે. પણ તેમાં મોટાં મોટાં વાક્યોનો પૂર્ણતઃ સમાવેશ કરવામાં આવ્યો છે. તેથી સૂત્ર એટલે નાનાં નાનાં પદો, એવો અર્થ ભ્રાંત જ છે. ગીતાના શ્લોકોને પણ સૂત્ર કહી શકાય છે. કેમકે એ પણ અલ્પાક્ષર જ કહેવાય. નાનાં નાનાં પદ જ કહેવાય. કેમકે અનુષ્ટુપના ૩૨ અક્ષરોના એટલો મોટો વિસ્તૃત અર્થ થાય છે કે ૧૦–૧૦ પાનાં ભરાય છે. ત્યારે એ અર્થની દૃષ્ટિએ એટલે અર્થ બતાવતાં સહસ્રો પદ ગોઠવાય છે તેના કરતાં તો ગીતાના અક્ષરો ઓછા છે જ અને તેને લીધે તે પણ સૂત્ર કહેવાય. પણ અલ્પાક્ષરને જ સૂત્ર માનનારાઓ માટે

હું એમ કહું છું. નહિ તો **અલ્પાક્ષર** ન હોય તો પણ ગીતાને સૂત્ર કહેવામાં કોઈ જાતનો વિરોધ નથી. ॥ ૪ ॥

હવે ભગવાન્ પ્રથમ ક્ષેત્ર-સ્વરૂપ વર્ણન કરે છેઃ—

મહાભૂતાન્યહઙ્કારો બુદ્ધિરવ્યક્તમેવ ચ ।
ઇન્દ્રિયાણિ દશૈકં ચ પંચ ચેન્દ્રિયગોચરાઃ ॥૫॥

ઇચ્છા દ્વેષઃ સુખં દુઃખં સંઘાતશ્ચેતના ધૃતિઃ ।
એતત્ક્ષેત્રં સમાસેન સવિકારમુદાહૃતમ્ ॥ ૬ ॥

પદચ્છેદ

**મહાભૂતાનિ અહઙ્કારઃ બુદ્ધિઃ અવ્યક્તમ્ એવ ચ ।**
**ઇન્દ્રિયાણિ દશ એકં ચ પઞ્ચ ચ ઇન્દ્રિયગોચરાઃ ॥૫॥**

**ઇચ્છા દ્વેષઃ સુખં દુઃખં સંઘાતઃ ચેતના ધૃતિઃ ।**
**એતત્ ક્ષેત્રં સમાસેન સવિકારમ્ ઉદાહૃતમ્ ॥ ૬ ॥**

**અર્થ— મહાભૂતાનિ**-પંચમહાભૂત, **અહઙ્કારઃ**-ભૂતાદિ, **બુદ્ધિઃ**-મહાન્, **અવ્યક્તમ્**-પ્રકૃતિ, **દશ**-દશ, **ઇન્દ્રિયાણિ**-ઇંદ્રિયો, **ચ**-અને, **એકમ્ (ઇન્દ્રિયમ્)**-એક ઇંદ્રિય મન, **ચ**-અને, **પંચ**-પાંચ, **ઇન્દ્રિયગોચરાઃ**-ઇંદ્રિય વડે ગ્રહણ કરી શકાય એવા સ્થૂળ પાંચ ભૂતો, અથવા પાંચ વિષયો, **ઇચ્છા**-ઇચ્છા, **દ્વેષઃ**-દ્વેષ, **સુખમ્**-સુખ, **દુઃખમ્**-દુખ, **સંઘાતઃ**-સમૂહ, **ચેતના**-ચેતનાશક્તિ, **ધૃતિઃ**-ધારણ કરવું, **એતત્**-આ, **સવિકારમ્**-વિકારો સહિત, **ક્ષેત્રમ્**-ક્ષેત્ર, **સમાસેન**-સંક્ષેપથી, **ઉદાહૃતમ્**-મેં કહ્યું છે. ॥ ૫-૬ ॥

**સ્પષ્ટાર્થ**—પંચમહાભૂત, ભૂતાદિ, મહાન્, પ્રકૃતિ, પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય એટલે દશ ઇંદ્રિય, એક મન, ઇંદ્રિયોના

પાંચ વિષયો અથવા સ્થૂળભૂત, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સમૂહ, ચેતનાશક્તિ, ધારણ કરવું, આ બધું ક્ષેત્ર કહેવાય છે. મેં સંક્ષેપમાં તે કહ્યું છે. ॥ ૫ । ૬ ॥

**ભાવાર્થ**—સૃષ્ટિના નિર્માણ સમયે ભગવદિચ્છાથી પૃથિવી, જલ, વાયુ, તેજ આકાશ એ જે અપંચીકૃત અવસ્થામાં રહે છે, તેને પંચીકૃત કરવામાં આવે છે. એટલે તેનું પંચીકરણ થાય છે. પંચીકરણની રીતિ આ છે કેઃ—એકેક ભૂતના બબ્બે સરખા ભાગ કરો. એક ભાગને અલગ રાખો. બીજો જે ભાગ છે તેના સરખા ચાર ભાગ કરો. અને ચારે ભાગોને, જેના એ ચાર ભાગો છે, તે સિવાયના બીજા ભૂતોમાં એક એક ભાગ મેળવી દો. આવી રીતે દરેક ભૂત પાંચ ભૂતવાળો થઈ જશે. એનું જ નામ પંચીકરણ. **પંચીકરણ** થવાથી તે ભૂતો પંચીકૃત કહેવાય છે. જ્યાં સુધી તેમનું પંચીકરણ થયું નથી ત્યાં સુધી તે અપંચીકૃત કહેવાય છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ એ પાંચ મહાભૂત કહેવાય છે. એની ઉપર બતાવ્યા પ્રમાણે બે અવસ્થા થાય છેઃ **૧–પંચીકૃત, ૨–અપંચીકૃત.** અપંચીકૃત અવસ્થાવાળા ભૂતોને જ અહીં **મહાભૂત** કહેવામાં આવ્યાં છે. એ પંચ મહાભૂતોની સૂક્ષ્માવસ્થા કહેવાય છે.

મહાન્ એક તત્ત્વ છે જે સત્ત્વ, રજસ્ અને તમસ્‌ની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે. એ મહત્તત્ત્વમાંથી જે તત્ત્વ અવ્યવહિતરૂપે પેદા થાય છે તે જ **અહંકાર** કહેવાય છે. એ અહંકારથી જ પંચ તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે. તેથી **અહંકારને** પાંચ ભૂતોનું કારણ પણ કહેવામાં આવે છે. કેમકે પંચતન્માત્રાઓથી જ ભૂતનો આરંભ થાય છે.

ઉપર જેને **મહાન્**–મહત્તત્ત્વ કહેવામાં આવ્યું છે, તે જ આ પાંચમા શ્લોકમાં **બુદ્ધિ** શબ્દથી વિવક્ષિત છે.

અને જેમાંથી એ મહત્તત્ત્વ-બુદ્ધિ ઉત્પન્ન થાય છે તે જ પ્રકૃતિને અહીં **અવ્યક્ત** શબ્દથી કહી છે.

અથવા સત્ત્વ, રજસ્, તમસ્ રૂપજ મૂલ પ્રકૃતિ છે તેને જ અહીં **અવ્યક્ત** શબ્દથી કહેવામાં આવી છે. આ અવ્યક્ત સર્વનું કારણ છે. એ પોતે કોઈનું કાર્ય નથી.

પાંચમા શ્લોકના પૂર્વાર્ધમાં કહેવાયેલા મહાભૂત, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત, એ ચાર ક્ષેત્રના આરંભ કરનાર હોવાથી ક્ષેત્રારંભક દ્રવ્ય કહેવાય છે.

પૃથિવી, જલ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત એ આઠને સાંખ્યની ભાષામાં **પ્રકૃતિ** કહે છે.

ગીતાના ૭ મા અધ્યાયના ચોથા શ્લોકમાં એને જ **અપરા પ્રકૃતિ** એવું નામ ભગવાને આપ્યું છે. તે શ્લોકમાં અને આ શ્લોકમાં અંતર એટલું જ છે કે ત્યાં ભૂમિ આદિ પાંચ તત્ત્વો સિવાય **મન**, **બુદ્ધિ**, **અહંકાર**, એ ત્રણને અપરા પ્રકૃતિમાં ગણાવ્યા છે અને અહીં **અહંકાર**, **બુદ્ધિ** અને **અવ્યક્ત**, એમ ગણાવ્યાં છે. એટલે તે શ્લોકમાં **મન** છે. અને અહીં **અવ્યક્ત** છે. એ બધા સ્થૂળ વિચારો કહેવાય.

શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિય કહેવાય છે. એ પાંચે આકાશાદિનાં સાત્ત્વિક ભાગમાંથી ઉત્પન્ન થાય છે. જેમકે:

આકાશથી—શ્રોત્ર
વાયુથી—ત્વક્
તેજથી—ચક્ષુ
જળથી—રસન
પૃથિવીથી—ઘ્રાણ

એ પાંચે ઇન્દ્રિયોના અધિષ્ઠાતા પાંચ દેવતા હોય છે. તેમનાં નામો ક્રમથી આ પ્રમાણે—

શ્રોત્ર—નો—દેવતા—દિક્
ત્વક્— ,, — ,, —વાયુ
ચક્ષુ— ,, — ,, —સૂર્ય
રસન—,, — ,, —વરુણ
ઘ્રાણ—,, — ,, —અશ્વિનીકુમાર

વાક્, પાણિ, પાદ, પાયુ (મલ ત્યાગ કરવાની ઇંદ્રિય), ઉપસ્થ (મૂત્ર ત્યાગ કરવાની ઇંદ્રિય), એ પાંચ કર્મેન્દ્રિય કહેવાય છે. આકાશાદિનાં રાજસ ભાગમાંથી એ પાંચે ઉત્પન્ન થાય છે. જેમકે—

આકાશથી—વાક્
વાયુથી—પાણી
તેજથી—પાદ
જલથી—વાયુ
પૃથિવીથી—ઉપસ્થ

આ પાંચે કર્મેન્દ્રિયોના પણ પાંચ અધિષ્ઠાતા દેવતા હોય છે. તેમનાં નામો ક્રમથી આ પ્રમાણે છે—

વાક્—નો—દેવતા—અગ્નિ
પાણિ—,, — ,, —ઇન્દ્ર
પાદ—,, — ,, —ઉપેન્દ્ર
પાયુ—,, — ,, —યમ
ઉપસ્થ—,, — ,, —પ્રજાપતિ

કેટલાક વિદ્વાનો એમ પણ માને છે **વાક્** ઇંદ્રિય તેજમાંથી ઉત્પન્ન થાય છે અને **પાદ** ઇંદ્રિય આકાશમાંથી ઉત્પન્ન થાય છે. **તેજોમયી વાક્** આ શ્રુતિનું પ્રમાણ પણ તેઓ આપે છે.

આ પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય મળીને ૧૦ ઇંદ્રિયો થાય. મનને ૧૧ મી ઇંદ્રિય તરીકે સ્વીકાર કરવામાં આવેલ છે. કેટલાક લોકો કહે છે કે મન ઇંદ્રિય નથી. કેમકે ઇંદ્રિયોનો એક અસાધારણ વિષય હોય છે. જેમકે ચક્ષુનો રૂપ અસાધારણ વિષય છે. ઘ્રાણનો ગંધ એ અસાધારણ વિષય છે. મનનો કોઈ પણ અસાધારણ વિષય નથી તેથી તે ઇંદ્રિય નથી.

તેમજ મનને ઇંદ્રિય ન હોવામાં આ ગીતાનું વચન પણ પ્રમાણમાં અપાય છે. "इन्द्रियेभ्यः परं मनः" (ગીતા ૩–૪૨) જો મન પણ ઇંદ્રિય જ હોત તો ભગવાન્ મનને ઇંદ્રિયથી પર ન કહેત. તેથી પણ મન ઇંદ્રિય નથી.

તેમજ "इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः" આ શ્રુતિવચન વડે પણ એમ જ જણાય છે કે ઇંદ્રિયોથી પર અર્થ, અને અર્થથી પર મન હોવાથી મન ઇંદ્રિય નથી.

પણ વિવેક દૃષ્ટિએ જોતાં એમ જ લાગે છે કે મન પણ ઇંદ્રિય જ છે. એમ જે કહેવાય છે કે મનનો કોઈ અસાધારણ વિષય નથી એ સત્ય નથી. ઇચ્છા દ્વેષ આદિ એ મનના અસાધારણ વિષયો છે. તેથી જ તો શ્રુતિમાં એમ કહ્યું છે કે इच्छा कामः संकल्पः सर्वं मन एव. તેથી મન પણ ઇંદ્રિય જ છે.

ગીતા અને શ્રુતિમાં જે ઇંદ્રિયોથી મનને પર લખ્યું છે તેનું તાત્પર્ય તો એ છે કે જ્ઞાનેન્દ્રિયો કેવળ બાહ્ય પદાર્થોનું જ ગ્રહણ કરે છે. અને મન ઇંદ્રિય આંતર પદાર્થનું ગ્રહણ સ્વતંત્ર રીતે કરે છે અને જ્ઞાનેન્દ્રિયોને પણ બાહ્ય પદાર્થ ગ્રહણ કરવામાં સહકાર આપે છે. એને લીધે તે પર કહેવાય છે

અહીં એક બીજી શંકા. "इन्द्रियेभ्यः परं मनः" એમ કહેવાથી ઇંદ્રિયોમાં મનની ગણતરી નથી હોતી. પ્રત્યુત એમ જણાય

છે કે મન ઈંદ્રિયોથી પૃથક્ એક સ્વતંત્ર વસ્તુ છે. એનું સમાધાન. ઈંદ્રિયોથી મન પૃથક્ વસ્તુ નથી પણ ઇંદ્રિય જ છે. કહેવાય છે કે: "પાણ્ડવેભ્યઃ પરોઽર્જુનઃ" એમ કહેવાથી જેમ એ સિદ્ધ નથી થઈ શકતું કે અર્જુન પાણ્ડવ નથી તેમજ તે ગીતાવચનથી એ સિદ્ધ થતું નથી કે મન ઈંદ્રિય નથી.

ઉપર જે પાંચ જ્ઞાનેન્દ્રિયો બતાવવામાં આવી છે, તેમના પૃથક્ પૃથક્ પાંચ પાંચ વિષયો હોય છે. જે ઈંદ્રિય વડે જેનું જ્ઞાન મેળવાય છે અને ક્રિયા થાય છે તે તેનો વિષય કહેવાય છે. જેમકે:

શ્રોત્રનો—વિષય—શબ્દ
ત્વચાનો— „ —સ્પર્શ
ચક્ષુનો— „ —રૂપ
રસનનો— „ —રસ
ઘ્રાણનો— „ —ગંધ

| | | |
|---|---|---|
| વાક્નો | વિષય | વચન |
| પાણિનો | „ | આદાન |
| પાદનો | „ | ગમન |
| શિશ્નનો | „ | આનંદ |
| ગુદનો | „ | મલત્યાગ |

એ રીતે
૫ મહાભૂત
૧ અહંકાર
૧ બુદ્ધિ
૧ અવ્યક્ત–પ્રકૃતિ
૫ જ્ઞાનેન્દ્રિય
૫ કર્મેન્દ્રિય
૧ મન
૫ સ્થૂલભૂતો અથવા વિષયો

---
૨૪

આ ૨૪ તત્ત્વોની ગણનાં નથી સાંખ્યોના મત પ્રમાણે કે નથી વેદાન્તીઓના મત પ્રમાણે. એ એક નવો જ માર્ગ છે. છતાં સાંખ્યની સાથે એનો વધારે મેળ ખાય છે. આપણે એને થોડા વિસ્તારથી વિચાર કરીશું. મહાભારતમાં સાંખ્યનું વિસ્તૃત વર્ણન થયું છે. તેમાં જુદાજુદા પ્રસંગે જુદીજુદી રીતે તત્ત્વોની ગણના કરવામાં આવી છે. ભીષ્મસ્તવમાં—

યં ત્રિધાત્માનમાત્મસ્થં વૃતં ષોડશભિર્ગુણૈઃ ।
પ્રાહુઃ સપ્તદશં સાંખ્યાસ્તસ્મૈ સાંખ્યાત્મને નમઃ ॥

આ એક શ્લોક છે, એ શ્લોક પ્રમાણે કુલ ૧૭ જ તત્ત્વ પ્રમાણિત થાય છે. શાંતિપર્વમાં અસિત અને દેવળના સંવાદમાં કેવળ આઠ જ તત્વ જણાઈ આવે છે. વર્તમાન કાળમાં ઉપલબ્ધ કપિલનાં સાંખ્યદર્શનમાં આ સૂત્ર છે:—

સત્ત્વરજસ્તમસાં સામ્યાવસ્થા પ્રકૃતિઃ પ્રકૃતેર્મહાન
મહતોઽહંકારોઽહંકારાત્પંચતન્માત્રાણ્યુભયમિન્દ્રિયં
તન્માત્રેભ્યઃ સ્થૂલભૂતાનિ પુરુષ઼ ઇતિ પંચવિંશતિર્ગણઃ॥

૧ । ૬૧ ॥

**અર્થ**—સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણની સામ્યાવસ્થાનું નામ **પ્રકૃતિ** છે. સામ્યાવસ્થા એટલે અકાર્યાવસ્થા. તે પ્રકૃતિથી **મહાન્-મહતત્ત્વ** ઉત્પન્ન થાય છે. મહાન્‌થી **અહંકાર** ઉત્પન્ન થાય છે. અહંકારના બે કાર્યો છે એટલે તેનામાંથી બે તત્ત્વો ઉત્પન્ન થાય છે: **તન્માત્ર** અને ૧૧ ઇન્દ્રિય—એટલે ૫ કર્મેન્દ્રિય, ૫ જ્ઞાનેન્દ્રિય અને એક અન્તરિન્દ્રિય મન આમ મળીને કુલ ૧૧ થાય છે. તન્માત્રથી સ્થૂળ ભૂતો ઉત્પન્ન થાય છે. એ બધા મળીને ૨૪ થાય

છે. અને એક પુરુષ એટલે કુલ ૨૫ તત્ત્વ. ગીતામાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની ગણના પૃથક્ પૃથક્ કરવી છે તેથી કેવળ તે ૨૪ તત્ત્વો જ ગણાવ્યાં છે જેનો ક્ષેત્રમાં સમાવેશ થઈ શકે છે.

સાંખ્યના આ ૨૫ તત્ત્વોમાંથી **પ્રકૃતિ, મહાન્, અહંકાર** અને **પાંચ સૂક્ષ્મભૂત** એ આઠ મૂળતત્ત્વ મનાય છે અને **પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય** અને એક **અન્તરિન્દ્રિય મન** એમ ૧૧ ઇન્દ્રિયો, **પાંચ સ્થૂલ મહાભૂત** આ ૧૬ **વિકાર** કહેવાય છે.

જો કે સાંખ્યોની ભાષામાં બોલવા જઈએ તો—

**મૂલપ્રકૃતિરવિકૃતિર્મહદાદ્યાઃ પ્રકૃતિવિકૃતયઃ સપ્ત ।**
**ષોડશકસ્તુ વિકારો ન પ્રકૃતિર્ન વિકૃતિઃ પુરુષઃ ॥**

આ સાંખ્યતત્ત્વકૌમુદીની કારિકા પ્રમાણે એક પ્રકૃતિ સિવાય બાકી સાત પ્રકૃતિવિકૃતિ કહેવાય છે. એટલે મહદાદિ પ્રકૃતિ પણ છે અને વિકૃતિ પણ છે. જેમકે મહાન્–મહત્તત્ત્વ અહંકારની પ્રકૃતિ છે અને મૂળ પ્રકૃતિની વિકૃતિ છે. વિકૃતિ એટલે વિકાર. અહંકાર તન્માત્ર અને ઇંદ્રિયોની પ્રકૃતિ છે અને મહત્તત્ત્વની વિકૃતિ છે. એવં પંચ તન્માત્ર આકાશાદિ ભૂતોની પ્રકૃતિ છે અને અહંકારની વિકૃતિ છે. (સાંખ્યની ભાષામાં) આવી રીતે બોલાય. છતાં એ આઠને મૂળ તત્ત્વ રૂપે ઓળખવામાં કંઈ હાનિ નથી.

મહાભારતના શાન્તિપર્વમાં પણ આ વિષય પ્રતિપાદિત થયો છે. જેમકે

**અવ્યક્તમાહુઃ પ્રકૃતિં પરાં પ્રકૃતિવાદિનઃ ।**
**તસ્માન્મહત્સમુત્પન્નં દ્વિતીયં રાજસત્તમ ॥**
**અહંકારસ્તુ મહતસ્તૃતીયમિતિ નઃ શ્રુતમ્ ।**
**પંચભૂતાન્યહંકારાદાહુઃ સાંખ્યાત્મદર્શિનઃ ॥**

**એતાઃ પ્રકૃતયશ્ચાષ્ટૌ વિકારાશ્ચાપિ ષોડશ ।**
**પંચ ચૈવ વિશેષા વૈ તથા પંચેન્દ્રિયાણિ ચ ॥**

અહીં પણ પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, પંચભૂત એ આઠ તત્ત્વોને પ્રકૃતિ નામથી ગણાવ્યાં છે. અહીં **અવ્યક્તને** જ પરા પ્રકૃતિ કહેવામાં આવ્યું છે. આ શ્લોકોમાં સાંખ્યોની આઠ પ્રકૃતિ અને ૧૬ વિકૃતિનો સ્પષ્ટ સંકેત છે.

ત્રિપાદ્વિભૂતિ મહાનારાયણોપનિષદ્‌ના દ્વિતીયાધ્યાયમાં કહ્યું છે કે :

તથાવિધસ્યાદ્વૈતપરમાનન્દલક્ષણસ્યાદિનારાયણસ્યોન્મેષનિમેષાભ્યાં મૂલવિદ્યોદયસ્થિતિલયા જાયન્તે । કદાચિદાત્મારામસ્યાખિલપરિપૂર્ણ-સ્યાદિનારાયણસ્ય સ્વેચ્છાનુસારેણોન્મેષો જાયતે । તસ્માત્પરબ્રહ્મણોઽધસ્તનપાદે સર્વકારણે મૂલકારણાવ્યક્તાવિર્ભાવો ભવતિ । અવ્યકતાન્મૂલાવિર્ભાવો મૂલાવિદ્યાવિર્ભાવશ્ચ । તસ્માદેવ સચ્છન્દત્વાચ્યં બ્રહ્માવિદ્યાશબલં ભવતિ । તતો મહત્ । મહતોઽહઙ્કારઃ, । અહઙ્કારાત્ પંચતન્માત્રાણિ. પંચતન્માત્રેભ્યઃ પંચમહાભૂતાનિ."

એ બધી પ્રક્રિયા પણ લગભગ સાંખ્યને જ અનુસરે છે.

ગીતાના આ પાંચમા શ્લોકમાં જે ૫ મહાભૂત, ૧ અહંકાર, ૧ બુદ્ધિ, ૧ અવ્યક્ત, ૧૦ ઇંદ્રિય, ૧ મન અને પાંચ સ્થૂળ ભૂતો ગણાવ્યાં છે તે પણ મળીને ૨૪ થાય છે. પરંતુ ૨૪ હોવા છતાં સાંખ્યે સ્વીકારેલાં તત્ત્વો એમાં સમાઈ જતાં નથી. નામ, વ્યાખ્યા, સ્વરૂપ બધામાં અંતર પડે છે. ઉદાહરણ રૂપે— **સાંખ્યમાં** આદિ તત્ત્વને **પ્રકૃતિ** નામ આપવામાં આવ્યું છે અને ગીતામાં **મહાભૂત. સાંખ્યમાં અહંકાર** તૃતીય તત્ત્વ છે જ્યારે ગીતામાં તે દ્વિતીય છે. **સાંખ્યમાં મહત્તત્ત્વ** બીજું તત્ત્વ છે અને તેનું જ નામ **બુદ્ધિતત્ત્વ** છે. ગીતામાં **મહત્તત્વનો** ઉલ્લેખ નથી. બુદ્ધિ ગીતામાં છે પણ

તૃતીય તત્ત્વ રૂપે છે. સાંખ્યમાં અહંકારથી **પંચતન્માત્ર** અને ૧૧ ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે. ગીતામાં **પંચતન્માત્ર** એ નામ જ અપાયું નથી. **અવ્યક્ત** એ નામ ગીતામાં છે. કદાચ એ જ **પંચતન્માત્ર**ના બદલાની વસ્તુ હશે. સાંખ્યમાં **તન્માત્ર**નું કાર્ય સ્થૂળ ભૂતો છે. ગીતામાં સ્થૂળ ભૂત નામ ન આપીને **ઇંદ્રિયગોચર** નામ આપ્યું છે. એ બન્ને આચાર્યોના તત્ત્વોમાં જે અંતર છે તે કદાચ આ નિમ્નપ્રદર્શિત કોષ્ટકથી સ્પષ્ટ થઈ શકશે.

| ગીતાનાં તત્ત્વ | તેજ | સાંખ્યનાં તત્ત્વ |
|---|---|---|
| મહાભૂત | ,, | સૂક્ષ્મ પ્રકૃતિ |
| અહંકાર | ,, | અહંકાર |
| બુદ્ધિ | ,, | મહત્તત્ત્વ |
| અવ્યક્ત | ,, | પંચતન્માત્ર |
| ઇંદ્રિય (મન સહિત) | ,, | ઇંદ્રિય (મન સહિત) |
| ઇંદ્રિયગોચર | ,, | સ્થૂળભૂત અથવા વિષયો |

આવી રીતે થોડી સમાનતા હોવા છતાં પ્રકૃતિની વિકૃતિમાં મહાન અંતર છે. તે આપણે આગળ ચાલીને જોઈશું.

અહીં હવે છઠ્ઠા શ્લોકમાં ગણાવેલ ક્ષેત્રોને તપાસીશું.

પૂર્વાનુભૂત અમુક વસ્તુ, અથવા પૂર્વાનુભૂત પરંતુ શ્રુત વસ્તુ પ્રાપ્ત થાવો એવી જે અંતઃકરણની વૃત્તિ તેનું નામ **ઇચ્છા**. કોઈ વસ્તુના અનુભવ, દર્શન, સ્મરણ આદિથી જે ખેદાકાર અંતઃકરણની વૃત્તિ તે દ્વેષ કહેવાય છે. અનુકૂળ વેદનીયને **સુખ** અને પ્રતિકૂળ વેદનીયને દુઃખ કહે છે. અહીં આગળનો **સંઘાત** શબ્દ ગુંચવણ ભરેલો છે. કેટલાક આચાર્યો એનો અર્થ દેહેન્દ્રિયનો સમૂહ કર્યો છે. પણ તે પુનરુક્તિ જેવું થઈ જાય છે. કેમકે ઇન્દ્રિયોનું નામ

" ઇન્દ્રિયાણિ દશ " એવી રીતે પાંચમાં શ્લોકમાં આવી ગયું છે. કોઇએ **સંઘાત**નો અર્થ શરીર પણ કર્યો છે. તે પણ અશુદ્ધ છે. કેમકે " **ઇદં શરીરં કૌન્તેય ક્ષેત્રમ્૦** " આ શ્લોકવડે આરંભમાંજ શરીરને ક્ષેત્ર કહી દીધું છે. અહીં તો ક્ષેત્રના વિશ્લેષણનું પ્રકરણ છે. ક્ષેત્રના પૃથક્ પૃથક્ વિભાગના વર્ણન સમયે સમુદાયવાચક શરીરનું નામ ન આવી શકે. તેથી **સંઘાત** એટલે અંતઃકરણ. યદિ અંતઃકરણને અહીં ક્ષેત્રમાં ન ગણીએ તો ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ આદિ અંતઃકરણ વગર રહેશે કયાં ? અને તેમાં વિભિન્નવૃત્તિયો સદા રહે છે તેથી તેને **સંઘાત** કહેવામાં કોઇ બાધ પણ નથી. અને અંતઃકરણ અર્થ કરવાથી પુનરુક્તિ પણ થતી નથી.

અંતઃકરણ ચાર કહેવાય છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર. કદાચ કોઇને અહીં શંકા થાય કે **અંતઃકરણ** રૂપ અર્થ કરવાથી પુનરુક્તિ તો થવાની જ. કેમકે અંતઃકરણમાં **મન** અને **બુદ્ધિ** તો છે જ. અને આ બન્ને પાંચમા શ્લોકમાં આવી ગયા છે. એનું સમાધાન એ છે કે એ પુનરુક્તિ નથી. કેમકે પાંચમાં શ્લોકમાં આવેલો **બુદ્ધિ** શબ્દ અંતઃકરણની વૃત્તિરૂપ બુદ્ધિને માટે નથી પણ મહત્તત્ત્વને માટે છે. એ વાત ઉપર કહી ચૂકયો છું. અને ઇંદ્રિયાણિ દશૈકં ચ એમ કહેવાથી મનનું વર્ણન યદ્યપિ પૂર્વે થઇ ગયું છે પણ એકલું મન જ અંતઃકરણ નથી કહેવાતું કે જેથી પુનરુક્તિની આશંકા થાય. મનોતિરિકત બીજાં બુદ્ધ, ચિત્ત, અર્થ અહંકાર એ ત્રણ તો અવશિષ્ટ છે જ. તેથી **અંતઃકરણ** અર્થ કરવામાં કોઈ દોષ નથી. ઉપરના શ્લોકમાં **અહંકાર** પણ આવી ગયો છે. તે પણ અંતઃકરણરૂપ નથી. તે તો સાંખ્યોની પરિભાષાને અનુસરીને મહતત્ત્વનું કાર્ય છે, એટલે ત્રીજું તત્ત્વ છે. તેથી અહીં **સંઘાત**નો **અંતઃકરણ** એ અર્થ અતિ સમીચીન કહી શકાય છે.

**ચેતના**નો અર્થ જ્ઞાન છે. અને તે કેવળ સામાન્ય જ જ્ઞાન. વિશેષ જ્ઞાન નહિ.

ધૃતિનો અર્થ અહીં ધીરજ નહિ પણ પ્રયત્ન થાય છે. તાત્પર્ય એ છે કે નૈયાયિકો અને વૈશેષિકો **દ્વેષ, ઇચ્છા પ્રયત્ન, સુખ, દુઃખ, જ્ઞાન** ને આત્માના ધર્મ માને છે. તે જ વસ્તુ અહીં ક્ષેત્રરૂપે વર્ણવવામાં આવી છે. તેથી **ધૃતિ એટલે પ્રયત્ન** જ.

છઠ્ઠા શ્લોકને અંતે ભગવાન કહે છે કે સંક્ષેપમાં વિકારો-સહિત ક્ષેત્રનું વર્ણન કરી દીધું, પણ એમ કહેવાથી જ ગીતાનો આ પ્રસંગ સમંજસ બની જતો નથી. કેમકે ત્રીજા શ્લોકમાં પ્રતિજ્ઞા થઇ છે કે ૧–ક્ષેત્ર કહીશ, ૨–ક્ષેત્રનો પ્રકાર કહીશ, ૩–તેના જે વિકારો છે તેમને કહીશ, ૪–જેને માટે જે ઉત્પન્ન થયું છે તે કહીશ. ક્ષેત્રના સંબંધમાં આ ચાર પ્રતિજ્ઞા છે. આ ચારે વસ્તુનું નિરૂપણ કર્યા વગર કેવળ વિકારોના વર્ણનથી આ પ્રકરણની પરિશુદ્ધિ થતી નથી અને પ્રતિજ્ઞાપૂર્તિ પણ થતી નથી. તેથી અહીં ભગવાનના તાત્પર્યનું વિવેચન કરવું આવશ્યક છે.

અહીં આ તાત્પર્ય છે. પ્રથમ પ્રતિજ્ઞા છે કે **ક્ષેત્ર જે છે તે કહીશ.** આ પ્રતિજ્ઞાની પૂર્તિ, ૨૪ તત્ત્વ પાંચમા શ્લોક પ્રમાણે અને ૭ તત્ત્વ છઠ્ઠા શ્લોક પ્રમાણે એટલે કુલ ૩૧ તત્ત્વોવાળું આ **ક્ષેત્ર–શરીર** છે, એમ કહેવાથી થાય છે.

બીજી પ્રતિજ્ઞા "**યાદૃક્ ચ**" તે ક્ષેત્ર કેવું છે? એટલે કયા ધર્મોવડે તે ઓળખી શકાય છે? એનો ઉત્તર છઠ્ઠા શ્લોકમાં સાત તત્ત્વોને ગણાવીને આપી દેવાયો છે. એટલે તે ક્ષેત્ર ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ, જ્ઞાનનો આશ્રય છે. જોકે એ ઇચ્છાદિ ક્ષેત્રમાં નથી રહેતા પણ અંતઃકરણમાં રહે છે. અંતઃકરણ ક્ષેત્રનો એક દેશ છે અંતઃકરણ નથી, તથાપિ જેમ સુવર્ણનો એક દેશ સુવર્ણ જ હોય છે તેમ ક્ષેત્રનો એક દેશ અંતઃકરણ પણ ક્ષેત્ર જ છે. અને ઇચ્છાદિક પણ ક્ષેત્ર જ છે. છતાં જેમ અંતઃકરણ અવયવી ક્ષેત્રમાં–દેહમાં રહે છે, તેમ ઇચ્છાદિ ક્ષેત્ર દેહરૂપ અવયવીના અવયવ રૂપ

અંતઃકરણમાં રહે છે. સામાન્ય ચિચ્છક્તિ પણ અંતઃકરણમાં જ રહે છે. તેથી આ ક્ષેત્રના ધર્મોનું વર્ણન કરીને બીજી પ્રતિજ્ઞાની પૂર્તિ કરી.

ત્રીજી પ્રતિજ્ઞા છે કે એના વિકારો કયા કયા છે તે કહીશ, અને તેની પૂર્તિ પાંચમાં શ્લોકના તત્ત્વ ગણાવીને કરી છે. એટલે જે ક્રમથી ત્યાં તત્ત્વની ગણના કરાવી છે તે ક્રમમાં પૂર્વપૂર્વ તત્ત્વ પ્રકૃતિરૂપે ઇષ્ટ છે અને ઉત્તર-ઉત્તર તત્ત્વ વિકૃતિરૂપે ઇષ્ટ છે. મહાભૂત પ્રકૃતિ છે. તે કોઈની વિકૃતિ નથી. અને તેનો વિકાર અહંકાર છે. તેનો વિકાર બુદ્ધિ-મહત્તત્ત્વ છે. તેનો વિકાર અવ્યક્ત છે. તેનો વિકાર મન સાથે એકાદશ ઇન્દ્રિયો છે અને અવ્યક્તના જ વિકાર પાંચ સ્થૂળ મહાભૂતો છે. અથવા બીજા મત પ્રમાણે પાંચ શબ્દસ્પર્શાદિ વિષયો છે.

તેમજ છઠ્ઠા શ્લોકમાં પણ સંઘાત એટલે અંતઃકરણના વિકારો ઇચ્છા, દ્વેષાદિ અંતઃકરણના પરિણામો છે, તેથી તે વિકાર પણ કહેવાય છે.

અને છેલ્લી પ્રતિજ્ઞા એ છે કે "યતશ્ચ યત્" જે ઉપયોગ માટે જે ક્ષેત્ર ઉત્પન્ન થયેલ છે તે કહીશ. એટલે ક્ષેત્રનું પ્રયોજન કહીશ. એ પ્રતિજ્ઞાની પૂર્તિ પણ ઇચ્છા, દ્વેષાદિ કહેવાથી જ થાય છે. કેમકે આ ક્ષેત્રનું પ્રયોજન પૂર્વજન્મના શુભાશુભ કર્મોના સુખ-દુઃખરૂપ ફળ ભોગવવા એ જ છે. ફળ ભોગવવાને માટે જ આ ક્ષેત્ર મળ્યું છે, તેમ જ ચેતનાને માટે પણ આ ક્ષેત્ર પ્રાપ્ત થયું છે. ચેતનાને માટે એટલે સદસદ્વિવેકને માટે. એવી રીતે ક્ષેત્રવિષયક જે ચાર પ્રતિજ્ઞાઓ હતી તેને ભગવાને આ બધું વર્ણન કરીને પૂરી કરી છે.

"સવિકારમુદાહૃતમ્" "વિકારો સહિત મેં ક્ષેત્રનું વર્ણન કર્યું છે." એમ કહેવાથી એમ નથી સમજવાનું કે કેવળ ક્ષેત્ર અને વિકારનું જ વર્ણન થયું છે. વિકાર તો ઉપલક્ષણમાત્ર છે.

અહીં એક બીજી શંકા છે તેનું પણ સમાધાન કરવું જોઇએ. મહાભૂતનું કાર્ય અહંકાર અને અહંકારનું કાર્ય બુદ્ધિ અને બુદ્ધિનું કાર્ય અવ્યક્ત અને અવ્યક્તનું કાર્ય ૧૧ ઇંદ્રિયો અને પંચમહાભૂત એમ ભગવાને ઉપદેશ કર્યો. પણ આ ઉત્પત્તિનો ક્રમ સાંખ્ય અને શ્રુતિયો સાથે અનુકૂળ નથી કેમકે ઉપર જે સાંખ્યસૂત્ર આપ્યું છે. તેના ક્રમમાં અને આના ક્રમમાં પ્રત્યક્ષ વિરોધ છે. તેમજ શ્રુતિઓના ક્રમ સાથે પણ એ ક્રમનો વિરોધ જ છે. જેમકે તૈત્તિરીગોપનિષદ્નો આ ક્રમ છે:

**તસ્માદ્વા એતસ્માદાત્મન આકાશઃ સંભૂતઃ। આકાશાદ્વાયુઃ। વાયોરગ્નિઃ। અગ્નેરાપઃ। અદ્ભ્યઃ પૃથિવી। પૃથિવ્યા ઓષધયઃ। ઓષધિભ્યોઽન્નમ્॥ બ્રહ્માનન્દવલ્લી પ્ર. અ.॥**

અહીંનો ઉત્પત્તિક્રમ આ પ્રમાણે છે:

| આત્મા | આકાશ | વાયુ | અગ્નિ | જળ | પૃથિવી | ઓષધિ |
|---|---|---|---|---|---|---|
| થી | થી | થી | થી | થી | થી | થી |
| આકાશ | વાયુ | અગ્નિ | જળ | પૃથિવી | ઓષધિ | અન્ન. |

છાન્દોગ્યોપનિષત્નો ઉત્પત્તિક્રમ આ છે:

**સેયં દેવતૈક્ષત હન્તાહમિમાસ્તિસ્રો દેવતા અનેન જીવેનાત્મનાનુપ્રવિશ્ય નામરૂપે વ્યાકરવાણીતિ। તાસાં ત્રિવૃતં ત્રિવૃતમેકૈકાં કરવાણીતિ સેયં દેવતેમાસ્તિસ્રો દેવતા અનેનૈવ જીવેનાત્મનાનુપ્રવિશ્ય નામરૂપે વ્યાકરોત્। તાસાં ત્રિવૃતં તિવૃતમેકૈકામકરોદ્યથાનુ ખલુ સોમ્યેમાસ્તિસ્રો દેવતાસ્ત્રિવૃત્ત્રિવૃદેકૈકા ભવતિ તન્મે વિજાનીહીતિ॥ ૬. ૩. ૩.**

આ છાન્દોગ્યોપનિષત્નું ત્રિવૃત્કરણ પ્રકરણ છે અહીં અગ્નિ, જળ અને પૃથિવી આ ત્રણની જ ઉત્પત્તિ બતાવી છે. તૈત્તિરીયની પેઠે અહીં આકાશ અને વાયુની ઉત્પત્તિ નથી કહી.

એ કહેતાં વધારે સંકોચ નથી થતો કે સૃષ્ટિક્રમનું નિશ્ચત ર્ણન કોઇ ઠેકાણે નથી. છતાં એટલું કહી શકાય છે કે ઉપનિષદો ાગભગ એકજ રીતે બોલે છે. અહીં જે તૈત્તિરીય અને છાંદોગ્યમાં અંતર પડેલું જણાય છે તે પણ વિચાર કરતાં અદૃશ્ય થાય છે. ાન્દોગ્યને પણ આકાશ અને વાયુ એ તત્ત્વો સ્વીકૃત તો છે જ. ેનું ત્યાં ત્રિવૃત્કરણ પ્રકરણથી વિવેચન પણ થયું છે. ત્રિવૃત્કરણ ાક્રિયાથી તેજ, જળ, પૃથિવી એ ત્રણે જ તત્ત્વનાં વર્ણનમાં તો ેટલો જ હેતુ છે કે આ ત્રણે તત્ત્વો રૂપવાન્ છે, તેથી તેમાં બીજા ત્ત્વોનું સંમિશ્રણ સર્વમાન્ય છે. આકાશ, વાયુ, નિરવયવ અને ીરૂપ તત્ત્વ છે તેમાં કોઈ તત્ત્વનું સમ્મિશ્રણ સર્વમાન્ય કદાચ ન ાઇ શકે. એ દૃષ્ટિએ છાંદોગ્યમાં ત્રિવૃત્કરણ છે અને ત્રણ જ તત્ત્વનું ામ છે. પણ એમાં સંદેહ નહિ કે તૈત્તિરીયની પેઠે છાન્દોગ્યને પણ ાંચે તત્ત્વ સ્વીકૃત છે. અને તેથી પંચીકરણ પ્રક્રિયા પણ સ્વીકૃત છે.

જ્યારે સૃષ્ટિક્રમ અથવા પદાર્થોત્પત્તિક્રમ આર્યશાસ્ત્રમાં સર્વથા નિયતરૂપે આલેખાએલો નથી. ત્યારે જો ભગવાને ગાયેલો ક્રમ કોઈની ાથે સુસંગદ્ધ થાય નહિ તો આશ્ચર્ય ન માનવું જોઇએ.

હું પૂર્વપ્રકરણમાં કહી આવ્યો છું કે "યં ત્રિધાત્માન-માત્મસ્થમ્" આ શ્લોક વડે સાંખ્યલોકો કોઈ બહુ પ્રાચીન ાળમાં ૧૭ જ તત્ત્વ માનતા હતા. અર્થાત્ જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓમાં રહેલો આત્મા એક તત્ત્વ, પંચ મહાભૂત અને ૧૧ ઇંદ્રિયો. ત્યાર પછી ૨૪ તત્ત્વોની કલ્પના થઈ અને તે ાલ્પનામાં પણ નૈયત્ય (નિયતપણું) જોવામાં આવતું નથી. કેમકે ાન પર્વનાં યુધિષ્ઠિર-વ્યાધ આખ્યાનમાં પણ ૨૪ તત્ત્વોનું વર્ણન ાયું છે. તે બીજે ઠેકાણે વર્ણવાયેલાં તત્ત્વોથી ભિન્ન છે. જેમકે-

**મહાભૂતાનિ ખં વાયુરગ્નિરાપશ્ચ તાશ્ચ ભૂઃ ।**
**શબ્દઃ સ્પર્શશ્ચ રૂપં ચ રસો ગન્ધશ્ચ તદ્ગુણાઃ ॥**

**ષષ્ઠશ્ચ ચેતના નામ મન ઇત્યભિધીયતે ।**
**સપ્તમી તુ ભવેદ્બુદ્ધિરહંકારસ્તતઃ પરમ્ ॥**
**ઇન્દ્રિયાણિ ચ પંચાત્મા રજઃ સત્ત્વં તમસ્તથા ।**
**ઇત્યેવ સપ્તદશકો રાશિરવ્યક્તસંજ્ઞકઃ ॥**
**સર્વૈરિહેન્દ્રિયાર્થૈસ્તુ વ્યક્તાવ્યક્તૈઃ સુસંવૃતૈઃ ।**
**ચતુર્વિંશક ઇત્યેષ વ્યક્તાવ્યક્તમયો ગુણઃ ॥**

(વનપ. અ. ૨૧૦)

આ પરથી જણાશે કે તત્ત્વોની ગણના ભિન્ન ભિન્ન રીતે થએલી છે. મહત્તત્વ અને અહંકાર એ બે તત્ત્વો શા માટે સાંખ્યવાદીઓએ સ્વીકારેલાં છે તે હજી સુધી અસ્પષ્ટ જ રહ્યું છે. ઉપનિષદો એ બે તત્ત્વો ઉપર ભાર મૂકતી નથી. ભગવાન્ કૃષ્ણ આવી દશામાં બીજી રીતે યદિ તત્ત્વોને ગણાવે તો એમાં જરા આશ્ચર્ય થવા જેવું નથી. એમ પણ સંભવ છે કે ભગવાનની આ ગણના તેમના સમયમાં પ્રસિદ્ધ અને અત્યારે અપ્રસિદ્ધ કોઈ અન્ય ગ્રન્થ પ્રમાણે હોય.

પૂર્વે જ કહી આવ્યો છું કે ગીતાની આ ૨૪ તત્ત્વોની ગણના નથી સાંખ્યને અનુસરીને અને નથી વેદાન્તને અનુસરીને. મેં સંગતિ લગાડવાનો પ્રયાસ કર્યો છે. પણ સંગતિ ઉચિતરૂપમાં ન લાગે તો કાંઇ ક્ષતિ નથી. કેમકે તે ૨૪ તત્ત્વો શ્રીકૃષ્ણના સ્વતંત્ર તત્ત્વો છે અથવા પૂર્વોક્ત પ્રમાણે કોઇ બીજા ગ્રંથના આધારે વર્ણવાએલાં છે ॥ ૫–૬ ॥

શ્રી ભગવાન્ ક્ષેત્રનું નિરૂપણ કરીને હવે પ્રતિજ્ઞા પ્રમાણે ક્ષેત્રજ્ઞનું નિરૂપણ કરવા ઈચ્છે છે. પણ જ્યાં સુધી સાધન અથવા ઉપાયનું જ્ઞાન ન હોય ત્યાં સુધી સાધ્ય અથવા ઉપેયનું જ્ઞાન હોઈ શકતું નથી. એ સામાન્ય નિયમ છે. ક્ષેત્રજ્ઞ ઉપેય છે. તેને મેળવવા સારૂ જે ઉપાયો નિશ્ચિત છે પહેલાં તેમનું જ વર્ણન કરે છે.—

અમાનિત્વમદમ્ભિત્વમહિંસા ક્ષાન્તિરાર્જવમ્ ।
આચાર્યોપાસનં શૌચં સ્થૈર્યમાત્મવિનિગ્રહઃ ॥૭॥

પદચ્છેદ

**અમાનિત્વમ્ અદમ્ભિત્વમ્ અહિંસા ક્ષાન્તિઃ આર્જવમ્ ।**
**આચાર્યોપાસનં શૌચં સ્થૈર્યમ્ આત્મવિનિગ્રહઃ ॥૭॥**

**અર્થ**—**અમાનિત્વમ્**–અભિમાનીપણાનો અભાવ. **અદમ્ભિત્વમ્**–ખોટો દેખાવો ન કરવો. **અહિંસા**–હિંસા ન કરવી. **ક્ષાન્તિઃ**–ક્ષમા, **આર્જવમ્**–નમ્રતા. **આચાર્યોપાસનમ્**–આચાર્યની શુશ્રૂષા, **શૌચમ્**–પવિત્રતા. **સ્થૈર્યમ્**–સ્થિરતા. **આત્મવિનિગ્રહઃ**–મનને સંયમમાં રાખવું. ॥૭॥

**સ્પષ્ટાર્થ**—અભિમાન ન કરવું, ખોટો દેખાવો ન કરવો, હિંસા ન કરવી, ક્ષમા રાખવી, નમ્રતા રાખવી, પવિત્રતા રાખવી, આચાર્યની સેવા કરવી, સ્થિરતા રાખવી, અને મનને સંયમમાં રાખવું ( એ જ્ઞાન કહેવાય છે. ૧૩–૧૧ ) ॥ ૭ ॥

**ભાવાર્થ**—પોતાને માટે એમ વિચારવું કે હું ઘણો પ્રતિષ્ઠિત છું, મોટો વિદ્વાન્ છું, મોટો ધનવાન્ છું, રૂપવાન્ છું, એ અભિમાનની વૃત્તિયોનો સમૂળગો નાશ કરવો. પાંચ પ્રકારનો મદ હોય છેઃ ધનમદ, વિદ્યામદ, જાતિમદ, કુલમદ અને પ્રતિષ્ઠામદ. એ પાંચે મદો ( અભિમાનો ) નો ત્યાગ **અમાનિત્વ** કહેવાય છે.

કોઈ કાર્ય એવું હોય જેમાં આપણી રુચિ ન હોય, શ્રદ્ધા પણ ન હોય, ધાર્મિક ભાવના પણ ન હોય, છતાં તે કામને બીજા લોકો સારૂં ગણતા હોય અને તે કામ કરનારને લોકો ખૂબ વખાણતા હોય, તો ફકત લોકોની દૃષ્ટિમાં પ્રતિષ્ઠા અને માન મેળવવાને

માટે જો તે કાર્ય કરવામાં આવે તો તે દંભ કહેવાય છે. તેવું કામ કરનાર દંભી કહેવાય છે. દંભીપણાને દંભિત્વ કહે છે. જ્યાં એ નહિ હોય ત્યાં અદંભિત્વ રહે છે. એટલે અદંભીપણું રહે છે.

**અહિંસા**—એટલે હિંસા ન કરવી. એ એનો સામાન્ય અર્થ છે. યોગદર્શનમાં તેના ભાષ્યકાર ભગવાન્ વ્યાસ કહે છે કે:— "**અહિંસા સર્વથા સર્વદા સર્વભૂતાનામનભિદ્રોહઃ**" કોઇ પણ રીતે કદી પણ કોઈ પણ પ્રાણીને માટે દ્રોહ ન કરવો તે અહિંસા. એનું તાત્પર્ય એ છે કે માણસ ગાળો અને ન બોલવાના શબ્દો સામા માણસને માટે બોલે છે, શત્રુતા રાખીને કોઇનું ઘર બાળી નાખે છે, કોઈનું ખેતર રાત્રે કાપી નાખે છે, કોઇનો તિરસ્કાર કરવા માટે અભિમાનના શબ્દો ઉચ્ચારે છે, અથવા તો વ્યંગ્ય વચન બોલે છે, એ બધું **હિંસા** જ કહેવાય છે. એ બધાનો ત્યાગ **અહિંસા** કહેવાય છે. કેટલીક હિંસા એવી હોય છે જે અપરિહાર્ય હોય છે, એટલે તે થાય છે જ. જેમકે હોમ કરતાં કેટલાક સૂક્ષ્મ જંતુઓનો નાશ થાય છે, રસોઈ કરતાં બળતણમાં અથવા બીજી રીતે પણ ક્ષુદ્ર જંતુઓ અજાણે મરી જાય છે. લોટ દળતાં કે દાળ ભરડતાં, કે કંઇક ખાંડતાં કેટલાંક જંતુઓ અજાણે મરણ પામે છે. આ બધું હિંસા તો છે જ. પણ એ હિંસા એવી છે કે જરૂર થવાની જ. કેમકે એ હિંસા કરવાની કોઈની ઇચ્છા નથી હોતી. એટલે કોઇ પણ એમ વિચારીને દળવા, ભરડવા, રાંધવા નથી જતો કે, "ચાલો થોડા જીવડાં મારી નાખીએ." એ ઇચ્છાએ જો ઉપર બતાવેલાં કર્મો થતાં હોય તો તે પણ હિંસા જ કહેવાય. પણ કોઇની પણ એવી ઇચ્છા હોતી જ નથી. તેથી તે હિંસા આપણને બંધન કરનારી હોતી નથી. છતાં એટલું જ્ઞાન તો લોકોને હોય છે જ કે આવી રીતે થોડીઘણી હિંસા થાય છે ખરી. તેથી તેનું

નિવારણ કરવા માટે, સંધ્યાવન્દન, અગ્નિહોત્ર, પિતૃતર્પણ, બલિ-વૈશ્વદેવ અને ભૂતબલિ–અતિથિયજ્ઞ એ પાંચ મહાયજ્ઞો નિત્ય કરવા શાસ્ત્રોએ આજ્ઞા કરી છે જો આપણો વ્યવહાર નિયમિત અને સંકુચિત બને તો એ હિંસા પણ થોડી થાય. હિંસા જેવી રીતે થોડી થાય તેવો પ્રયાસ કરવો એ વિવેકી માનવનો પરમ ધર્મ છે. અ-હિંસાનું માહાત્મ્ય બતાવતાં **મોક્ષધર્મમાં** કહ્યું છેઃ—

**યથા નાગપદેઽન્યાનિ પદાનિ પદગામિનામ્ ।**
**સર્વાણ્યેવ વિધીયન્તે પદજાતાનિ કૌંજરે ।**
**એવં સર્વમહિંસાયાં ધર્માર્થમપિ ધીયતે ॥**

એટલે જેવી રીતે હાથીના પગ કરતાં મોટા પગ હજી સુધી પશુવિજ્ઞાનશાસ્ત્રીઓના જાણવામાં આવ્યા નથી એવી રીતે ધર્માધર્મ-વિજ્ઞાનશાસ્ત્રી મહાન્ ધર્માચાર્યોના જ્ઞાનમાં અહિંસાથી વધારે શ્રેષ્ઠ ધર્મ હજી સુધી જણાયો નથી.

હિંસા ત્રણ પ્રકારની હોય છે. **કૃતા, કારિતા, અનુમોદિતા.** સ્વયં કરીએ તે હિંસા **કૃતા** કહેવાય છે. બીજા પાસે કરાવીએ તે હિંસા **કારિતા** કહેવાય છે. અને કોઈને હિંસા કરવામાં મન, વચન વડે સહાયતા આપીએ તે **અનુમોદિતા** કહેવાય છે.

અને આ ત્રણે હિંસાઓમાંથી દરેક હિંસા ત્રણ જાતની હોય છેઃ **લોભકૃતા, ક્રોધકૃતા** અને **મોહકૃતા.** એટલે આ વિભાગ આવી રીતે સમજવાનોઃ

| | |
|---|---|
| લોભકૃતા હિંસા | લોભકારિતા હિંસા |
| ક્રોધકૃતા હિંસા | ક્રોધકારિતા હિંસા |
| મોહકૃતા હિંસા | મોહકારિતા હિંસા |

{ લોભાનુમોદિતા હિંસા
 ક્રોધાનુમોદિતા હિંસા
 મોહાનુમોદિતા હિંસા

ચર્મ, માંસ, લોહી, હાડકાં આદિને મેળવવાના લોભ વડે જે મૃગ, સિંહ, વાઘ વગેરે જંતુઓને લોકો મારે છે તે **લોભકૃતા હિંસા** કહેવાય. એવી રીતે એ જ લોભથી બીજાની પાસે હિંસા કરાવાય ત્યારે તે હિંસા **લોભકારિતા** કહેવાય. અને કોઈએ હિંસા સ્વયં કરવા જતો હોય તેમાં પોતાની પણ સંમતિ આપી દેવી તે **લોભાનુમોદિતા** કહેવાય. એટલે એમાંથી મને પણ કોઈ જાતનો કોઈ લાભ થશે એવા લોભથી અપાયેલી સંમતિને લીધે તે **લોભાનુમોદિતા** કહેવાય છે. એવી રીતે "આ માણસે મારું અપમાન કર્યું છે, મારી હાનિ કરી છે, મને દગો દીધો છે" આવા આવા વિચારોથી ક્રોધે ભરાઈને કોઈને કોઈ રીતે ઇજા પહોંચાડે છે, તે **ક્રોધકૃતા હિંસા** કહેવાય છે. કોઈની પાસેથી એવા જ કારણસર હિંસા કરાવે છે તે **ક્રોધકારિતા હિંસા** કહેવાય છે. અને એવા જ કારણસર કોઈ કોઈને ઇજા પહોંચાડવા જતો હોય તેમાં પોતે પણ ક્રોધી બનીને સંમતિ આપી દેવી તે **ક્રોધાનુમોદિતા** હિંસા કહેવાય છે. અને મોહ નામ અવિવેકનું છે. અથવા મોહ એટલે **બુદ્ધિવિપર્યાસ**. જે વસ્તુ જેવી ન હોય તેવી સમજવી તે **મોહ**. જેમ કોઈ પણ કાળે **પશુબલિથી** દેવી દેવતાઓ પ્રસન્ન થતા નથી દારૂ આદિ અપેય પદાર્થો અર્પણ કરવાથી પણ કોઈ દેવ પ્રસન્ન થતો નથી. પણ કોઈને ઉલટું જ્ઞાન થયું અને તે સમજવા લાગ્યો કે પશુબલિ અથવા દારૂ–મદિરા આદિ અર્પણ કરવાથી દેવી–દેવો પ્રસન્ન થાય છે. અને એ અવિવેકને લીધે કોઈ દેવી, કાળી, ચામુંડા, મહાકાળી આદિ દેવિયોને અને ભૈરવ આદિ દેવોને પશુબલિ અને દારૂ આદિ ચડાવે છે તે

**મોહકૃતા હિંસા** કહેવાય છે. એવા જ હેતુથી બીજાની પાસે હિંસા કરાવે તો તે **મોહકારિતાહિંસા** કહેવાય. એવા જ હેતુથી –મને ધર્મ થશે, સારૂં ફળ મળશે, દેવી અને દેવો પ્રસન્ન થશે એવા હેતુથી–કોઇને હિંસા કરવાની અનુમતિ આપવી તે **મોહાનુમોદિતા હિંસા** કહેવાય છે.

અને એ **લોભ ક્રોધ, મોહ** ત્રણ પ્રકારના હોય છેઃ **મૃદુ, મધ્ય અધિમાત્ર**. એને એમ સમજો:—

| | | |
|---|---|---|
| મૃદુ લોભ | મૃદુ ક્રોધ | મૃદુ મોહ |
| મધ્ય લોભ | મધ્ય ક્રોધ | મધ્ય મોહ |
| અધિમાત્ર લોભ | અધિમાત્ર ક્રોધ | અધિમાત્ર મોહ. |

એમ હિંસાના ૨૭ ભેદો થયા. અને પછી મૃદુ, મધ્ય, અને આધમાત્ર પણ ત્રણ પ્રકારના હોય છે. આવી રીતે યોગભાષ્યમાં શ્રી વ્યાસજીએ હિંસાનો ખુબ સૂક્ષ્મ વિચાર કર્યો છે. ત્યાં ૮૧ પ્રકારની હિંસા બતાવવામાં આવી છે. આ બધી હિંસાઓનો જે અભાવ તે અહિંસા કહેવાય.

કોઇનો વધ કરવો એ તો એવી હિંસા છે જે બધાને સમજાય. કોઇ પણ જીવ ઇશ્વરાંશ જ છે, ભગવાને પણ ગીતામાં કહ્યું છેઃ—

**“ મમૈવાંશો જીવલોકે જીવભૂત: સનાતન: ”**

ઇશ્વરાંશ જીવને પીડા પહોંચાડવી તે તો ભગવાનને પીડા પહોંચાડવા જેવી થઇ પડે છે. કોઇ પણ ભગવદંશ જીવ સાથે વિરોધ કરવો અને ભગવાન્ સાથે વિરોધ કરવો બન્ને સરખી વસ્તુ છે. મોક્ષધર્મમાં કહ્યું છેઃ—

**સર્વાણિ ભૂતાનિ સુખે રમન્તે,**
**સર્વાણિ દુઃખેષુ તથોદ્વિજન્તિ ।**

**તેષાં ભયોત્પાદનજાતખેદ:**
**કુર્યાચ્ચ કર્માણિ હિ જાતવેદ: ॥**

"પ્રત્યેક જીવ સુખમાં જ આનંદી રહે છે અને દુઃખમાં બધા દુઃખી થાય છે. તેથી કોઇએ એવું એક પણ કર્મ ન કરવું જોઇએ કે જેથી બીજાને ભય કે વ્યાકુળતા ઉત્પન્ન થાય અને તે દુઃખી થાય.

**ક્ષાન્તિ** એટલે ક્ષમા. અપકારસહિષ્ણુતાને ક્ષમા કહે છે. કોઇએ તમારી સાથે અપકાર એટલે બુરાઇ કરી હોય અને તમે તેને શિક્ષા આપી શકો તેમ છો, છતાં તે અપરાધને સહન કરી લેવો અને અપરાધી પ્રત્યે ક્રોધ કે ઉદાસીનતાનો ભાવ ન દેખાડવો એનું નામ ક્ષમા.

શ્રી વાલ્મીકિરામાયણમાં ભગવાન્ શ્રી રામને માટે કહ્યું છે કેઃ—

**કથમપ્યુપકારેણ કૃતેનૈકેન તુષ્યતિ ।**
**ન સ્મરત્યપકારાણાં શતમપ્યાત્મવત્તયા ॥**

એટલે તેમનો કોઈ જરા પણ ઉપકાર કરે તો તેઓ તેનાથી પણ સંતોષ માની લે છે. ભગવાનનો સંતોષ માનવો એટલે જીવોને અપેક્ષિત બધું આપી દેવું. અને તેમનો સ્વભાવ એવો છે કે જો કોઇ અનંતવાર તેમની અનંત બુરાઇ કરે તો તેઓ તેને સ્મરણ પણ કરતા નથી. બસ એનું નામ જ ક્ષમા.

મહાભારતમાં કહ્યું છે કેઃ—

**આક્રુષ્ટસ્તાડિતશ્ચૈવ મૈત્રેણ ધ્યાતિ નાશુભમ્ ।**
**વાગ્દણ્ડકર્મમનસાં ત્રયાણાં ચ નિવર્તક: ॥**

કોઇએ અપશબ્દ કહ્યા હોય, અથવા કોઈએ માર્યો પણ હોય છતા તેને માટે મિત્રભાવ જ રાખવો અને એનું અશુભચિંતન

ન કરવું, દંડ આપવામાં સમર્થ હોય તો પણ વાણી, કર્મ અને મનવડે તેને દંડ આપવાનો વિચાર ન કરવો, એનું જ નામ ક્ષાંતિ.

**આર્જવ** એટલે નમ્રતા. કોઇની પ્રત્યે શરીરવડે, વાણીવડે, મનવડે સમાનરૂપે જ વ્યવહાર કરવો, તેનું નામ આર્જવ. કેટલાક એવા હોય છે કે જીભને ટેરવે અમૃત જેવી મીઠાશ રાખે છે પણ હૃદયમાં હલાહલ વિષ સેવે છે. લોકોની સામે મધુરી વાણી બોલે છે અને પછીથી સર્પનું કામ કરે છે. એને મહાભયંકર પ્રાણી સમજવા જોઇએ.

એ જ આર્જવને માટે મહાભારતના અનુશાસન પર્વમાં કહ્યું છે કે:

**આર્જવં ધર્મમિત્યાહુરધર્મો જિહ્મ ઉચ્યતે ॥**
**સર્વવેદેષુ વા સ્નાનં સર્વભૂતેષુ ચાર્જવમ્ ।**
**ઉભે ચૈતે સમે સ્યાતામાર્જવં વા વિશિષ્યતે ॥**

"આર્જવ એ ધર્મ છે અને કુટિલતા એ અધર્મ છે."

"સર્વવેદોમાં પાંડિત્ય મેળવવું અને સર્વ પ્રાણિયો પ્રત્યે આર્જવ રાખવું એ બન્ને કે તો સરખાં છે અથવા વેદાધ્યયન કરતાં આર્જવ શ્રેષ્ઠ છે."

**આચાર્યોપાસન** એટલે આચાર્યની સેવા. નિરુક્તમાં યાસ્કાચાર્યે લખ્યું છે કે: **આચાર્યઃકસ્માત્? આચારમાચિનોતિ, આચારં ગ્રાહયતીતિ વા.** જે પોતે સદાચારનું પાલન કરે અને બીજા પાસે પણ સદાચાર–પાલન કરાવે તે આચાર્ય. અને અવિદ્યારૂપ અંધકારને જે દૂર કરે તે ગુરુ કહેવાય છે. આચાર્ય અને ગુરુ એવી રીતે સમાનાર્થક છે. અને શાસ્ત્રોમાં ગુરુની બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આ ત્રિદેવની સાથે સરખામણી કરી છે. જેમકે—

**ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવો મહેશ્વરઃ ।**
**ગુરુઃ સાક્ષાત્ પરં બ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥**

અન્યત્ર લખ્યું છે કેઃ—

**યેનૈવ ગુરુણા યસ્ય ન્યાસવિદ્યા પ્રદીયતે ।**
**તસ્ય વૈકુણ્ઠ-દુગ્ધાબ્ધિ-દ્વારકાઃ સર્વ એવ સઃ ॥**

એટલે ભગવત્-શરણાગતિનો ઉપદેશ કરનાર ગુરુ જ સાક્ષાત્ વૈકુંઠ છે, ક્ષીરસાગર છે અને દ્વારકા પુરી છે.

ભાગવતમાં ભગવાને કહ્યું છે કે "આચાર્યં માં વિજાનીયાત્" "મને આચાર્ય સમજો" તેથી આચાર્યને ઈશ્વર-સ્વરૂપ સમજીને પરમ શ્રદ્ધાથી તેમની આજ્ઞાનું પાલન કરવું. તેમના સદુપદેશ પ્રમાણે પવિત્ર આચરણ રાખવું એ આચાર્યની સેવામાં મોટી સેવા છે. તન અને મનથી પણ યોગ્યતાનુસાર અને સમયાનુસાર સેવા કરી શકાય છે. પણ એ આચાર્યોપાસનનો મુખ્ય અર્થ નથી. મુખ્ય અર્થ તો એટલો જ કે આચાર્યની પાસે પૂરી આત્મજ્ઞાનનો ઉપદેશ મેળવવો અને ગુરૂપદિષ્ટ માર્ગમાં જ સતત ચાલવું
ઉનિષદમાં કહ્યું છે કેઃ

**કર્ણધારં ગુરું પ્રાપ્ય તદ્વાક્યં પ્લવવદ્દૃઢમ્ ।**
**અભ્યાસવાસનાશક્ત્યા તરન્તિ ભવસાગરમ્ ॥**

"ગુરુ કર્ણધાર ( હોડીને ચલાવનાર ) જેવા છે અને તેમનો ઉપદેશ દૃઢ હોડી જેવો છે. એવા કર્ણધાર અને એવી નૌકાને મેળવીને જીવો અભ્યાસ-વાસના શક્તિવડે ભવસાગરને તરી જાય છે."

**ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવઃ સદાચ્યુતઃ ।**
**ન ગુરોરધિકઃ કિંચિત્ ત્રિષુ લોકેષુ વિદ્યતે ॥**

"ગુરુ એ જ બ્રહ્મા છે, એ જ વિષ્ણુ છે અને એ જ અવિનાશી દેવ છે, ગુરુથી વધારે ત્રણે લોકોમાં કાંઈ નથી."

**દિવ્યજ્ઞાનોપદેષ્ટારં દૈશિકં પરમેશ્વરમ્ ।**
**પૂજયેત્પરયા ભક્ત્યા તસ્ય જ્ઞાનફલં ભવેત્ ॥**

"દિવ્ય જ્ઞાનનો—આત્મજ્ઞાનનો ઉપદેશ કરનાર આચાર્યને પરમેશ્વર માનીને પરા ભક્તિવડે પૂજવો જોઈએ. આચાર્ય—પૂજાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે."

**યથાગુરુસ્તથૈવેશો યથૈવેશસ્તથા ગુરુઃ ।**
**પૂજનીયો મહાભક્ત્યા ન ભેદો વિદ્યતેઽનયોઃ ॥**

"ગુરુ અને ભગવાન બન્ને સરખા જ છે. આ બેમાં ભેદ નથી. તેથી મહાભક્તિથી ગુરુની પૂજા કરવી જોઈએ." એ સ્મરણ રાખવું જોઈએ કે આ બધું પરમવિરક્ત બ્રહ્મનિષ્ઠ પરમજ્ઞાની વીતરાગને માટે જ છે. ધનદાસો, લંપટો, પામરો અને વ્યાપારી ગુરુઓને માટે નથી. જે સન્માર્ગમાં પોતે જતો હોય અને બીજાને સન્માર્ગમાં જ લઈ જવાનો આગ્રહ રાખે તે જ ગુરુ. જે પોતે મહાવિરક્ત સંન્યાસી અને મહાવિદ્વાન્ હોય તે જ ગુરુ. ગૃહસ્થાશ્રમરૂપ કાદવમાં રચેલા પચેલા માણસને ગુરુ માનવામાં ભૂલ તો જણાય છે જ. જે પોતે વિષયવિરક્ત ન હોય તે બીજાને વિષયવિરક્તનો ઉપદેશ કેમ કરી શકે? અને વિષયવિરક્તિ વગર તો આત્મદર્શન કોઈ રીતે થઈ જ ન શકે! માટે જ શાસ્ત્રમાં વિરક્ત વિદ્વાન્ ગુરુને માટે આગ્રહ થયો છે. "**શ્રોત્રિયં બ્રહ્મનિષ્ઠમ્**"નો એ જ અર્થ છે. પણ જો યાજ્ઞવલ્ક્ય જેવા ગુરુ આજે મળતા હોય તો આત્મસાક્ષાત્કાર કરાવવા તેમનો પણ ઉપયોગ કરી શકાય છે,

મહોપનિષદ્નું વચન છે કેઃ—

**દુર્લભો વિષયત્યાગો દુર્લભં તત્ત્વદર્શનમ્ ।**
**દુર્લભા સહજાવસ્થા સદ્‌ગુરોઃ કરુણાં વિના ॥**

"સદ્‌ગુરુની જ્યાં સુધી દયા નહિ હોય ત્યાં સુધી વિષયનો ત્યાગ, તત્ત્વનો સાક્ષાત્કાર અને બ્રાહ્મી સ્થિતિ આ ત્રણે વસ્તુઓ દુર્લભ જ રહે છે". તેથી સદ્‌ગુરુની શોધ માનવજીવન માટે અગત્યની વસ્તુ છે.

**શૌચ** એટલે પવિત્રતા. પવિત્રતા બે પ્રકારની હોય છે એક બાહ્ય અને બીજી આભ્યન્તરિક. બહારની પવિત્રતાને બાહ્ય પવિત્રતા કહે છે અને અંદરની પવિત્રતાને આભ્યન્તરિક પવિત્રતા કહે છે. આત્મજ્ઞાન માટે બન્ને પવિત્રતાઓની ખાસ જરૂર છે.

માંસાહાર ન કરવાથી જ કોઇ પૂર્ણ અહિંસક એટલે પવિત્ર બની જતો નથી. લોકો ઝેરી અને અવિવેકી હોય, બહારથી દયાની ભાવના દેખાડે પણ સ્વજનોને માટે, સ્વ-કુટુંબિઓને માટે પણ નિર્દય હોય તે અહિંસક ન કહેવાય. હિન્દુસ્થાનમાં હિન્દુ-પ્રધાન પ્રદેશોમાં પણ વધારેમાં વધારે નરહત્યા થતી હોય, આત્મહત્યા પણ થતી હોય, એ અહિંસાવાદને કોઇ કાળે ન શોભે. કોઈને મારી નાંખવામાં અહિંસા ધર્મ આડે ન આવતો હોય, ગામડાઓમાં રોજ ખૂન થયા જ કરે, ઘરો બાળી નંખાય, ખેતરનો માલ કાપી નંખાય, બાલબચ્ચાંને સલામત રહેવા દેવામાં ન આવતાં હોય, વિધવા બહેનો અને સધવા બહેનો પણ જે પ્રદેશમાં વધારે પ્રમાણમાં આત્મઘાત કરતાં હોય, ઘાસલેટ છાંટીને સળગી મરવાનો પ્રયાસ જે પ્રદેશને માટે એક નજીવી વસ્તુ થઈ પડી હોય, તે હિન્દુ પ્રધાન ભારત માટે લજ્જાની વાત કહેવાય. જ્યાં સ્ત્રીઓનાં અપમાન વધારે માત્રામાં થાય, વિધવા બહેનો માટે કોઇ માર્ગ જ ન હોય, તે પ્રદેશ અહિંસક હોવાનો દાવો ન કરી શકે. એ બીજી વાત છે કે કોઇ બહેન સ્વતંત્ર ધંધો કરીને પ્રામાણિક રીતે જીવિકા-ઉપાર્જન

કરે. પણ જે બ્હેનો એમ કરવામાં અશક્ત હોય તેને માટે ગમે તે રીતે જીંદગીનો અંત લાવ્યા સિવાય બીજો માર્ગ હોતો જ નથી. સાસરે અને પિયરમાં પણ તેમનો જે અપમાન થાય છે, તેને તો મનુષ્ય તો શું ભગવાન્ પણ સહન કરી શકે તેમ નથી. વિધવા એટલે કુતરાં બિલાડાં કરતાં પણ ક્ષુદ્ર જંતુ. કુતરાને વગર મહેનતે ઘરની બચેલી રોટલી નાંખી દઈ શકાય છે પણ વિધવાની પાસેથી જ્યાં સુધી જીવલેણ મજુરી ન કરાવી લેવાય ત્યાં સુધી તેમને કંઈક આપવું એ પાપ ગણાય છે. એ બધી અંદરની અપવિત્રતા છે. એ કામથી વધારેમાં વધારે અપવિત્રતા ઉત્પન્ન થાય છે. એ આંતરિક મલિનતા છે. એના ઉપરથી એમ જણાઇ આવશે કે દ્વેષ, અદેખાઇ, ઘૃણા, તિરસ્કાર ઘણી માત્રામાં જ્યાં હોય અને જેટલા વધારે પરિમાણમાં આ અંદરના વિકારો હોય તેટલા જ વધારે પરિમાણમાં ત્યાં અંદરની અપવિત્રતા પણ હોય. ઉપર જણાવેલી કુત્સિત વૃત્તિઓનો ત્યાગ તે જ આંતરિક પવિત્રતા કહેવાય છે.

બાહ્ય પવિત્રતાને માટે પણ હિંદુપ્રધાન પ્રાંતો બહુ પછાત છે. બાહ્ય પવિત્રતા જેવી તો હવે કોઈ વસ્તુ જ રહી નથી એમ કહેવામાં અતિશયોક્તિ ન હોઈ શકે. જાજરૂ જઇને શાસ્ત્રીય રીતે હાથ પગ શુદ્ધ કરવાની જરૂર જણાતી નથી. જાજરૂ જઇને ડાબો હાથ ગમે તે કામ કરી શકે છે. તે હાથથી ભાઇઓ ધોતીને અડે છે, બ્હેનો સાડીને અડે છે. શરીરના કોઈ પણ વસ્ત્રને અને કોઈ પણ ભાગને તે જ ગંદા હાથથી અડે છે. બીડી પીનારા ભાઇઓ ગુજરાતથી વધારે કોઇ પણ પ્રદેશમાં નથી. બીડી, હુક્કો, ગાંજો વગેરે પીનારાઓના હાથ સદા એંઠા જ રહે છે અને તે એંઠા હાથ ગમે તે વસ્તુને અડાડી શકાય છે. તેમાં કંઈ ગ્લાનિ માનવામાં આવતી નથી. ચાહનું વ્યસન પણ પુષ્કળ. ચાહ પીનારા ભાઇઓ અને

બહેનો ગમે તેના એંઠા પ્યાલાનો ઉપયોગ કરવામાં ગ્લાનિ માનતા નથી. રેલ્વે સ્ટેશનો પર આપણે જે જોઈએ છીએ તે એ કે:—

એક ગંદો માણસ એક હાથમાં ચાહનું વાસણ અને બીજા હાથમાં એક ડોલ લઈને "હિંદુ ગરમ ચાહ" એમ બોલતો ફરે છે. ડોલમાં પાણી હોય છે. પાણીમાં ચાહ પીવાના ચીનાઈ માટીના પ્યાલા હોય છે. જે કોઈ ચાહ માગે તેને તે જ પ્યાલામાં ચાહ અપાય છે. તે પ્યાલા અલગ ધોવામાં આવતા નથી. તે જ ડોલમાં તેને—તે એંઠા પ્યાલાને—નાખી દેવામાં આવે છે. અને ફરી તેને જ તેમાંથી કાઢીને, તેમાં જ બીજાને ચાહ આપવામાં આવે છે. આખી દુનિયાનાં જુદા પાણીથી ભરેલી તે ડોલ–ગંગાને બધા ય જુએ છે. આ બધી મલિન ક્રિયાઓને પણ જુએ છે. છતાં એ ભાઈઓ અને બહેનોને જરા પણ ગ્લાનિ થતી નથી.

ગમે તેવી સ્વચ્છ અને પવિત્ર જગ્યામાં મળ–મૂત્રનો ત્યાગ કરતાં હૃદયને સંકોચ થતો નથી. હું જોઉં છું કે માઉન્ટ આબૂ ઉપર મારી ચંપા ગુફાની પાસે બધા ભાઈઓ અને બહેનો જાજરૂ બેસી જાય છે. ચાલુ રસ્તામાંથી ગમે તેની પણ નજર પડે છે, પણ શરમની લાગણી અનુભવાતી નથી. શહેરોમાં પણ એમજ થાય છે. પોળોમાં જાઓ અને ત્યાંની ગંદકીનાં દર્શન કરો. જ્યાં બેઠા હશે ત્યાં જ થુંકશે, ત્યાં જ નાકમાંથી લેંટ કાઢીને નાખી દેશે. હાથને ધોવાની જરૂર તેમને નથી. એ લેંટવાળો હાથ અથવા આંગળીને ખુરશીમાં, કે ટેબલમાં, કે કમાડમાં, કે ભીંતમાં, કે ખાટલામાં, કે જમીનમાં ભૂંસી દે છે. જાજરૂ જઈને એ ગંદા હાથે જ સૂકી માટીથી લોટાને સાફ કરવામાં આવે છે. ડાબા હાથે–તે જ ગંદા હાથે–તે જ લોટાને પકડવામાં આવે છે. પાણીના માટલાને હાથ ધોયા વગર જ અડે છે. પાણી પીને જુદો પ્યાલો કે ગલાસ ત્યાં પાણિયારામાં રાખવામાં આવે છે અને તેથી **બ્રાહ્મણિયા પાણીનો અર્થ જુદું પાણી** એમ મનાય છે.

ભાઈઓ અને બ્હેનો જો આમાંથી બોધપાઠ લેશે અને થોડો સુધારો કરશે તો તેઓ પોતપોતાના પ્રાન્તને વધારેમાં વધારે ઉજ્જવલ બનાવી શકશે.

**સ્થૈર્ય**—અધ્યાત્મશાસ્ત્રોમાં આત્મજ્ઞાન માટે જે જે માર્ગોનું સૂચન થયું છે, તે માર્ગમાં શ્રદ્ધા સાથે નિશ્ચલ રહેવું તેને સ્થૈર્ય કહે છે.

**આત્મવિનિગ્રહ** એટલે વિષયમાંથી મનને પૃથક્ રાખવું. સાંસારિક વિષયોનું ચિંતન બ્રહ્મમાર્ગનો વિરોધી છે. મનની ચંચળતાથી સ્વરૂપચિંતન હોતું નથી. તેથી દરેક વિષયોમાંથી મનને અલગ રાખવાનું નામ આત્મવિનિગ્રહ.

મનને અશાંત બનાવનાર ભારેમાં ભારે વસ્તુ સ્વજનવિયોગ છે. મનુષ્ય સ્વજનોને માટે જ સદા સદસત્કર્મ કર્યા કરે છે. અને સ્વજનોના વિયોગથી જ વધારે અશાંત બને છે. તેથી એ મનને સ્વજનવિયોગથી પેદા થએલ વ્યાકુળતામાંથી બચાવી લેવાને માટે આ રીતે ચિંતન કરેઃ—

**નૈવાસ્ય કશ્ચિદ્ ભવિતા નાયં ભવતિ કસ્યચિત્ ।**
**પથિ સંગતમેવેદં દારબન્ધુસુહૃજ્જનૈઃ ॥**

**ક્વાસે ક્વ ચ ગમિષ્યામિ કોન્વહં કિમિહ સ્થિતઃ ।**
**કસ્માત્કિમનુશોચેયમિત્યેવં સ્થાપયેન્મનઃ ॥**

**અનિત્યે પ્રિયસંવાસે સંસારે ચક્રવદ્ગતૌ ।**
**પથિ સંગતમેવૈતદ્ ભ્રાતા માતા પિતા સખા ॥**

અર્થાત્, "સ્ત્રી બન્ધુ, સુહૃત્ આ બધા કોઈ કોઈના હોતા નથી. એ બધા સંબંધ કલ્પિત જ છે. માર્ગે ચાલતાં જેમ અકસ્માત્ સાથી જડી આવે છે તેમજ આ સંસારયાત્રામાં

માર્ગમાં જ એ બધા સાથીઓ મળ્યા છે.” “હું કોણ છું, અહીં શા માટે આવ્યો છું, ક્યાં બેસીશ અને ક્યાં જઈશ, શા કારણથી કોને માટે હું શોક કરૂં છું, એવા એવા વિચારોમાં મનને સ્થિર કરી દેવું જોઈએ.” “મનને ખૂબ સમજાવવું જોઈએ કે આ સંસારમાં જે આપણને કહેવાતા પ્રિયજનો મળ્યા છે તેમનો સમાગમ અનિત્ય જ છે. કેમકે સંસાર સ્વયમ્ અનિત્ય છે. જેમ રથનાં પૈડાં ઊંચે નીચે ફર્યાં કરે છે તેમ આ સંસારમાં અનેકવિધ સગાંસબંધીઓ મળ્યા કરે છે અને વિયુક્ત થઈ ચાલ્યા જાય છે. આ ભાઈ, માતા, પિતા અને મિત્રો કેવળ રસ્તામાં મળી ગયેલા લોકો છે.”

**સંયોગા વિપ્રયોગાન્તા જાતાનાં પ્રાણિનાં ધ્રુવાઃ ।**
**બુદ્બુદા ઈવ તોયેષુ ભવન્તિ ન ભવન્તિ ચ ॥**

“જગતમાં જેટલા પ્રાણિયો આવી વસ્યા છે, તેમની સાથે જે પરસ્પર સંયોગ થયો છે તેનો એક દિવસ વિયોગ જરૂર થવાનો જ. જેમ પાણીના પરપોટા રહ્યા ન રહ્યા થઈ જાય છે તેમજ આ બધા સંબંધીઓ અથવા સંબંધો રહ્યા ન રહ્યા થઈ જવાના.”

આવી રીતે મનને સમજાવીને તેનો નિગ્રહ કરવો જોઇએ.

એ બધા ક્ષેત્રજ્ઞ આત્માને જાણવા માટે સાધનો છે. એની સંખ્યા ૯ છે. ॥ ૭ ॥

ભગવાન્ ફરીથી તે સાધનોને જ ગણાવે છેઃ—

ઇન્દ્રિયાર્થેષુ વૈરાગ્યમનહઙ્કાર એવ ચ ।
જન્મમૃત્યુજરાવ્યાધિ–દુઃખદોષાનુદર્શનમ્ ॥૮॥

પદચ્છેદ

**ઇન્દ્રિયાર્થેષુ વૈરાગ્યમ્ અનહઙ્કારઃ એવ ચ ।**
**જન્મમૃત્યુજરાવ્યાધિ-દુઃખદોષાનુદર્શનમ્ ॥૮॥**

**અર્થ**—**ઇન્દ્રિયાર્થેષુ**-ઇંદ્રિયોના વિષયોમાં. **વૈરાગ્યમ્**-વૈરાગ્ય. **અનહઙ્કારઃ**-દેહાદિમાં અહંબુદ્ધિનો અભાવ. **એવ**-જ. **ચ**-અને. **જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ-દુઃખ-દોષા-નુદર્શનમ્**—જન્મ, મરણ, ઘડપણ, વ્યાધિ, દુઃખ આદિ દોષોનું દર્શન ॥૮॥

**સ્પષ્ટાર્થ**—ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય થવું, દેહાધ્યાસનો ત્યાગ કરવો અને જન્મરૂપ દોષ, મૃત્યુરૂપ દોષ, જરારૂપ દોષ, વ્યાધિ રૂપ દોષ, અને દુઃખરૂપ દોષનું અનુદર્શન કરવું, એ પણ સાધના છે. એને લઇને ક્ષેત્રજ્ઞ-આત્માનું જ્ઞાન મેળવી શકાય છે.

**ભાવાર્થ**—શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ એ પાંચ જ્ઞાન ઇન્દ્રિયો કહેવાય છે. એ પાંચેના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ વિષયો છે. ઇન્દ્રિયો જ્યારે પોતપોતાના વિષયો તરફ દોડે છે ત્યારે આત્માનો નાશ થઇ જાય છે. નાશ થવો એટલે સ્વરૂપનું અનનુસંધાન. આત્મા સત્‌રૂપ છે, ચિદ્‌રૂપ છે, આનંદરૂપ છે ઇત્યાદિ રીતે આત્માને જાણવો, એનું નામ આત્મસ્વરૂપાનુસંધાન. વિષયોમાં ઇન્દ્રિયોનો વ્યાપાર જ્યારે વધી જાય છે ત્યારે આ આત્મસ્વરૂપનું અનુસંધાન બંધ પડી જાય છે, તે જ આત્માનો નાશ. તેથી પ્રત્યેક વિષયમાંથી પ્રત્યેક ઇન્દ્રિયને પૃથક્ રાખવી, તે જ વિષય-વૈરાગ્ય કહેવાય છે. એ વિષય-વૈરાગ્ય મેળવવા માટે પ્રત્યેક વિષયમાં દોષ-બુદ્ધિ પ્રાપ્ત કરવી જોઇએ.

એ જ અન્ય શાસ્ત્રમાં પણ કહ્યું છે. જેમકે—

**દોષદર્શી ભવેત્તત્ર યત્ર રાગઃ પ્રવર્તતે ।**

જે જે વસ્તુમાં રાગ થાય તે તે વસ્તુમાં દોષદર્શન કરવું જોઇએ.

જો મનોહર સંગીત સાંભળવાનો રાગ ઉત્પન્ન થાય તો મૃગના દૃષ્ટાંતથી તે રાગમાં દોષદર્શી થઈને ત્યાંથી નિવૃત્ત થઇ જવું જોઇએ. મૃગને રાગ વધારે પ્રિય હોય છે. તે સંગીત સાંભળવા માટે જ્યારે ઉભો થાય છે અને સંગીતના નાદની સાથે જ્યારે તે તલ્લીનતા મેળવે છે, નિશ્ચેષ્ટ બને છે, ત્યારે તે નાશ પામે છે. સ્પર્શનો રાગ ઉત્પન્ન થયો હોય તો હાથીના દૃષ્ટાંતથી, તે રાગથી નિવૃત્ત થવું જોઇએ. હાથણીના સ્પર્શની ઇચ્છાએ તે ખાડા તરફ જાય છે જેની ઉપર હાથીને છેતરવા માટે મામુલી લાકડી અને ઘાસફૂસ નાખીને જમીનનો દેખાવ કરવામાં આવ્યો હોય છે. ત્યાં આવતાં જ તે એ ખાડામાં પડે છે અને પોતે બંધનવશ થાય છે. રૂપનો જો રાગ પેદા થયો હોય તો રાવણના દૃષ્ટાંતથી તે રાગની નિવૃત્તિ મેળવવી જોઇએ. રાવણ જગદંબા શ્રી જાનકીના રૂપથી મોહિત થયો હતો. પરિણામે તેનો નાશ થયો.

"પરનારી પૈની છુરી, કોઉ જનિ લાવો અંગ ।
દશો શીશ રાવણ કટે, પરનારી કે સંગ"

પરસ્ત્રી તો તેજ છુરીની જેવી હોય છે. કોઈએ પરસ્ત્રીને પોતાનાં અંગ સાથે અડકાવવી ન જોઈએ. કેમકે પરસ્ત્રીના સંગથી જ રાવણનાં દશે મસ્તકો કપાઈ ગયાં."

જો સ્વાદમાં રાગ ઉત્પન્ન હોય તો માછલાંના દૃષ્ટાંતથી તેમાંથી બચી જવું જોઇએ. માછલાંઓ જીભને લીધે જ—સ્વાદને લીધે જ, જલમાં નાખેલી વંશી તરફ જાય છે. વંશીની ટોચે લાગેલ તીક્ષ્ણ ઝીણા કાંટામાં માંસ કે ઝીણાં ઝીણાં જીવડાંઓ મારીને લગાડેલાં હોય છે. ખાવા આવતાંવેંત તેમના મોંઢામાં તે કાંટા ફસાઈ જાય છે અને પરિણામે તેઓ મરણ પામે છે.

જો ગંધનો રાગ પેદા હોય તો ભમરાના દૃષ્ટાંતથી તેમાંથી પૃથક્ થઇ જવું જોઇએ. ભમરા કમળના પુષ્પના લોભિયા હોય છે.

એક ભમરો એક કમળના પુષ્પ ઉપર જઈ બેઠો. ગંધ લેવા માંડયો. રસ પણ પાન કરવા લાગ્યો. એ વિષયભોગમાં તે ભમરો તલ્લીન બન્યો. સાંજ પડી ગઇ પણ ભમરો તો વિષયવિમુક્ત ન થયો. છેવટે કમલપુષ્પ બંધ થતાં ભમરો તેની અંદર કેદી બન્યો.

બન્ધનાનિ ખલુ સન્તિ બહૂનિ પ્રેમરજ્જુકૃતબન્ધનમન્યત્ ।
દારુભેદનિપુણોઽપિ ષડઙ્ઘ્રિઃ પઙ્કજે ભવતિ કોષનિબદ્ધઃ ॥

જે ભમરો લાકડાને પણ વીંધી નાખે છે તે પ્રેમબંધનમાં એવી રીતે બંધાયો કે કમળના ફૂલને વીંધીને બહાર નીકળી શકયો નહિ અને ત્યાંને ત્યાં કેદ રહ્યો.
વિચાર કરવા લાગ્યો—

રાત્રિર્ગમિષ્યતિ ભવિષ્યતિ સુપ્રભાતં,
　　ભાસ્વાનુદેષ્યતિ હસિષ્યતિ પદ્મજાલમ્ ।
ઇત્થં વિચિન્તયતિ કોશગતે દ્વિરેફે,
　　હા હન્ત હન્ત નલિનં ગજ ઉજ્જહાર ॥

રાત તો વીતી જ જવાની. સવાર થશે જ. સૂર્યોદય થવાનો જ. એ કમળ ફરીથી ખિલશે જ. હું બહાર નિકળીશ. આમ વિચાર કરતો જ હતો કે એક હાથી આવ્યો. તેણે તે જ કમળ—નાલને ઉખેડીને મોઢામાં લીધું અને ભમરો મરણ પામ્યો.

આ માર્ગ છે. એને અવલંબીને જીવ વૈરાગ્ય મેળવી શકે છે. નારદપરિવ્રાજક ઉપનિષદ્‌માં કહ્યું છે કે—

અસ્થિસ્થૂણં સ્નાયુબદ્ધં માંસશોણિતલેપિતમ્
ચર્માવનદ્ધં દુર્ગન્ધિ પૂર્ણં મૂત્રપુરીષયોઃ ॥
જરાશોકસમાવિષ્ટં રોગાયતનમાતુરમ્ ।
રજસ્વલમનિત્યં ચ ભૂતાવાસમિમં ત્યજેત્ ॥

**માંસાસૃક્પૂયવિણ્મૂત્રસ્નાયુમજ્જાસ્થિસંહતૌ ।**
**દેહે ચેત્પ્રીતિમાન્મૂઢો ભવિતા નરકેઽપિ સઃ ॥**

"આ શરીર ભૂતાવાસ છે. હાડકાં એ જ થાંભલા છે. નસ અને નાડીઓ રજ્જુ છે. તેનાથી જ આ બંગલો બાંધવામાં આવ્યો છે. ચામડાથી વીંટાએલો છે. દુર્ગન્ધથી ભરેલો છે. મૂત્ર અને વિષ્ઠાથી પૂર્ણ છે. ઘડપણ, શોક આદિથી ઘેરાએલો છે. રોગનું ઘર છે. આતુર છે. ધૂળ–માટીથી ભરેલો છે. એવા આ શરીરરૂપી બંગલાનો ત્યાગ કરવો જોઇએ. માંસ, લોહી, પરૂ, વિષ્ઠા, મૂત્ર, નસ–નાડી, મજ્જા, હાડકાં વગેરેનો સમૂહ તે જ શરીર કહેવાય છે. એવા ગંદા શરીરમાં પણ જે પ્રેમ કરે છે તે મૂઢ છે, અને એવા શરીરમાં જેનો સ્નેહ હોય તે કદાચ નરકમાં પણ સ્નેહ કરતો જ હશે." આવા આવા સદ્વચનોથી વિષયવૈરાગ્ય પ્રાપ્ત કરી લેવું જોઇએ.

**અહંકાર** શબ્દથી બન્ને જાતનો અહંકાર લઇ શકાય છે. દેહાદિમાં આત્માભિમાનરૂપ અહંકાર અથવા તો જાતિ, વિદ્યા, ધન, રૂપ આદિનો અહંકાર. તે બન્નેનો જે અભાવ તે **અનહંકાર** કહેવાય.

શ્લોકમાં **એવ** શબ્દ આવ્યો છે. તે નિશ્ચયાર્થક છે. એટલે ઇંદ્રિયાર્થોમાં વૈરાગ્ય અને સર્વથા અહંકારનો ત્યાગ એ બે વસ્તુ આત્મજ્ઞાનમાં મુખ્ય સાધન છે.

જગતમાં મોટામાં મોટું જે દુઃખ છે તે તો જન્મ અને મરણ છે. એની જ સાથે બીજાં દુઃખો જોડાયેલાં હોય છે. તેથી જન્મ અને મૃત્યુમાં રહેલો જે દોષ તેનું અનુસંધાન કરવું જોઇએ. જન્મને લીધે જ જરા થાય છે, તેને લીધે જ વ્યાધિ થાય છે, તેને લીધે જ દુઃખ થાય છે અને તેને લીધે જ મરણ થાય છે. એટલે દરેક દુઃખનું કારણ તો વિશેષરૂપે જન્મ જ છે. તેથી

જન્મમાં જરા, વ્યાધિ, દુઃખ અને મૃત્યુરૂપ દોષોનું અનુસંધાન કરવું જોઇએ. તેમજ મરણમાં જે દોષ છે તેનું અનુસંધાન એ રીતે કરવું જોઇએ—

" અનવાપ્તેષુ કામેષુ મૃત્યુરભ્યેતિ માનવમ્ "
" અકૃતેષ્વેવ કાર્યેષુ મૃત્યુર્વૈ સંપ્રકર્ષતિ "
" કો હિ જાનાતિ કસ્યાદ્ય મૃત્યુકાલો ભવિષ્યતિ"
"દુર્બલં બલવન્તં ચ શૂરં ભીરું જડં કવિમ્ ।
અપ્રાપ્તં સર્વકામાર્થાન્ મૃત્યુરાદાય ગચ્છતિ ॥ "

" ઇચ્છા પૂરી થઇ હોય કે ન થઇ હોય મૃત્યુતો મનુષ્યની સામે આવીને ઉભું જ રહેવાનું," " કોણ જાણે છે કે આજે કોનું મૃત્યુ થવાનું છે." " કોઈ દુર્બલ હોય કે બલવાન્ હોય, શૂર હોય કે ભીરુ હોય–બીકણ હોય, મૂર્ખ હોય કે પંડિત હોય, વાસનાઓ પૂરી થઈ હોય કે ન થઈ હોય, મૃત્યુ તો આવે છે અને સ્વેચ્છાથી જીવને લઈ જાય છે."

એવી રીત જરા અને વ્યાધિ આદિના દોષોનું અનુસંધાન કરવું જોઇએ. વૃદ્ધાવસ્થામાં બધા અંગો શિથિલ થઈ ગયાં હોય છે, હાથપગ ધ્રુજે છે, આંખો લાચાર બને છે, ઘરના લોકોને પણ તે અવસ્થામાં માણસ ભારભૂત થઇ પડે છે, ડગલે ડગલે પારકાની સહાયતાની આવશ્યકતા પડે છે, અપમાન થાય છે, સહન કરવું પડે છે, એ બધાનો વિચાર કરવો જોઇએ. ॥ ૮ ॥

ભગવાન્ ક્ષેત્રજ્ઞને જાણવા બીજા સાધનો વર્ણવે છે:—

અસક્તિરનભિષ્વઙ્ગઃ પુત્રદારગૃહાદિષુ ।
નિત્યં ચ સમચિત્તત્વમિષ્ટાનિષ્ટોપપત્તિષુ ॥૯॥

પદચ્છેદ

**અસક્તિઃ અનભિષ્વંગઃ પુત્રદારગૃહાદિષુ ।**
**નિત્યં ચ સમચિત્તત્વમ્ ઇષ્ટાનિષ્ટોપપત્તિષુ ॥૯॥**

**અર્થ—અસક્તિઃ**—અનાત્મવિષયોમાં અનાસક્તિ. **પુત્રદારગૃહાદિષુ**—પુત્ર, સ્ત્રી, ગૃહાદિમાં. **અનભિષ્વઙ્ગઃ**—અત્યંત અનાસક્તિ. **ચ**—અને. **ઇષ્ટાનિષ્ટોપપત્તિષુ**—ઇષ્ટ અથવા અનિષ્ટ વસ્તુઓની પ્રાપ્તિમાં. **નિત્યમ્**—સર્વદા. **સમચિત્તત્વમ્**—સમાન ચિત્તે રહેવું. ॥ ૯ ॥

**સ્પષ્ટાર્થ**—આત્મા સિવાયની જે વસ્તુઓ છે તેમાં અનાસક્તિ, પુત્ર, સ્ત્રી અને ગૃહ આદિમાં અત્યંત અનાસક્તિ અને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થયે સતે અથવા અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિ થયે સતે સર્વદા એક જ ભાવે રહેવું, જર્થાત્ ઇષ્ટવસ્તુની પ્રાપ્તિમાં એકદમ આનંદથી ઉભરાઇ ન જવું અને અનિષ્ટની પ્રાપ્તિથી એકદમ કરમાઈ ન જવું, ( એ ક્ષેત્રજ્ઞ જ્ઞાનના સાધનો છે ) ॥ ૯ ॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં "**અસક્તિ**" શબ્દ અને "**અનભિષ્વઙ્ગ**" આ બન્ને શબ્દ એક જ જાતના છે. બન્ને શબ્દોના ધાતુઓમાં ભેદ હોવા છતાં મૂળ શબ્દોનો પ્રયોગ લગભગ એક જ અર્થમાં અન્યત્ર થયા કરે છે. એટલે અન્યત્ર એક બીજાની ગરજ તે સારે છે. અહિં બન્ને શબ્દો સાથે જ વપરાએલા છે. ત્યારે કંઇ પણ અર્થવિશેષને જણાવવા માટે જ ભગવાનનો એ પ્રયાસ હોવો જોઇએ. "**અસક્તિ**" શબ્દમાં "**ન+સક્તિ**" એવી રીતે વિભાગ જાણવો. અને "**અનભિષ્વઙ્ગ**"માં "**ન+અભિ+સ્વઙ્ગ**" એવી રીતે વિભાગ જાણવો. અહીં જોઈ શકાશે કે "**સક્તિ**" શબ્દ એકલો છે અને તેને "**ન**" (**અ**) લગાડેલો છે. અને અનભિષ્વઙ્ગમાં "સ્વઙ્ગ" શબ્દની પૂર્વે "**અભિ**" ઉપસર્ગ

લગાડીને પછી તેની પૂર્વે "ન" (અન્) લગાડેલો છે. ઉપસર્ગ પ્રાયઃ અધિક અર્થને જણાવે છે. અહીં પણ થોડો અધિક અર્થ જણાય છે. એને અહીં મુકીને એક બીજો વિચાર કરી લઇએ, પછી એનો અવશિષ્ટ વિચાર કરીશું.

આ શ્લોકમાં "પુત્રદારગૃહાદિષુ" અને "ઇષ્ટાનિષ્ટોપપત્તિષુ" આ બે સમસ્ત પદો છે. સપ્તમી વિભક્તિનો અર્થ સીધી રીતે બોલીએ તો "માં" થાય છે. "**અસક્તિ**" "**અનભિષ્વઙ્ગ**" "**સમચિત્તત્વમ્**" એ ત્રણ પ્રથમાન્તપદો છે. પ્રથમાન્તપદ એટલે પહેલી વિભક્તિનું પદ. અને એનો અન્વય એટલે સંબંધ આ પ્રકારે છેઃ "અસક્તિઃ પુત્રદારગૃહાદિષુ, "સમચિત્તત્વમ્ ઇષ્ટાનિષ્ટોપપત્તિષુ" આવી રીતે એનો અન્વય કરી લીધા પછી "**અનભિષ્વઙ્ગઃ**" બચી જાય છે અને એને માટે એક સપ્તમ્યન્તપદ ખુટે છે. અથવા જો "**અસક્તિઃ**" ને મુકી દઇએ અને "અનભિષ્વઙ્ગઃ પુત્રદારગૃહાદિષુ" એમ અન્વય કરીએ તો "અસક્તિ" ને માટે એક સપ્તમ્યન્ત પદ ખુટે છે. અને જો બન્નેનો "પુત્રદારગૃહાદિષુ" ની સાથે જ સંબંધ કરીએ તો કોઇ વિશેષ અર્થની સિદ્ધિ હોતી નથી. તેથી એક સપ્તમ્યન્ત પદનો અધ્યાહાર કરી લેવો જોઇએ. તેથી જ મેં "**અનાત્મવિષયોમાં**" એ શબ્દનો અધ્યાહાર કર્યો છે. મૂળમાં જે શબ્દ ન હોય તેનો યોગ્યાયોગ્ય વિચાર કરીને કલ્પી લેવો એનું નામ અધ્યાહાર. અહીં એમ શંકા થઇ શકે છે કે પુત્ર-દાર-ગૃહ આદિ પણ તો અનાત્મ જ વસ્તુ છે. તો, "અનાત્મવિષયોમાં" એ અધ્યાહાર કરવાથી કયા નવા અર્થની પ્રતીતિ થાય છે? એનો ઉત્તરઃ

પુત્ર, દાર-પત્ની, ગૃહ, આદિ-ધન અને નિકટના સંબંધિયો, એ બધા એવા અનાત્મવિષયો છે કે જેના સંબંધથી મનુષ્ય પોતાનું આખું આયુષ્ય એળે જ ગુમાવે છે અને ઘણા અણગમો હોવા

છતાં તે સંબંધનો વિચ્છેદ કરતો નથી. અને તે સિવાયની જે વસ્તુઓ છે તે એવી છે–એવા પ્રકારના વિષયો છે–કે જેનામાંથી મનુષ્ય થોડે પ્રયાસે સંબંધ તોડી શકે છે. જેમકે મદ્યપાન, બીડી, તમાકુ, ગાંજો વગેરે અસ્પૃશ્ય વસ્તુઓનું સેવન, નાટક, સિનેમા, નાચ, રાગ–રંગ, વગેરેને જોવું, ગપ્પાં મારવાં, જુગારની રમત, વગેરે. અને એ રીતે અનાત્મપદાર્થના બે વિભાગો થયાઃ–૧– એવા વિષયો જેનામાંથી મનુષ્ય મહાપ્રયાસે જ બચી શકે છે અને, ૨– જેનામાંથી મનુષ્ય અલ્પ પ્રયાસે બચી શકે છે. મહાપ્રયાસે જે વિષયોમાંથી મનુષ્ય બચી શકે છે તેને તો પ્રભુએ સ્વયં "પુત્રદારગૃહાદિષુ" શબ્દથી કહી દીધા છે, અને અલ્પપ્રયાસે જેનાથી માણસ બચી શકે છે તેની કલ્પના કરી લેવાનો ભાર આપણા ઉપર છે.

હવે એક વાર ફરીથી **"અસક્તિ:"** અને **"અનભિષ્વઙ્ગ:" ને** તપાસીએ. **"અનભિષ્વઙ્ગ:"** માં ઉપસર્ગ લગાડેલો હોવાથી જરૂર જ વિશેષ અર્થ નિકળવો જોઇએ. એટલે એનો અર્થ એ છે–**સર્વથા જ સંગનો ત્યાગ.** તેથી એનો અન્વય "પુત્રદારગૃહાદિષુ" ની સાથે જ કરવો વધારે સંગત છે. કેમકે "પુત્રદારગૃહાદિ" એવા વિષયો છે જેનાથી મહાપ્રયાસે લાંબે સમયે સંબંધ–વિચ્છેદ કરી શકાય છે. અને જે વિષયોથી થોડા પ્રયાસે છુટાછેડા થઈ શકે છે તેને માટે ઉપસર્ગ વગરનો **"અસક્તિ"** શબ્દ છે.

હવે આ શ્લોકનો સીધો અર્થ એમ થયો. કોઈ પણ જાતના વ્યસનમાં, કોઈ પણ જાતના એવા કાર્યોમાં કે જેથી નૈતિક પતનની સંભાવના હોય તેમાં **અસક્ત** રહેવું, એટલે તેના સબંધમાં આવવું જ નહિ. અને જેના સંબંધ અનિવાર્ય છે તેનામાં અત્યન્ત તલ્લીન ન થવું, અને ઇષ્ટાનિષ્ટની પ્રાપ્તિમાં એક જ રૂપે રહેવું. એ ક્ષેત્રજ્ઞના જ્ઞાનના સાધનો છે.

હવે થોડો વિચાર ઇષ્ટ અને અનિષ્ટના સંબંધમાં પણ કરીએ. તાત્ત્વિક દૃષ્ટિએ કહીએ તો આત્મા સિવાય કોઈ પણ વસ્તુ ઇષ્ટ નથી. આત્માની પ્રાપ્તિ એટલે સ્વરૂપાનુભવ એટલે અવિદ્યાજન્ય–આવરણભંગ. પણ અહીં એવી આત્મપ્રાપ્તિને ભગવાને ઇષ્ટ ગણી નથી. કેમકે અહીં તો કહેવામાં આવ્યું છે કે ઇષ્ટની પ્રાપ્તિમાં અને અનિષ્ટની પ્રાપ્તિમાં બન્ને સંયોગોમાં સમાનચિત્તે રહેવું. જો અહીં ઇષ્ટનો અર્થ આત્મા હોય તો આત્મવસ્તુ અને અનાત્મવસ્તુ બન્નેની પ્રાપ્તિમાં સરખે ભાવે રહેવું એ એનો અર્થ થઈ જાય. તે અર્થ શાસ્ત્રીય દૃષ્ટિ અને અનુભવથી વિરુદ્ધ છે. તેથી સાંસારિક વિષયોમાંથીજ જે ઇષ્ટ જણાતો હોય તેની પ્રાપ્તિમાં વધારે આનંદનો ઉછાળો ન આવો જોઈએ. અને અનિષ્ટ જણાતી વસ્તુની પ્રાપ્તિમાં ખેદની લાગણી ન પેદા થવી જોઈએ.

અહીં રહસ્ય આ છે: સ્વ–રૂપ–આત્મા સિવાય જે ઇષ્ટ મનાય છે તે કલ્પિત છે. એટલે મિથ્યા છે. તેમજ જગતમાં પરમાર્થરૂપે આત્માતિરિક્ત કોઈ વસ્તુ જ નથી કે જેને અનિષ્ટ તરીકે માની શકાય. તેથી અનિષ્ટ એ પણ કલ્પિત છે, એટલે મિથ્યા છે. એમ આત્માતિરિક્ત પ્રત્યેક વસ્તુને પારમાર્થિકરૂપે મિથ્યા સમજીને પ્રારબ્ધવશ જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી શરીરનિર્વાહમાત્ર દૃષ્ટિસમક્ષ રાખી ઇષ્ટાનિષ્ટની ભાવના કોરે મુકીને વર્તવું જોઈએ ॥ ૯ ॥

પ્રિયશિષ્યને સદુપદેશ કરતાં ન ધરાતા ભગવાન્ ફરી ક્ષેત્રજ્ઞના જ્ઞાનના સાધનો વર્ણવે છે :—

મયિ ચાનન્યયોગેન ભક્તિરવ્યભિચારિણી ।
વિવિક્તદેશસેવિત્વમરતિર્જનસંસદિ ॥ ૧૦ ॥

પદચ્છેદ

**મયિ ચ અનન્યયોગેન ભક્તિઃ અવ્યભિચારિણી ।**
**વિવિક્તદેશસેવિત્વમ્ અરતિઃ જનસંસદિ ॥૧૦॥**

અર્થ—**મયિ**—મારામાં. **અનન્યયોગેન**—અનન્યમનસ્કેન—એટલે મારા સ્વરૂપ સિવાય બીજી કોઇપણ વસ્તુમાં મન રાખ્યા વગર. **અવ્યભિચારિણી**—કોઈપણ કાળે વિચલિત ન થનારી. **ભક્તિઃ**—ભક્તિ. **વિવિક્તદેશસેવિત્વમ્**—એકાન્તસ્થાનમાં નિવાસ. **ચ**—અને **જનસંસદિ**—મનુષ્યોની ભીડમાં. **અરતિઃ**—અપ્રેમ. (એ પણ ક્ષેત્રજ્ઞના જ્ઞાનના સાધનો છે.) ॥ ૧૦ ॥

સ્પષ્ટાર્થ—અનન્યમનથી મારામાં નિશ્ચલ ભક્તિ કરવી, એકાંત દેશમાં રહેવું અને માણસોની ભીડભાડમાં પ્રેમ ન રાખવો, એ સાધનોથી ક્ષેત્રજ્ઞનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ॥૧૦॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં "**અનન્યયોગેન**" એ પદ આવ્યું છે. યોગ શબ્દનો અહીં શો અર્થ છે તે વિચારણીય છે. ગીતામાં યોગ શબ્દથી પ્રાયઃ જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ આ ત્રણમાંથી યથાયોગ્ય કોઈ એકનું ગ્રહણ થયા કરે છે. કોઇ ઠેકાણે ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગનો પણ સંગ્રહ થએલો છે. અહીં યોગ શબ્દનો તે બધાથી જુદો અર્થ ભાસે છે. અહીં **યોગનો** અર્થ સંબંધ છે. "**અનન્યયોગેન**" એટલે ભગવાન્ સિવાય બીજા કોઇની સાથે સંબંધ રાખ્યા વગર ભગવાનમાં અવ્યભિચારિણી ભક્તિ આત્મજ્ઞાનનું કારણ છે. યદિ અનન્યયોગનો ભક્તિયોગ અર્થ કરીએ તો "ભક્તિયોગવડે મારામાં ભક્તિ કરવી" એવો અર્થ થાય અને તે નિરર્થક થાય. ભક્તિયોગ જ ભક્તિ છે. ત્યારે "ભક્તિવડે ભક્તિ કરવી" એમ કહેવામાં કાંઇ તાત્પર્ય સ્પષ્ટ થઇ શકતું નથી. યોગનો "સંબંધ" એ જ અર્થ સમાચીન છે. અહીં **ભક્તિનો** અર્થ **અનન્યવિશ્વાસ** છે. સેવાપૂજા, આરતી, ભોગ કે સતતસ્મરણ

આ કોઇ પણ અર્થ અહીં વિવક્ષિત નથી. પરમેશ્વર જેવું કંઈ તત્ત્વ છે અને તે જ પ્રાપ્તવ્ય છે—મેળવવા યોગ્ય છે. તેની પ્રાપ્તિ જ સકળ બંધનોની નિવર્તિકા છે. આવો જે વિશ્વાસ તે જ **ભક્તિ** અહીં કહેવાય છે.

અવ્યભિચારિણી શબ્દનો અર્થ—અનેક દેવીદેવતાઓની પાસે ભટકવામાં કંઇ પણ સાર નથી. અનેક માણસો પાસે પણ જવામાં કંઈ તત્ત્વ નથી. પ્રયાસ કરીને, પરીક્ષા કરીને, એકને પકડી લઇએ અને તેમાં જ સંપૂર્ણ વિશ્વાસ મૂકવો, એ તો છે મનુષ્યતાને છાજતું કર્તવ્ય. પણ જે આજે એકને પકડે છે, પૂજે છે, સેવે છે, આત્મ-સમર્પણ કરે છે. અને આવતી કાલે એને છોડે છે અથવા એને રાખીને જ બીજાને પૂર્વવત્ સેવે છે. બીજે દિવસે કોઇ ત્રીજાને પૂજાપાત્ર માને છે. એવી ભક્તિ વ્યભિચારિણી ભકિત કહેવાય છે. એવી ભકિતથી આજ સુધીમાં કોઇને પણ આત્મદર્શન થયું નથી. અહીં ભગવાનનો આશય એ છે કે અર્જુન અનન્ય ભાવે ભગવાન્ વાસુદેવમાં જ વિશ્વાસ રાખો. તેમની સાથે જ સંબંધ ધરાવો. આમ કરવાથી જ અવ્યભિચારિણી ભકિત સચવાશે. નહિ તો તેના ભુક્કેભુક્કા ઉડી જશે.

આત્મજ્ઞાની થવાને માટે ગપોડિયા થવાની જરૂર નથી. અને ગપોડિયા ન થવા માટે એકાંતસ્થાનમાં સ્થિતિ રાખવી એજ ઉત્તમ માર્ગ છે. કેમકે એકાંતમાં જ વિધિપૂર્વક શાંતિથી આત્મચિંતન કરી શકાય છે. એકાંતવાસ કરવાથી અંતઃકરણના વિક્ષેપાદિ મળો છે તે શાંત થાય છે અને શનૈઃ શનૈઃ નાશ પામે છે. વિવિક્ત દેશમાં રહેવાથી જ લોકોની સાથેનો સંબંધ તૂટે છે અને ત્યારે જ **અનન્યયોગ**ની પ્રાપ્તિ કોઇને પણ થઈ શકે છે.

તેમજ દુષ્ટ લોકોના, મૂર્ખ લોકોના, અવિવેકી લોકોના, વ્યસની લોકોના, પેટૂ લોકોના સમાજમાં ક્ષણભર પણ ન ટકવો જોઇએ. તેથી

આપણી ચિત્તવૃત્તિ દૂષિત થાય છે. દૂષિત ચિત્તવૃત્તિવડે આત્મજ્ઞાન-પ્રાપ્ત કરી શકાય નહિ. દુષ્ટોની વચમાં પરનિન્દા, સ્વાત્મસ્તુતિ સિવાય બીજું કશું હોતું નથી. અને એથી મનુષ્યનું બંધન વધે છે. તેથી કૂકર, શૂકરની પેઠે મૂર્ખસમાજનો ત્યાગ જ કરવો જોઈએ.

જે માણસ એકાંતસેવન કરશે તે જન–સંપર્કથી અલગ રહેશે તેને એકાંતસેવન સ્વતઃ પ્રાપ્ત થશે, ત્યારે **વિવિક્તદેશસેવિત્વમ્** અને **અરતિર્જનસંસદિ** એ બે વસ્તુ પૃથક્ પૃથક્ કેમ અહીં આલેખાઈ હશે એવી એક શંકા વિવેચકના હૃદયમાં ઉત્પન્ન થવી જ જોઇએ.

એનું સમાધાન. વિવિક્તદેશ સેવનારને માટે એવો નિયમ હોઈ શકે કે તે જનસમાજની વચમાં ન આવે. એનું એકાંતસેવન તો કેવળ એ જ દૃષ્ટિએ હોય છે કે તેને વધારેમાં વધારે શાંતિ અને આત્મચિંતનનો અવકાશ મળી શકે. તેથી તે જો જનસંપર્કમાં રહેશે તો તેની એકાગ્રતાનો ભંગ અવશ્ય થવાનો. પણ **"જનસમાજમાં પ્રેમ ન રાખવો."** એમ કહેવાથી એ સિદ્ધ થાય છે કે તે આવશ્યક સમયે જનસંપર્કમાં આવી શકે છે. એનું કર્તવ્ય એટલું જ કે તે, તે સંપર્કમાં જ તલ્લીન ન થઈ જાય. જ્યારે જનસમાજનો ઉપકાર કરવાનો અવસર પ્રાપ્ત થાય તો તે પૂરો કરી ફરીથી પૃથક્ ને પૃથક્ જ રહે. એ તાત્પર્ય અહીં જણાય છે. અને તે જ હોવું જોઈએ.

અહીં એક વસ્તુ તરફ આપણું લક્ષ જવું જોઈએ. આ શ્લોકમાં **"ભક્તિરવ્યભિચારિણી"** એ બીજું પદ બહુ મહત્ત્વનું છે. અહીં સગુણબ્રહ્મભક્તિ અને નિર્ગુણબ્રહ્મભક્તિ, બંનેના પ્રતિપાદન માટે અવકાશ રહેલો જ છે. સગુણબ્રહ્મની ઉપાસનાથી ચિત્તશુદ્ધિ અને ભક્તિને લીધે હૃદય–દ્રાવ એ બે પરિણામો તો અવશ્ય પ્રાપ્ત

થવાનાં જ. એ એવાં પરિણામો છે કે જે નિર્ગુણબ્રહ્મની ભક્તિને માટે ક્ષેત્ર તૈયાર કરે છે. બ્રહ્મનું જે અંતિમ સ્વરૂપ છે તે તો નિર્ગુણ જ, નિરાકાર જ હોઇ શકે છે.

**સ પર્યગાચ્છુક્રમકાયમવ્રણમસ્નાવિર ર શુદ્ધ-મપાપવિદ્ધમ્ । કવિર્મનીષી પરિભૂઃ સ્વયમ્ભૂ-ર્યાથાતથ્યતોર્થાન્વ્યદધચ્છાશ્વતીભ્યઃ સમાભ્યઃ ॥**

આ મંત્રવડે બ્રહ્મનું નિર્ગુણરૂપ જ વર્ણવાયું છે. એનો મેં બીજો પણ અર્થ બીજી જગ્યાએ કરેલો છે. તે પણ એક અર્થ છે. અર્થોમાં ખેંચતાણ તો પ્રત્યક્ષ જ છે. પણ વાસ્તવિક રીતે તો શબ્દ-માંથી બ્રહ્મનું નિર્ગુણ જ સ્વરૂપ સિદ્ધ થાય છે. પણ હું એ વસ્તુને આગ્રહ સાથે માનનારો છું કે ઉપાસકના યોગ્યતાનુસાર જ ઉપા-સનાનો માર્ગ કલ્પી શકાય છે. પ્રત્યેક મનુષ્ય નિર્ગુણ–ઉપાસનાની યોગ્યતા ન ધરાવી શકે. તેથી તેવા અયોગ્ય જનોને માટે સગુણ ઉપાસનાનો માર્ગ ખુલ્લો રહેવો જ જોઇએ. અને એને લીધે જ **રામપૂર્વતાપિની ઉપનિષદ્‌માં** કહ્યું છે કઃ—

**ચિન્મયસ્યાદ્વિતીયસ્ય નિષ્કલસ્યાશરીરિણઃ ।
ઉપાસકાનાં કાર્યાર્થં બ્રહ્મણો રૂપકલ્પના ॥**

એટલે જે અનંત, નિત્યાનન્દ અને ચિન્માત્રસ્વરૂપ બ્રહ્મને **શ્રીરામ** એ પદથી કહેવામાં આવે છે તે પરબ્રહ્મ ચિન્મય છે, અદ્વિતીય છે, નિષ્કલ છે, અશરીરી છે, છતાં ઉપાસકોના કાર્યને માટે એટલે ઉપાસકોની ચિત્તશુદ્ધિ આદિને માટે તે બ્રહ્મના રૂપની કલ્પના કરવામાં આવી છે.

ભલે, ઉપાસના સગુણબ્રહ્મની હોય કે નિર્ગુણબ્રહ્મની હોય; અહીં જે ખાસ વિચારવાની વસ્તુ છે તે તો એ કે ક્ષેત્રજ્ઞને જાણવા

માટે પરમેશ્વરની ઉપાસના શા માટે ? પરમેશ્વરની ઉપાસનાનું ફળ તેની જ પ્રાપ્તિ હોવી જોઇએ નહિ કે તેનાથી ઇતર વસ્તુની પ્રાપ્તિ. પછી તો ઉપાસનાનું કંઇ રહસ્ય રહી જતું નથી.

એમ કહી શકાય છે કે જેમ અમાનિત્વ અને અદંભિત્વ પ્રાપ્ત કરવાથી ક્ષેત્રજ્ઞ–જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેમજ ઇશ્વરભક્તિ પણ ક્ષેત્રજ્ઞ–જ્ઞાનની પ્રાપ્તિનું સાધન હોઈ શકે છે. પણ અહીં વિવેકદષ્ટિએ વિચાર કરવો છે. અમાનિત્વ, અદંભિત્વની ઉપાસના ભક્તિ થતી નથી, જ્યારે કે ઇશ્વર, ઇશ્વરની ભકિતનો અને તે પણ અનન્ય ભકિતનો ઉપદેશ કરે છે. તેથી ઉપાસના અને નિર્દોષતા એ અલગ અલગ વસ્તુઓ છે. અમાનિત્વાદિથી નિર્દોષતા જન્મે છે જ્યારે ભકિતથી પ્રભુના દર્શનની યોગ્યતા અથવા આત્મસાક્ષાત્કાર ઉપજે છે. તેથી અમાનિત્વાદિની સાથે ઇશ્વરોપાસનાનું ફળ સરખાવી શકાય નહિ.

તેથી અહીં ભગવાનનું તાત્પર્ય એ છે કે ક્ષેત્રજ્ઞ પરમેશ્વરથી ભિન્ન કોઇ વસ્તુ નથી. તે બે એક જ છે. અને તેથી–પરમેશ્વરની ભકિતથી પરમેશ્વરનો સાક્ષાતકાર થાય છે. અમુક ઉપાધિઓને દૂર રાખીએ તો ક્ષેત્રજ્ઞ અને પરમેશ્વરમાં ભેદ રહી શકે નહિ, એ જ તાત્પર્ય અહીં ભગવાનનું જણાય છે. ।।૧૦।।

ક્ષેત્રજ્ઞના જ્ઞાનના સાધનવર્ણનનો ઉપસંહાર કરતા ભગવાન્ બોલે છેઃ—

અધ્યાત્મજ્ઞાનનિત્યત્વં તત્ત્વજ્ઞાનાર્થદર્શનમ્ ।
એતર્જ્જ્ઞાનમિતિ પ્રોક્તમજ્ઞાનં યદતોઽન્યથા ।।૧૧।।

પદચ્છેદ

**અધ્યાત્મજ્ઞાનનિત્યત્વમ્ તત્ત્વજ્ઞાનાર્થદર્શનમ્ ।**
**એતદ્ જ્ઞાનમ્ ઇતિ પ્રોક્તમ્ અજ્ઞાનં યત્ અતઃ અન્યથા ।।**

**અર્થ**—**અધ્યાત્મજ્ઞાનનિત્યત્વમ્**—આત્માને અનુસરતું જે જ્ઞાન તેનામાં નિયત રહેવું. **તત્ત્વજ્ઞાનાર્થદર્શનમ્**—તત્ત્વજ્ઞાનનું પ્રયોજન જે મોક્ષ તેનું અનુચિંતન કરવું. **એતત્**—આ. **જ્ઞાનમ્**—જ્ઞાન. **ઇતિ**—એવું. **પ્રોક્તમ્**—કહેવાયું છે. **યત્**—જે. **અતઃ**—આ કહેવાયેલા જ્ઞાનથી. **અન્યથા**—ભિન્ન છે (તે). **અજ્ઞાનમ્**—અજ્ઞાન છે. ॥૧૧॥

**સ્પષ્ટાર્થ**—આધ્યાત્મિક જ્ઞાનમાં સદા લાગ્યા રહેવું, અને તત્ત્વજ્ઞાનનું પ્રયોજનીભૂત જે મોક્ષ, તેનું સદા ચિંતન કરતા રહેવું એ જ્ઞાન એવું કહેવાય છે. અને એનાથી જે જુદું છે તે અજ્ઞાન કહેવાય છે. ॥૧૧॥

**ભાવાર્થ**—આત્માને ઉદ્દેશીને જે જ્ઞાન પ્રવૃત્ત થાય છે તે આધ્યાત્મિક જ્ઞાન કહેવાય છે. આત્મા સદ્રૂપ છે, ચિદ્રૂપ છે, આનંદરૂપ છે, નિર્લેપ છે, નિષ્કલ છે, નિર્ગુણ છે, નિર્વિકાર છે, એવું બધું જાણવું તે અધ્યાત્મ જ્ઞાન કહેવાય છે. જે માણસ આત્માના સ્વરૂપને એવી રીતે જાણે છે તે જ ક્ષેત્રજ્ઞ-રૂપ આત્માને ઠીક ઠીક જાણી શકે છે.

મોક્ષનું ચિંતન કરવું એટલે નિશ્ચિતરૂપે પોતાને નિત્ય, શુદ્ધ-સ્વભાવ, બુદ્ધસ્વભાવ અને મુક્તસ્વભાવ સમજવું. જ્યાં સુધી એમ નથી સમજાતું કે હું બદ્ધ નથી, હું કર્તૃત્વ ભોક્તૃત્વાદિ ધર્મોથી પર છું, મારામાં કોઈ જાતનું બંધન નથી જ, ત્યાં સુધી જ આત્મા બદ્ધ માની શકાય. અને જે ક્ષણે આવું દૃઢતમ જ્ઞાન થાય છે તે જ ક્ષણે બંધ અદૃશ્ય થઈ જાય છે. તેથી મોક્ષનું ચિંતન એટલે મને મોક્ષ મળે, એવી ઝંખણા નહિ પણ ઉપર્યુક્ત રીતે પોતાને નિર્બન્ધ સમજવું.

અથવા “અધ્યાત્મ” શબ્દથી “સ્વભાવોઽધ્યાત્મમુચ્યતે” આ ગીતાની પરિભાષાને અનુસરીને સ્વભાવનું પણ ગ્રહણ કરી

શકાય છે. સ્વભાવ એટલે પ્રકૃતિ નહિ, પણ **પ્રત્યગાત્મરૂપતા.** પ્રત્યગાત્મરૂપ જે અધ્યાત્મ, તેનું જે જ્ઞાન, તેમાં નિત્ય લાગ્યા રહેવું એ **અધ્યાત્મજ્ઞાનનિત્યત્વ** કહેવાય છે. અને તત્ત્વજ્ઞાનનું પ્રયોજનીભૂત જે મોક્ષ તેને અનુકૂળ પડે એવા વિચારોની પરંપરા, તે **તત્ત્વજ્ઞાનાર્થદર્શન** કહેવાય છે. જોકે આ બન્નેમાં કાર્યકારણભાવ છે—એટલે પ્રત્યગાત્મરૂપ અધ્યાત્મજ્ઞાનની નિત્યતા એ કારણ છે અને **તત્ત્વજ્ઞાનાર્થદર્શન** એ કાર્ય છે છતાં, ક્ષેત્રજ્ઞના જ્ઞાનમાં આ બન્ને કારણ છે.

આ શ્લોકના બીજા ચરણમાં કહ્યું છે જે; "**એતજજ્ઞાનમ્ ઇતિ પ્રોક્તમ્**" "આ જ્ઞાન એવું કહેવાયું છે." અહીં **જ્ઞાન** શબ્દનો અર્થ "**જ્ઞાનનું સાધન**" એવો છે. એ અર્થ "ઇતિ" શબ્દના બળથી પ્રાપ્ત થાય છે. એ "જ્ઞાન એવું કહેવાય છે" એમ કહેવાથી એમ જણાય છે કે એ જ્ઞાન તો નથી જ પણ જ્ઞાન કહેવાય છે- એનું તાત્પર્ય એજ છે કે આ બધું જે ઉપર **અમાનિત્વાદિ** ૧૯ ધર્મો ગણાવી આવ્યા છે તે જ્ઞાન નહિ પણ જ્ઞાનના સાધનો છે. છતાં તે જ્ઞાન શબ્દથી જ કહેવાય છે. એટલે જ્ઞાનના સાધન હોવાથી તે પોતે પણ જ્ઞાન—શબ્દ—વાચ્ય છે. જેવી રીતે ગૃહમાં રહેવાથી પત્નીનું નામ પણ ગૃહ થઇ જાય છે, તેમજ એ પણ જ્ઞાન—સાધન હોવાથી **જ્ઞાન** કહેવાય છે. એમ જો ન હોત તો આ તૃતીય ચરણમાં "ઇતિ" ની આવશ્યકતા ન હોત.

અને એનાથી ઉલટું તે **અજ્ઞાન એવું** કહેવાય છે. એટલે અમાનિત્વને બદલે માનિત્વ, અદંભિત્વને બદલે દંભિત્વ વગેરે વિપરીત જે અર્થ તે અજ્ઞાન છે. તેનાથી અજ્ઞાન વધે છે તેથી અજ્ઞાનના સાધન હોવાથી તે અજ્ઞાન કહેવાય છે. ॥ ૧૧ ॥

"**સ ચ યો યત્પ્રભાવશ્ચ**" આ તૃતીય શ્લોકમાં પ્રતિજ્ઞા કરવામાં આવી હતી કે તે ક્ષેત્રજ્ઞ જે કાંઈ છે અને એનો જે પ્રભાવ

છે—એટલે એની જે શક્તિઓ છે તે હું **સમાસમાં કહીશ.** તું સાંભળ. તે પ્રતિજ્ઞા પ્રમાણે ક્ષેત્રજ્ઞ—આત્માનું સ્વરૂપ વર્ણવવા સારૂ પ્રથમ આત્મસ્વરૂપના જ્ઞાનસાધનોનું વર્ણન કરી હવે ક્ષેત્રજ્ઞ-સ્વરૂપનું વર્ણન કરે છે—

જ્ઞેયં યત્તત્પ્રવક્ષ્યામિ યજ્જ્ઞાત્વાઽમૃતમશ્નુતે ।
અનાદિમત્પરં બ્રહ્મ ન સત્તન્નાસદુચ્યતે ॥૧૨॥

પદચ્છેદ

**જ્ઞેયં યત્ તત્ પ્રવક્ષ્યામિ યત્ જ્ઞાત્વા અમૃતમ્ અશ્નુતે ।**
**અનાદિ મત્પરં બ્રહ્મ ન સત્ તત્ ન અસત્ ઉચ્યતે ॥**

**અર્થ**-**યત્**-જે. **જ્ઞેયમ્**-જાણવા યોગ્ય છે. **તત્**-તે. **પ્રવક્ષ્યામિ**-હું કહીશ. **યત્**-જેને. **જ્ઞાત્વા**-જાણીને. **અમૃતમ્**-મોક્ષને. **અશ્નુતે**-પામે છે. **બ્રહ્મ**-તે જ્ઞેય વસ્તુ એટલે ક્ષેત્રજ્ઞરૂપ આત્મા જ બ્રહ્મ છે. **અનાદિ**-તે આદિ રહિત છે. **મત્પરમ્**-હું પરમાત્મા આજે જે સ્થિતિમાં રહીને તને ઉપદેશ કરી રહ્યો છું, તે સ્થિતિયુક્ત મારાથી તે બ્રહ્મ **પર** છે—શ્રેષ્ઠ છે. **તત્**-તે બ્રહ્મ, **સત્**-સત્. **ન**, **ઉચ્યતે**-કહેવાતો નથી. **અસત્**-અસત્. **(ન,ઉચ્યતે)** **-કહેવાતો** નથી. ॥૧૨॥

**સ્પષ્ટાર્થ**—હવે હું તને તે જ્ઞેય વસ્તુ કહીશ કે જેને જાણીને બધા અમૃતને પામે છે. તે જ્ઞેય વસ્તુ ક્ષેત્રજ્ઞરૂપે બ્રહ્મ જ છે. તે અનાદિ છે. જે સ્થિતિમાં આજે હું છું તેના કરતાં પણ તે પર છે. તે સત્ પણ કહેવાતો નથી અને અસત્ પણ કહેવાતો નથી. ॥૧૨॥

**ભાવાર્થ**—આરંભના પ્રક્ષિપ્ત કહેવાતા શ્લોકમાં ચાર વસ્તુ પુછાએલી છે. ૧—પ્રકૃતિ એટલે ક્ષેત્ર, ૨—પુરુષ એટલે ક્ષેત્રજ્ઞ, ૩—જ્ઞાન અને ૪—જ્ઞેય. “ **ઇદં શરીરમ્** ” (ગી. ૧૩–૧) આ શ્લોકવડે અને

"**ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ**" (ગી. ૧૩–૨) આ શ્લોકવડે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું સંક્ષિપ્ત–ટુંકમાં વર્ણન થયું. "**તત્ક્ષેત્રં યચ્ચ**" (ગી. ૧૩–૩) આ શ્લોકવડે વિશેષરૂપથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વર્ણનની પ્રતિજ્ઞા કરીને "**મહાભૂતાન્યહઙ્કારઃ૦**" (ગી. ૧૩–૫) "**ઇચ્છા દ્વેષઃ સુખમ્ દુઃખમ્૦**" (ગી. ૧૩–૬) આ બે શ્લોકોવડે વિસ્તારથી ક્ષેત્રનું સ્વરૂપ કહ્યું છે. "જ્ઞાન" શું છે તેને માટે પણ ભગવાને "**ક્ષેત્રં ચાપિ**" (ગી. ૧૩–૨) આ બીજા શ્લોકના ઉત્તરાર્ધવડે સંક્ષિપ્તરૂપે કહી દીધું છે હવે અવશિષ્ટ રહેલ 'જ્ઞેય શું છે' આ પ્રશ્નનો ઉત્તર આ શ્લોકથી આરંભાય છે.

"**સ ચ યો યત્પ્રભાવશ્ચ**" (ગી. ૧૩–૩) આ શ્લોકમાં **સઃ** શબ્દથી ક્ષેત્રજ્ઞનું જ ગ્રહણ છે. કેમકે **સઃ** એ છે સર્વનામ. સર્વનામ **ઉપક્રાન્ત** અવ્યવહિત વસ્તુનું જ ગ્રાહક હોય છે. ઉપક્રાન્ત વસ્તુ છે ક્ષેત્રજ્ઞ. તેથી **સઃ** શબ્દથી તેનું જ ગ્રહણ છે.

તે જ ક્ષેત્રજ્ઞને અહીં ભગવાને બ્રહ્મ કહ્યું છે. તેથી એ તો જણાય છે કે ભગવાનને અહીં ક્ષેત્રજ્ઞ અને બ્રહ્મમાં અંતર જણાતું નથી. તેઓ પૃથક્ પૃથક્ બે શબ્દોથી કહેવાતા આ બેને એક માનતા જણાય છે.

એક બીજી વસ્તુ પણ ધ્યાનમાં રાખવાની છે : ભક્તિનો ઉપદેશ ભગવાને ગીતામાં જ્યાં જ્યાં કર્યો છે ત્યાં ત્યાં પોતાની જ પ્રાપ્તિને ફળસ્વરૂપે વર્ણવ્યું છે. જેમકે "**મન્મના ભવ મદ્ભક્તો મદ્યાજી૦**" (ગી. ૯. ૩૪) આ શ્લોકમાં પોતાની ભક્તિ કરવાનો ઉપદેશ કરીને તેનું ફળ કહી દીધું કે "**મામેવૈષ્યસિ**" મને જ પ્રાપ્ત થઈશ. "**માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઽપિ સ્યુઃ૦**" (ગી. ૯. ૩૨) આ શ્લોકવડે પણ પોતાની ભક્તિનો ઉપદેશ કરીને છેવટે કહ્યું કે "**તેઽપિ યાન્તિ પરાં ગતિમ્**" "તેઓ પણ પરા ગતિને પામે છે." એવી રીતે સર્વત્ર ભક્તિનો ઉપદેશ સ્વ–

પદપ્રાપ્તિને માટે જ ભગવાને કર્યો છે. અહીં પણ ભક્તિનો જ ઉપદેશ થયો છે તેથી સર્વત્ર અનન્યભક્તિનું જે ફળ વર્ણવવામાં આવ્યું છે તે જ ફળ અહીં પણ હોવું જ જોઇએ. અને એમ જ હોય તો બ્રહ્મથી ભિન્ન કોઇ સંસારી આત્મા એવો અર્થ ન જ કરી શકાય. છેવટે અભેદ જ માનવો પડશે. તેથી નિઃસન્દેહ ભગવાન્ અહીં જીવબ્રહ્મમાં અભેદ જોઇ રહ્યા છે.

"**અનાદિમત્પરમ્**" એ બે પદો તોફાની છે. વાડાધારિયોને અહીં રમત રમવાનો અવકાશ મળી આવ્યો છે. એક મોટો સંપ્રદાય કહે છે કે અહીં "**અનાદિમત્, પરમ**" આવી રીતે પદચ્છેદ છે. અને બીજો એક મોટો સંપ્રદાય કહે છે કે "**અનાદિ, મત્પરમ્**" એવી રીતે પદચ્છેદ છે. જે લોકો "**અનાદિ**" "**મત્પરમ્**" એવી રીતે છેદ કરે છે તેમનું તાત્પર્ય એ છે કે વૈયાકરણોના આ નિયમ પ્રમાણે "જ્યાં બહુવ્રીહિથી કામ ચાલતું હોય ત્યાં મતુબર્થ પ્રત્યય ન કરવો જોઇએ" **ન આદિર્યસ્ય તત્** "જેનો આદિ નથી તે" આ રીતે બહુવ્રીહિથી જ ઇષ્ટ અર્થની સિદ્ધિ થાય છે તો **અનાદિમાં** તત્પુરુષ સમાસ કરીને મતુબર્થ પ્રત્યય કરવો અયોગ્ય છે. આવી રીતે અયુક્તતા સિદ્ધ કરીને **મત્પરમ્**નો અર્થ કોઈ એમ કરે છે: "**અહં વાસુદેવાખ્યા પરા શક્તિઃ યસ્ય તત્ મત્પરમ્**" —"હું વાસુદેવનામવાળી પરા શક્તિ છું જેની તે મત્પર કહેવાય."

જે લોકો "**અનાદિમત્**" એવી રીતે છેદ કરે છે તે લોકો કહે છે કે જો કે આ ઉપર્યુક્તનિયમ છે છતાં અનેક સ્થળોમાં એનો બાધ જોવામાં આવે છે તેથી, અને અહીં "**અનાદિ + મત્પરમ્**" એવી રીતે છેદ કરવાથી અર્થાસંગતિ થાય છે તેથી, **અનાદિમત્** એવો છેદ જ યુક્ત છે. તે લોકો અર્થાસંગતિ આ રીતે દર્શાવે છે: વાસુદેવ એ નામ

જો કે ભગવાન્ કૃષ્ણનું છે. પણ એ નામ વિશેરૂપનું પ્રત્યાયક છે, એટલે સગુણ બ્રહ્મનું બોધક છે. અહીં સગુણ બ્રહ્મનું પ્રકરણ નથી. તેથી **મત્પરમ્** પદના **મત્** ( અસ્મદ્ ) શબ્દનો **વાસુદેવ** અર્થ કરવો અનુચિત અને પ્રકરણ વિરુદ્ધ છે.

કોઈ **અનાદિ + મત્પરમ્** એવી રીતે છેદ કરીને અર્થ કરે છે કે **"અહં પરો યસ્ય તન્મત્પરમ્"** એટલે હું જેનો મુખ્ય નાયક છું એવો મારી અધીનતામાં રહેનાર **આત્મા.** ' અને શ્લોકમાં આવેલા **બ્રહ્મ** પદનો અર્થ તેઓ **આત્મા** કરે છે. આત્મા એટલે ભેદવાદની રીતિએ બ્રહ્મથી ભિન્ન જીવ.

એ તોફાની વાતાવરણમાંથી તત્ત્વજિજ્ઞાસુઓએ બહાર નિકળી જવું જોઈએ. એ તો વાડાના અધિપતિયો પોતાના વાડામાં જ ઘેટા પુરવાનો પ્રયાસ કરવાના. તેથી આપણને જે અહીં ઉચિત જણાય તેને જ વિવેકપૂર્વક ગ્રહણ કરવું જોઇએ. એ વાત તો તદ્દન સાચી છે કે અહીં સગુણ બ્રહ્મનું પ્રકરણ નથી અહીં બ્રહ્મ શબ્દનો અર્થ જીવ પણ નથી. " **ન સત્ તત્ ન અસત્** " એમ કહેવાથી સ્પષ્ટ જ નિર્ગુણ નિર્વિશેષ બ્રહ્મનું પ્રકરણ જણાય છે. અનુપસ્થિત જીવને બલાત્કારે અહીં રખડાવવું યોગ્ય નથી. આગળના અનેક શબ્દોવડે અર્થમાં, ઉથલ પાથલ કરવી પડશે. કિંચ, " હું વાસુદેવ જ જેની શક્તિ છું " આવી રીતે અર્થ કરવાથી વાસુદેવ શક્તિ બને છે અને જીવ શક્તિમાન્ બને છે. અને એ રીતે વાસુદેવની કિંમત ઓછી થાય છે.

અને હું જેનો મુખ્ય છું તે મારી પ્રકૃતિ–જીવ, તે **મત્પર** શબ્દથી કહેવાય છે, એમ કહેવું પણ **અહીં** યુક્ત નથી. કેમકે અહીંનું પ્રકરણ એટલું સ્પષ્ટ છે કે સહજે જ જણાઇ આવે છે જે ભગવાન્ અહીં ક્ષેત્રજ્ઞ અને વિશુદ્ધ બ્રહ્મમાં ભેદ નથી જોતા.

તેથી જો **અનાદિ+મત્પરમ્** એવો જ છેદ કરવો હોય તો **મત્પરમ્** નો બીજો અર્થ શોધી કાઢવો જોઇએ. નહિ તો **"અનાદિમત્+પરમ્"** એ જ છેદ યોગ્યતમ છે. વ્યાકરણના નિયમો તો આ ગીતામાં અનેક સ્થળે તૂટયા છે. "ભકત્યા ત્વનન્યયા **શકય અહમેવં**-વિધોઽર્જુન." (ગી. ૧૧. ૫૪) "**નોદ્વિજેત્**પ્રાપ્ય ચાપ્રિયમ્" (ગી. ) "**યતન્તશ્ચ** દૃઢવ્રતાઃ" (ગી. ૯. ૧૪) ઇત્યાદિ શ્લોકોમાં જે પદો મોટા ટાઇપમાં અહીં કર્યાં છે તે બધા વ્યાકરણની રીતે અશુદ્ધ જ છે. પણ વ્યાકરણની અશુદ્ધિનો વિચારનિરર્થક છે. તેથી **અનાદિમત્** પણ એ રીતે અયુકત પ્રયોગ ન કહેવાય. અથવા જેમ મધુસૂદને કહ્યું છે તેમ અહીં અનાદિત્વનો નિત્યયોગ અથવા અતિશાયન આદિ અર્થ બતાવવા માટે **અનાદિ** શબ્દથી મતુપ્ પ્રત્યય જરા પણ અયુકત નથી.

અથવા અનાદિ એવો જ છેદ કરો અને **મત્પરમ્**ને પૃથક્ રાખો તોપણ કાંઈ હાનિ નથી. પણ અહીં ઉપર્યુકત રીતે સવિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરવું અનુચિત છે. બ્રહ્મના બે સ્વરૂપો તો ભેદ-વાદિઓએ પણ સ્વીકાર્યાં જ છેઃ નિર્ગુણ અને સગુણ. ગુણાદિપ્રતિ-પત્ત્યર્થ જ સગુણ સ્વરૂપમાં પણ સવિશેષતા સ્વીકારવી જોઇએ ? નિર્વિશેષ કોઇ પદ–પદાર્થ રહી શકે છે કે કેમ એનો વિચાર અહીં અસ્થાને જ લાગે છે. તેથી તેને મુકી દઉં છું.

નવો અર્થ તો આપણે શોધી લઈશું. તે પૂર્વે ગીતામાં ભગવાનની ભાષાનો થોડો વિચાર કરી લઇએ. ભગવાને ગીતામાં બે પ્રકારની ભાષાનો ઉપયોગ કર્યો છે. કોઈ સ્થળે તો એવી રીતે બોલે છે કે જેથી તે બ્રાહ્મી અવસ્થાને પ્રકટાવે છે–પોતે સાક્ષાત્ બ્રહ્મ જ છે– એવું જણાવે છે. અને કેટલાક સ્થળે પોતે જે શરીરને સ્વેચ્છાએ ગ્રહણ કર્યું છે, તેનું ભાન રાખીને, પોતાની

ઉપાધિયોનું ભાન રાખીને બોલે છે. આવી રીતે બે ભાષાઓ ગીતામાં સ્પષ્ટ છે. ઉદાહરણરૂપે આ શ્લોકો તપાસીએ.

**અતોઽસ્મિ લોકે વેદે ચ પ્રથિતઃ પુરુષોત્તમઃ । ૧૫-૮**
**મન્મના ભવ મદ્‌ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ ।**
**મામેવૈષ્યસિ યુક્ત્વૈવમાત્માનં મત્પરાયણઃ ॥ ૯-૩૪**

આ શ્લોકોથી એમ સ્પષ્ટ જણાય છે કે ભગવાન્ ઐશ્વર ઉપાધિથી પર રહીને સ્વરૂપાનુસંધાનપૂર્વક અર્જુનને ઉપદેશી રહ્યા છે. હવે આપણે એવા શ્લોકો જોઈશું જેમાં એમ સ્પષ્ટ થશે કે ભગવાન્ પોતાની ઉપાધિનું ભાન ધરાવે છે અને શરીરીની મર્યાદામાં રહીને ઉપદેશ કરી રહ્યા છે, જેમઃ

**તતઃ પદં તત્ પરિમાર્ગિતવ્યં,**
**યસ્મિન્ ગતા ન નિવર્તન્તિ ભૂયઃ ।**
**તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે,**
**યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ॥ ૧૪-૪**

**ઉત્તમઃ પુરુષસ્ત્વન્યઃ પરમાત્મેત્યુદાહૃતઃ ।**
**યો લોકત્રયમાવિશ્ય બિભર્ત્યવ્યય ઈશ્વરઃ ॥ ૧૫-૧૭**

આ શ્લોકોમાં ભગવાન્ ત્રીજા પુરુષનો ઉપયોગ કરે છે અને કહે છે જે, તે પદ શોધવું જોઈએ જ્યાં જઈને ફરીથી પાછું આવવું પડતું નથી. અને તે જ આદ્યપુરુષની શરણે જવું જોઈએ જેનાથી આ પુરાણી પ્રવૃત્તિ પથરાએલી છે. ઉત્તમ પુરુષ તે બીજો છે જે પરમાત્મા નામે ઓળખાય છે. જે ત્રણે લોકમાં પ્રવેશ કરીને લોકોના ધારણ, પોષણ કરે છે. એ કહેવાથી એ બહુ સ્પષ્ટ થઈ જાય છે કે ભગવાન્ ઉપાધિયોથી પરમ પર સ્વરૂપને માટે આંગળી ચીંધી રહ્યા છે.

કેટલાક એવા શ્લોકો પણ છે જેમાં સોપાધિક અને નિરુપાધિક બન્ને સ્વરૂપે ભગવાન્ ઉપદેશ કરતાં જણાય છે જેમ કેઃ

**માં ચ યોઽવ્યભિચારેણ ભક્તિયોગેન સેવતે ।**
**સ ગુણાન્સમતીત્યૈતાન્ બ્રહ્મભૂયાય કલ્પતે ॥ ૧૪-૨૬**

અહીં કહે છે કે "અવ્યભિચાર ભક્તિયોગ વડે જે મને સેવે છે તે ત્રિગુણાતીત થઇ બ્રહ્મત્વને પામે છે" અહીં પૂર્વાર્ધમાં તો પોતાને જ સેવ્ય માનીને ભક્તિયોગની વાત કરે છે. અને ઉત્તરાર્ધમાં પોતાના ઉપાસક ને ત્રિગુણાતીત બતાવીને બ્રહ્મત્વને પ્રાપ્ત કરાવે છે. તેથી પૂર્વાર્ધમાં નિરુપાધિકસ્વરૂપે બોલે છે અને ઉત્તરાર્ધમાં સોપાધિકસ્વરૂપે ઉપદેશ કરીને સોપાધિક બ્રહ્મથી પર ત્રિગુણાતીત બ્રહ્મભૂયને–માટે ઉપદેશ છે

**માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઽપિ સ્યુઃ પાપયોનયઃ ।**
**સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાન્તિ પરાં ગતિમ્ ॥**

અહીં પણ પૂર્વાર્ધમાં પહેલા પુરુષનો ઉપયોગ થયો છે અને ઉત્તરાર્ધમાં "પરાં ગતિને પામે છે" અહીં ત્રીજા પુરુષનો ઉપયોગ થયો છે. અને તેથી પૂર્વની પેઠે જ અહીં પણ પૂર્વાર્ધમાં ભગવાન્ પોતાને ઉપાધિઓથી પર જણાવે છે જ્યારે **"પરાં ગતિમ્"** બોલીને ઉપાધિઓને સ્વીકારતા જણાય છે.

હવે આપણે એમ સમજી ગયા કે ભગવાને ગીતામાં બે ભાષાઓનો ઉપયોગ કર્યો છે, એક ભાષાપ્રયોગ પોતાને ઉપાધિના ભીતમાં બંધ કરે છે અને બીજો ભાષામાં ઉપાધિઓથી પોતાને પર જણાવી દે છે.

એવી રીતે બે ભાષાઓના પ્રયોગ લક્ષમાં રાખીને જો **મત્પરમ**નો અર્થ કરીએ તો બહુ સહેલાઇથી સાધો અર્થ નિકળી આવશે. તે

એ જે, **મત્ત: પરમ્–મત્પરમ્** એટલે તે જ્ઞેય બ્રહ્મ મારાથી પણ પર છે. એટલે હું તો અત્યારે ઉપાધિકૃત શરીર ધારણ કરીને તને ઉપદેશ કરવાની યોગ્યતા લઈને ગુરુપદે બિરાજમાન છું. પણ મારૂં જ તે એક બીજું અખંડ સ્વરૂપ છે જે ઉપાધિયોથી પર અને ઉપદેશ્યોપદેશક ભાવથી પર છે. સમ્પ્રદાય–રૂપ વાડામાંથી જો આપણે માથું ઉચકી બહારની દુનિયા તરફ નજર નાંખવા જેટલી માનવ-સુલભ સ્વતંત્રતા મેળવી શકીએ તો આ અર્થમાં જરા પણ અનૌ-ચિત્ય જણાશે નહિ. અહીં મેં એ જ અર્થ કર્યો છે.

તે બ્રહ્મ "**સત્**" પણ કહેવાતો નથી અને "અસત્" પણ કહેવાતો નથી એમ કહેવાનું એ તાત્પર્ય છે: નામ, રૂપ, ક્રિયા, જાતિ, ગુણ એ બધા **વિશેષ** કહેવાય છે. એ પાંચ વિશેષ જેને હોય તે જ "**સત્**" શબ્દનો વાચ્ય હોય છે. મહત્તત્ત્વથી આરંભીને જેટલા **કાર્ય** છે તે બધા **સત્** શબ્દનો વાચ્ય છે. તેમજ સર્વ જગતનું કારણ જે અવ્યાકૃત જડ તત્ત્વ તે **અસત્** કહેવાય છે. બ્રહ્મ તો કોઇનું કાર્ય પણ નથી અને કોઇનું કારણ પણ નથી. કેમકે "**ન તસ્ય કાર્યં કરણં ચ વિદ્યતે**" એ શ્રુતિ તેના કાર્યભાવ અને કરણભાવ (કારણભાવ)નો નિષેધ કરે છે. બ્રહ્મમાં કોઈ પણ જાતનો વિશેષ પણ નથી; કેમકે "**અગ્રાહ્યમગોત્રમશબ્દમ્**૦" આ શ્રુતિથી બ્રહ્મના **નામનો** નિષેધ થાય છે. "**અસ્પર્શમરૂપમ્**" આ શ્રુતિથી તેના **રૂપનો** નિષેધ થાય છે. "નિષ્કલં **નિષ્ક્રિયં** શાન્તમ્ (શ્વે. ૬. ૧૯) આ શ્રુતિ બ્રહ્મની **ક્રિયાનો** નિષેધ કરે છે. "**ન તત્સમો નાભ્યધિકોઽપિ કશ્ચિત્**" આ શ્રુતિ તત્સમ કોઇ વસ્તુના અભાવ બતાવીને તેની **જાતિનો** પણ નિષેધ કરે છે. બ્રહ્મમાં ગુણનો નિષેધ તો "**નિર્ગુણમ્**" આદિ શબ્દો વડે સ્પષ્ટ જ છે. તેથી આ વિશેષના અભાવે બ્રહ્મ સત્ નથી. અને "**ન તસ્ય કાર્યમ્**૦" આ શ્રુતિ બ્રહ્મની કારણતાનો નિષેધ કરે છે

તેથી, એટલે કોઇનું કારણ ન હોવાથી તે **"અસત્"** પણ નથી. એ વિચારીને જ તો શ્રુતિએ પણ કહ્યું છે કે **"અન્યદેવ તદ્વિદિતાદથો અવિદિતાદધિ"** (કેન. ૧–૩) એટલે તે બ્રહ્મ વિદિત–સત્થી અને અવિદિત–અસત્થી એટલે કાર્ય અને કારણથી અન્ય જ છે.

અહીં એક પ્રશ્નને અવસર છે. ગીતાના ૧૧ માં અધ્યાયમાં ૩૭ માં શ્લોકમાં અર્જુને કહ્યું છે કે **"અનન્ત દેવેશ જગન્નિવાસ ત્વમક્ષરં સદસત્તત્પરં યત્"** "આપ જ **સત્** છો આપ જ **અસત્** છો." એક જ ગ્રંથમાં એક ઠેકાણે તો તેને **સદસત્** કહેવાય છે અને બીજે ઠેકાણે તે **સદસત્** નથી એમ નિષેધ કરવામાં આવે છે. એનું શું રહસ્ય ?

આનો ઉત્તર. ૧૧ માં અધ્યાયમાં જે **સદસત્** પદો આવ્યાં છે તેનો અર્થ અહીં ૧૩ માં અધ્યાયના સદસત્ પદોથી જુદા છે. અહીં ત્રિકાલાબાધિતને જ **સત્** કહેવામાં આવ્યું છે. ભગવાન્ ત્રિકાલાબાધિત છે. કોઇ કાળમાં તેનો બાધ હોતો નથી તેથી તે **સત્** છે. અને **અસત્ પણ તમે જ છો"** એમ કહેવાનું તાત્પર્ય એ છે કે માયિક બધા પદાર્થો બ્રહ્મમાં જ કલ્પિત છે. કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન હોતી નથી. પ્રાતિભાસિક સર્પ રજ્જુથી ભિન્ન નથી જ. પ્રાતિભાસિક રૂપું શુક્તિ (છીપ) થી જુદું નથી જ. તેમજ આ કલ્પિત જગત્ બ્રહ્મથી જુદું નથી જ. એ દૃષ્ટિએ **અસત્**ને પણ બ્રહ્મ કહેવામાં આવ્યું છે. શ્રુતિ પણ તો કહે છે કે **"સર્વં હ્યેતદ્ બ્રહ્મ"** "આ બધું અસત્ જગત્ પણ બ્રહ્મ જ છે. તેથી પ્રકરણભેદ અને અર્થભેદને લીધે આ પ્રકૃત શ્લોકમાં તે શ્લોકને લઇને વસ્તુત: શંકાને અવકાશ નથી.

એક બીજી શંકા. અહીં કહેવામાં આવ્યું છે કે તે બ્રહ્મ "સત્" કહેવાતો નથી. તો ૐ **તત્સદિતિ નિર્દેશો બ્રહ્મણસ્ત્રિવિધઃ સ્મૃતઃ**

(ગી૦ ૧૭. ૨૩) માં કેમ ભગવાને પોતે જ શ્રીમુખથી કહ્યું છે કે બ્રહ્મના ૧ ૐ, ૨ તત, ૩ સત્ એવા ત્રણ નિર્દેશ છે– એટલે ત્રણ નામો છે? એનું સમાધાન. પૂર્વોક્ત સમાધાનની પેઠે અહીં પણ **સત્** શબ્દનો કાર્ય અર્થ નહિ, પણ **ત્રિકાલાબાધિત** અર્થ છે. "**સદેવ સોમ્યેદમગ્ર૦**" આ શ્રુતિએ જે અર્થમાં **સત્** શબ્દનો પ્રયોગ કર્યો છે તે જ અર્થ અહીં પણ અભિપ્રેત છે.

તાત્પર્ય એ છે કે "**ઓમિતિ બ્રહ્મ**" આ શ્રુતિવડે બ્રહ્મનું "**ઓમ્**" એવું નામ પ્રતીત થાય છે. "**તદિતિ એતસ્ય મહતો ભૂતસ્ય નામ ભવતિ**" આ શ્રુતિવડે બ્રહ્મનું તત્ એવું નામ પ્રતીત થાય છે. "**સદેવ સોમ્ય**" આ શ્રુતિવડે બ્રહ્મનું "**સત્**" એવું નામ પ્રતીત થાય છે. ત્રણે બ્રહ્મના નામ હોવા છતાં **સત્** શબ્દના **બ્રહ્મનામ** સિવાય પણ બીજા અર્થો ભગવાને એજ પ્રકરણમાં આગળ ચાલીને કહ્યા છે. જેમ કે:

**સદ્‌ભાવે સાધુભાવે ચ સદિત્યેતત્પ્રયુજ્યતે ।**
**પ્રશસ્તે કર્મણિ તથા સચ્છબ્દઃ પાર્થ યુજ્યતે ॥**
**યજ્ઞે તપસિ દાને ચ સ્થિતિઃ સદિતિ ચોચ્યતે ।**
**કર્મ ચૈવ તદર્થીયં સદિત્યેવાભિધીયતે ॥ ૧૭. ૨૬–૨૭**

એ પ્રકરણ પણ સાક્ષી આપે છે કે **સત્** શબ્દનો કેવળ **કાર્યજાત** જ અર્થ નથી પણ બીજા પણ અર્થો છે. અને તેથી બીજા અર્થમાં જ "ઓમ્ તત્સદિતિ" આ શ્લોકમાં સત્ શબ્દ યોજાયો છે. અલમતિ વિસ્તરેણ. ॥૧૨॥

પહેલાં કહેવામાં આવ્યું કે તે બ્રહ્મ **સત્** કે **અસત્** કોઈ પણ શબ્દ વડે કહેવાય તેમ નથી. અને હવે ભગવાન્ એમ સમ-

જાવે છે કે હસ્તપાદાદિ ઉપાધિયોવડે ક્ષેત્રજ્ઞરૂપે રહે તો તે શબ્દનો પણ વિષય બને છે—

સર્વતઃપાણિપાદં તત્સર્વતોઽક્ષિશિરોમુખમ્ ।
સર્વતઃશ્રુતિમલ્લોકે સર્વમાવૃત્ય તિષ્ઠતિ ॥૧૩॥

પદચ્છેદ

**સર્વતઃપાણિપાદં તત્ સર્વતઃ અક્ષિશિરોમુખમ ।**
**સર્વતઃશ્રુતિમત્ લોકે સર્વમ્ આવૃત્ય તિષ્ઠતિ ॥૧૩॥**

**અર્થ**-તત્-તે ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મ. **સર્વતઃપાણિપાદમ્**-ચારેકોર-સબ ઓર હાથ અને પગવાલો છે. **સર્વતોઽક્ષિશિરોમુખમ્**-સબ ઓર આંખ, શિર, મુખવાલો છે. **સર્વતઃશ્રુતિમત્**-ચારે ઓર શ્રોત્ર ઇંદ્રિયવાલો છે. **લોકે**-બ્રહ્માંડમાં. **સર્વમ્**-બધું. **આવૃત્ય**-વીંટીને. **તિષ્ઠતિ**-રહે છે. ॥૧૩॥

**સ્પષ્ટાર્થ**-તે ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મ ચારે કોર હાથપગવાળો છે, ચારે કોર આંખ, માંથું, અને મુખવાળો છે, ચારે કોર શ્રોત્ર ઇંદ્રિયવાળો છે. અને લોકમાં જે કાંઈ છે, બધું વીંટીને રહે છે. ॥૧૩॥

**ભાવાર્થ**-આ શ્લોક અને એથી આગળના ૧૭ મા શ્લોક સુધી જે કાંઇ કહેવામાં આવ્યું છે તે ક્ષેત્રજ્ઞ અને શુદ્ધ બ્રહ્મ બન્નેને લાગુ પડે છે. કહેવાયું છે કે તે ક્ષેત્રજ્ઞને ચારે કોર હસ્તપાદાદિ ઇંદ્રિયો છે અને લોકમાં બધું વીંટીને રહ્યો છે. ક્ષેત્રજ્ઞને શરીર હોય છે, ઇંદ્રિયો પણ હોય છે. જો કે વસ્તુતઃ તેને કશું હોતું નથી. પણ વ્યાવહારિક દૃષ્ટિએ એમજ કહેવાય છે. ક્ષેત્રજ્ઞ શરીરનો સ્વામી થઇને બેઠો છે. તેથી શરીરમાં જે કાંઈ છે તે ઔપચારિક રીતે

તેનું જ છે. ક્ષેત્રજ્ઞ પ્રેરણા આપીને તેને વ્યાપારયુક્ત કર્યા કરે છે. તેથી તે તેનું કહેવાય છે.

શુદ્ધ બ્રહ્મ અને ક્ષેત્રજ્ઞ વાસ્તવિક રીતે તો એકજ તત્ત્વ છે. પણ એક ઉપાધિમુક્ત છે અને એક ઉપાધિયુક્ત છે. પણ શુદ્ધ બ્રહ્મને માટે પણ કહી શકાય છે કે તેને ચારે કોર હસ્તપાદાદિ ઇંદ્રિયો છે. કારણ કે જેટલી હસ્તપાદાદિ ઇંદ્રિયો બ્રહ્માંડમાં છે તે બધાં બ્રહ્મમાં તો છે જ. કેમકે બ્રહ્મ વ્યાપક છે. બ્રહ્મથી પૃથક્ કોઈ વસ્તુ રહી શકે જ નહી (રહી શકાય જે નહિ). તે સર્વવ્યાપક છે. સર્વમાં રહે છે તેથી બધી વસ્તુ તેની કહેવાય છે. હસ્તપાદાદિ પણ તેનામાં જ સ્થિતિ પામે છે. તેથી તે બ્રહ્મના કહેવાય. એમાં કશો વાંધો જેવો નથી.

કદાચ કોઈ શંકા કરે કે શ્રુતિ તો કહે છે કે " **અપાણિ-પાદો જવનો ગ્રહીતા પશ્યત્યચક્ષુઃ સ શૃણોત્યકર્ણઃ** " તેને હસ્તપાદાદિ નથી છતાં તે વેગવાન્-વેગપૂર્ણ ગતિમાન્ છે, તેને ચક્ષુ-રિંદ્રિય નથી છતાં તે દરેક વસ્તુને સારી રીતે જુએ છે, તેને શ્રોત્રેંદ્રિય નથી છતાં બધું સાંભળે છે. જ્યારે શ્રુતિ તેને નિરિંદ્રિય બતાવે છે તો શ્રુતિતુલ્ય જ ગીતા, શ્રુતિથી વિરુદ્ધ હસ્તપાદાદિ તેને હોવાનો કેમ ઉપદેશ કરે છે ?

**સમાધાન.** શ્રુતિ જે કહે છે તેજ ગીતામાંથી પણ કાઢી શકાય તેમ છે. અને શ્રુતિ-અનુકૂળ અર્થજ વધારે સંગત કહેવાય. તેથી એમ સમજવું જોઇએ કે તે ક્ષેત્રજ્ઞને હસ્તપાદાદિ નથી છતાં તે તે ઇંદ્રિયોના કર્મો કરવામાં તે શક્તિમાન્ છે. શ્રુતિ પણ તો એ જ કહે છે કે હસ્તપાદાદિહીન થઇને પણ તે વેગપૂર્ણ ગતિમાન્ છે. એનું તાત્પર્ય તો એ જ કે એવો એકે પ્રદેશ નથી કે જ્યાં તેનો પ્રથમથી જ અસ્તિત્વ ન હોય. એવી કોઈ વસ્તુ નથી

કે જોયા વગર પણ જેનું તેને જ્ઞાન ન હોય. એવી લોકમાં કોઈપણ વસ્તુ નથી કે જેમાં તે પ્રવેશ ન કરી ચૂકયો હોય.

અહીં એક વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે. અહીં પ્રતિજ્ઞાનુસાર મુખ્ય વર્ણન ક્ષેત્રજ્ઞનું છે. ક્ષેત્રજ્ઞ જો અનેક હોય તો તો તેને **સર્વતઃ પાણિપાદ સર્વતોઽક્ષિશિરોમુખ સર્વતઃ શ્રુતિમત્ અને સર્વને વીંટી રહેલો** ન કહેવાય. કેમકે અનેક હોય એટલે અણુપરિમાણવાળો હોય તો તે કેવળ એક જ શરીરમાં એક જ સ્થાનમાં રહી શકે. તેને સર્વતઃ પાણિપાદ નથી પ્રત્યુત તેને બે જ હાથ અને બે જ પગ છે. તે સર્વતઃ અક્ષિ અને શિરસ્ તથા મુખવાળો નથી. પ્રત્યુત તેને બે જ આંખ, એક જ શિર અને એક જ મુખ છે. તેમ જ શ્રોત્રેન્દ્રિય પણ બે જ છે અને તે પરિચ્છિન્ન હોવાથી કેવળ પોતાના શરીરને જ વીંટીને રહી શકે છે. તેથી એમ જણાય છે કે અહીં ભગવાનને ક્ષેત્રજ્ઞની એકતા જ—એકત્વ જ વિવક્ષિત છે. ગીતાને જીવૈકત્વવાદ ઇષ્ટ છે અથવા જીવાનૈકત્વવાદ ઇષ્ટ છે, એ નક્કી કરીને કહેવું ઘણું કઠણ કાર્ય છે. કેમકે ગીતામાં વેદાંત અને સાંખ્યનો સમન્વય છે. તેથી કોઈ સ્થળે ગીતા એવી રીતે બોલે છે કે આત્મૈકત્વની પ્રતીતિ થાય છે. કોઇ સ્થળે એવી રીતે બોલે છે કે આત્માનૈકત્વની પ્રતીતિ થાય છે. શ્રોતાને આ વિવાદ સાથે જરાય સંબંધ નથી કે જીવ એક છે કે ઘણા છે. ગીતાનું તો એટલું જ કહેવું છે કે જીવનું કલ્યાણ અમુક જ માર્ગે સાધી શકાય છે. જીવ એક હશે તો પણ અને અનેક હશે તો પણ ગીતોકત દિશામાં પ્રયાણ કરવાથી જરૂર તેનું કલ્યાણ થવાનું.

આ શ્લોકમાં "**લોકે સર્વત્ર**" આ બે પદો આવ્યાં છે. **લોકે** સપ્તમ્યન્ત પદ છે. અને **સર્વમ્** દ્વિતીયાન્ત પદ છે. કેટલાક વ્યાખ્યાકારોનો એવો મત છે કે **લોકે** આ જે સપ્તમ્યન્ત વિભક્તિ છે તે બીજી વિભક્તિના અર્થમાં છે. એટલે **સર્વમ્ આવૃત્ય**

બધા લોકોને વીંટીને તે રહેલો છે, એવો અર્થ છે. પણ **લોકે** એને સાતમી જ વિભક્તિ અને સાતમી વિભક્તિના જ અર્થમાં માનીએ તો પણ અર્થમાં જરા પણ વિરોધ આવતો નથી. આપત્તિ તો તે વ્યાખ્યાકારને એ જ જણાય છે કે જો **લોકે** ને સાતમી વિભક્તિ જ રાખીશું તો "લોકમાં બધું વ્યાપીને તે રહે છે." એમ અર્થ થશે. અને તેમ થતાં ક્ષેત્રજ્ઞ બધામાં તો રહેશે પણ લોકમાં નહીં રહે. કારણ કે લોકમાં જે છે તેમાં જ રહેવાનો ભગવાન્ ઉપદેશ કરે છે. પણ વિચાર કરીશું તો એમ જણાશે કે "લોકમાં જે કંઈ છે તેમાં લોકનો સમાવેશ પણ થઈ જ જાય છે. તેથી લોક અને લોકમાં રહેલી વસ્તુમાં તે વ્યાપક છે. પણ એમ નહિ માનવું જોઇએ કે **લોકમાં** કહેવામાં આવ્યું છે તેથી વસ્તુતઃ તે કોઇ પૃથક્ વસ્તુ છે. પૃથક્ વસ્તુ નથી. જે વસ્તુઓ છે તે જ સ્વયં લોક છે. જગત્ના વ્યવહારની ભાષામાં બોલનાર એથી **અલગ** કોઇ ભાષા વાપરી જ ન શકે. તેથી ભગવાને સાતમી વિભક્તિ વાપરી છે. ॥ ૧૩ ॥

પુનઃ ક્ષેત્રજ્ઞસ્વરૂપ–બ્રહ્મનું જ વર્ણન કરે છે:—

સર્વેન્દ્રિયગુણાભાસં સર્વેન્દ્રિયવિવર્જિતમ્ ।
અસક્તં સર્વભૃચ્ચૈવ નિર્ગુણં ગુણભોક્તૃ ચ ॥૧૪॥

પદચ્છેદ

**સર્વેન્દ્રિયગુણાભાસં સર્વેન્દ્રિયવિવર્જિતમ્ ।**
**અસક્તં સર્વભૃત્ ચ એવ નિર્ગુણં ગુણભોક્તૃ ચ॥૧૪॥**

**અર્થ—સર્વેન્દ્રિયવિવર્જિતમ્ ( અપિ )—** તે ક્ષેત્રજ્ઞને કોઇપણ ઇંદ્રિય નથી (છતાં). **'સર્વેન્દ્રિયગુણાભાસમ્**—સર્વ ઇન્દ્રિયોના વિષયોના—દર્શન—સ્પર્શન આદિ ધર્મોના તેને આભાસ હોય છે—જ્ઞાન

હોય છે. **ચ**–અને. **સર્વભૃત્**–પ્રતીયમાન–દૃશ્ય સર્વ જગતને તે જ ધારણ કરે છે (છતાં **અસક્તમ્**–સંગરહિત છે. **ચ**–અને. **ગુણભોક્તૃ**–સર્વગુણોના–સાત્ત્વિક, રાજસ, તામસાદિ પદાર્થોના તે ભોક્તારૂપે જણાય છે (છતાં). **નિર્ગુણમ્, એવ**–તે ગુણરહિત જ હોય છે. ॥૧૪॥

**સ્પષ્ટાર્થ**–તે ક્ષેત્રજ્ઞને ઇન્દ્રિયો નથી હોતી છતાં તેને ઇન્દ્રિયોના વિષયોનો પ્રકાશ થાય છે તે માયાજન્ય સકલપદાર્થોનું ધારણ કરે છે છતાં તે સંગરહિત જ રહે છે તે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોવાલા પદાર્થોનો ભોગ કરે છે છતાં નિર્ગુણ જ રહે છે. ॥ ૧૪ ॥

**ભાવાર્થ**—એ તો સમજાઈ જ ગયું છે જે આ બધું વર્ણન ક્ષેત્રજ્ઞના નામે થાય છે, પણ વસ્તુતઃ તે વર્ણન શુદ્ધ બ્રહ્મનું જ છે. કેમકે ક્ષેત્રજ્ઞ અને શુદ્ધબ્રહ્મ અભિન્ન વસ્તુ છે. જો એ બન્ને અભિન્ન ન હોય તો "**તથા વિદ્વાન્ પુણ્યપાપે નિર્ધૂય નિરઞ્જનઃ 'પરમં' સામ્યમુપૈતિ**" આ શ્રુતિમાં ક્ષેત્રજ્ઞ અને બ્રહ્મનું પરમસામ્ય વર્ણન કરવામાં ન આવત; કેમકે શ્રુતિએ જ તો કહ્યું છે કે '**ન તત્સમઃ**' બ્રહ્મસમાન કોઇ વસ્તુજ નથી. બ્રહ્મ સમાન કોઇ હોઇ શકતો નથી. ત્યારે આ શ્રુતિમાં પરમસામ્ય કહેવું તદ્દન અનુચિત જ ગણાય. પણ ઉપાધિયોને લઇને જ ક્ષેત્રજ્ઞતા આવી છે અને ઉપાધિયો દૂર થતાં ક્ષેત્રજ્ઞત્વ મટી જ જવાનું અને તે ને તે શુદ્ધરૂપ પ્રકટવાનું. એ દૃષ્ટિએ બન્નેને ભગવાન અહીં એકજરૂપે માને છે. "**ઇદં જ્ઞાનમુપાશ્રિત્ય મમ સાધર્મ્યમાગતાઃ**" આ ગીતા વચન વડે પણ સાધર્મ્ય પ્રાપ્તિનું પ્રતિપાદન અભેદવાદથી જ સંગત હોઈ શકે છે. તેથી આ પ્રકરણથી એ વસ્તુ ઘણી જ સ્પષ્ટ બને છે કે ભગવાન્ અહીં અભેદવાદી બન્યા છે.

એકને એક જ વસ્તુને **સર્વ–ઇંદ્રિય–વિવર્જિત** કહેવું અને **સર્વેન્દ્રિય–ગુણાભાસ** કહેવું બન્ને પરસ્પર વિરૂદ્ધ છે. તેમ જ

**ગુણભોક્તૃ** કહેવું અને **નિર્ગુણ** કહેવું એ પણ વિરુદ્ધ જ છે. એ કથન અવિરુદ્ધ ત્યારે જ અને જ્યારે કે તેને બે રૂપ આપી શકાય. એક રૂપથી જ તે આ પરસ્પર વિરોધી ધર્મોને ધારણ ન કરી શકે. તેથી ઉપાધિયુક્ત બ્રહ્મને ક્ષેત્રજ્ઞ કહે છે. નિરુપાધિકને શુદ્ધ બ્રહ્મ કહે છે. ઉપાધિવાળા ક્ષેત્રજ્ઞ અને શુદ્ધબ્રહ્મમાં તાત્ત્વિક ભેદ તો નથી જ, તેથી ઔપાધિક સ્વરૂપથી તે **સર્વેન્દ્રિય ગુણાભાસ સર્વભૃત્** અને **ગુણભોક્તૃ** છે અને નિરુપાધિક સ્વરૂપથી તે **સર્વેન્દ્રિયવિવર્જિત, અસંગ** અને નિર્ગુણ છે. એ માનવા સિવાય ગીતાના આ આખા પ્રકરણનું રહસ્ય અણઉકેલ જ રહી જાય છે.

**સર્વભૃત્** એટલે સર્વનું ધારણ અને પોષણ કરનાર. કોઇનું ધારણ કરતાં અને પોષણ કરતાં કોઇ પણ તેનામાં આસક્ત થયા વગર રહે નહિ. એ વસ્તુ આપણને પ્રત્યક્ષ જ છે. પણ બ્રહ્મ આ આવી અનેક ક્રિયાઓ કરતાં છતાં અસક્ત જ રહે છે. અને એ વિલક્ષણતા જાદુગરની પેઠે નથી પણ તે તો કેવળ એ જ દૃષ્ટિએ કે વસ્તુતઃ તે ક્રિયાઓ કરતો જ નથી. તે તો નિર્વ્યાપાર છે. છતાં જેમ સ્ફટિકમણિ નીરંગ હોવા છતાં જપાકુસુમના સાંનિધ્યથી રંગવાન્ પ્રતીત થાય છે તેમ તે અંતઃકરણાદિના સંનિધાનથી ક્રિયાવાન્ જેવો લાગે છે, ખરૂં જોતાં તો તે સદા નિષ્ક્રિય જ છે.

આ શ્લોકના ચતુર્થ ચરણમાં એક શંકાને અવકાશ છે. તે એવી રીતે. ત્યાં કહ્યું છે કે "**નિર્ગુણં ગુણભોક્તૃ ચ**" તે ગુણોનો ભોગ કરનાર છે છતાં નિર્ગુણ છે. ગુણભોક્તૃત્વ સાથે નિર્ગુણનો શો સંબંધ છે? અહીં તો એમ કહેવું જોઇએ કે તે ગુણોનો ભોક્તા હોવા છતાં "અભોક્તા" છે. એમ ન કહીને નિર્ગુણ છે એમ ભગવાને કહ્યું છે તેનું શું તાત્પર્ય ?

**સમાધાન.** ગુણવાન જ ગુણભોગમાં પ્રવૃત્ત થાય છે. જે ગુણોથી સર્વથા પૃથક્ હોય તે ગુણભોગમાં પ્રવૃત ન થાય. તેથી

**ગુણભોકતાનો પ્રતિભટ નિર્ગુણ જ હોય. એ દૃષ્ટિએ " અભોકતા " ન કહીને " નિર્ગુણ " એમ કહ્યું છે.**

અથવા ગુણભોકતા અભોકતા છે, એમ કહેવા કરતાં ગુણભોકતા નિર્ગુણ છે એમ કહેવું વધારે અનુકૂળ છે. કેમકે ગુણભોકતા ગુણોના બંધનમાં આવ્યા શિવાય રહે જ નહિ. તેથી તે ગુણભોકતા હોવા છતાં તેના પરિણામથી અસંગ જ રહે છે. એમ તાત્પર્ય સમજવું.

અથવા " નિર્ગુણ " અને " અભોકતા " એ બંને શબ્દો લગભગ એક જ અર્થનું પ્રતિપાદન કરે છે. કેમકે ગુણભોકતા અહિં અભોકતા જ રહે ત્યારે એનું તાત્પર્ય એ જ કે તે ગુણોના બંધનમાં આવી શકયો નથી. અને તે જ અર્થ નિર્ગુણ શબ્દથી પણ જણાય છે. માટે **નિર્ગુણ** કહેવામાં કોઈ ક્ષતિ નથી, કોઈ ન્યૂનતા નથી, ઉલટું વધારે અનુકૂળ છે.

અને ક્ષેત્રજ્ઞનું ગુણભોકતૃત્વ પણ સ્વતઃ નથી પણ અંતઃકરણનો ધર્મ તેનામાં ઉપચરિત છે. ॥૧૪॥

પુનઃ તે જ ક્ષેત્રજ્ઞને વર્ણવવા ભગવાન બોલે છે:—

બહિરન્તશ્ચ ભૂતાનામચરં ચરમેવ ચ ।
સૂક્ષ્મત્વાત્તદવિજ્ઞેયં દૂરસ્થં ચાન્તિકે ચ તત્ ॥૧૫॥

પદચ્છેદ

**બહિઃ અન્તઃ ચ ભૂતાનામ્ અચરં ચરમ્ એવ ચ ।**
**સૂક્ષ્મત્વાત્ તત્ અવિજ્ઞેયં દૂરસ્થં ચ અન્તિકે ચ તત્ ॥**

**અર્થ**—તત્—તે ક્ષેત્રજ્ઞ ( બ્રહ્મ ). **ભૂતાનામ્**—ભૌતિક પદાર્થોના. **બહિઃ**—બહિર્ભાગમાં. **ચ**—અને. **અન્તઃ**—અન્તર્ભાગમાં વ્યાપક થઈને રહેલા છે. અતએવ તે, **અચરમ્**—અચર (પણ છે.), **ચ**—અને. **ચરમ્**—ચર. **એવ**—પણ છે. **ચ**—અને. **તત્**—તે **દૂરસ્થમ્**—

દૂર પણ રહેલો છે. ચ–અને. અન્તિકે–પાસે પણ. સૂક્ષ્મત્વાત્–અત્યંત સૂક્ષ્મ હોવાથી. તત્–તે ક્ષેત્રજ્ઞ (બ્રહ્મ). **અવિજ્ઞેયમ્**–જાણવા યોગ્ય નથી હોતો ॥૧૫॥

**સ્પષ્ટાર્થ**–તે ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મ સર્વ ભૌતિક પદાર્થોની બહાર પણ છે અને ભીતર પણ છે. તે અચર પણ છે અને ચર પણ છે, તે દૂર પણ રહ્યો છે અને પાસે પણ છે, તે ઘણો સૂક્ષ્મ છે માટે જાણવામાં નથી આવતો. ॥૧૫॥

**ભાવાર્થ**–શ્રુતિમાં કહ્યું છે કે: "**તદન્તરસ્ય સર્વસ્ય તદુ સર્વસ્યાસ્ય બાહ્યત:**" એટલે તે બ્રહ્મ દરેક વસ્તુના અંતર્ભાગમાં પણ છે અને બાહ્ય ભાગમાં પણ છે. તે જ વસ્તુને આ ગીતા પણ કહે છે.

**ક્વ ગતં કેન વા નીતં કુત્ર લીનમિદં જગત્ ।**
**અધુનૈવ મયા દૃષ્ટં નાસ્તિ કિં મહદદ્ભુતમ્ ॥**

જો કે આ શ્રુતિને અનુસરીને વિચાર કરીએ તો જગત્ અવશ્ય જ કલ્પિત લાગે છે. કોઇ વસ્તુને હમણાંજ જોઈએ છીએ અને તે હમણાંજ સદાને માટે અદૃશ્ય થઈ જાય છે. આપણને આશ્ચર્ય તો થાય છે જ કે તે વસ્તુ કયાં ગઇ? કોણે લીધી? કયાં છુપાઈ ગઇ? અને જ્ઞાન થયા પછી–તત્વજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી આ જગત્ જોવામાં નથી આવતું ત્યારે પણ એમજ આશ્ચર્ય પૂર્વક તે જ્ઞાની મહાપુરુષ કહે છે કે જે જગત્ હમણાં જ જોવામાં આવતું હતું તે કયાં ભરાઈ ગયું? એવું આ જગત્ જો કે આવા વિચારોને સંમુખ રાખીને આપણે વિચાર કરીએ તો જગત્, જેવી કોઈ વસ્તુ જ જણાતી નથી. કેવળ ઝાંઝવાના નીરની પેઠે કોઇ અદૃશ્ય પણ અમેય શક્તિમાં આ આખું જગત્ જણાઇ રહ્યું છે. તેમ છતાં વ્યવહારપુરતું તો જગત્ છે જ. જો કે જગત્ની મીમાંસા અજ્ઞેય અને અતર્ક્ય બની ગઈ છે. વૈજ્ઞાનિકો જગતની શોધમાં

નીકળી પડયા છે. કંઈ ખાસ સમજાતું નથી. જેટલું તેઓ સમજે છે, પ્રજાને સમજાવવાનો પ્રયાસ કરે છે. છતાં જગત હજી અજ્ઞેય દશામાં જ પડયું છે. ન ગણી શકાય એટલાં વર્ષો વીતી ગયાં છે છતાં જગત પહેલાંની પેઠે જ આજે પણુ અજ્ઞેય જ રહ્યું છે. જગતની પૂર્ણ શોધ ન થઇ શકી ત્યારે વેદાંતિયોએ અનિર્વચનીય-વાદનો આશ્રય શોધ્યો. આખું જગત અનિર્વચનીય તેમની દૃષ્ટિએ બની ગયું. પણુ જગત ધીમે ધીમે નિર્વચનીય થતું જતું જણાય છે. છતાં મૂળ સ્થિતિનો પત્તો લાગશે કે કેમ આ અચોકકસ જ કહેવાય. જે હોય, એટલું તો બધાય માને છે કે સત્ય નહિ તો અસત્ય–વ્યવહારપૂરતું પણુ જગત છે ખરૂં. તે જ જગતને માટે કહેવામાં આવ્યું કે ક્ષેત્રજ્ઞ–બ્રહ્મ તે ભૌતિક પદાર્થોની અંદર અને બહાર ભરાઇ રહ્યું છે. અહીં જો કોઇ **ભૂતાનામ્ અન્તર્ બહિશ્ચ** એ જોઇને દ્વૈતકલ્પના કરવા ઇચ્છે તો કરી શકે છે,

તે બ્રહ્મ અચર–જડ પદાર્થોમાં પણુ છે તેથી તે **અચર** કહેવાય છે. તે ચર પદાર્થોમાં પણુ છે તેથી તે **ચર** કહેવાય છે. વસ્તુતઃ તે સર્વવ્યાપક હોવાથી ચર નથી. તે ચૈતન્ય હોવાથી અચર નથી. ચર–અચરની સ્થિતિની વાર્તા કોઇને ભેદવાદ તરફ દોરી શકે છે. પણુ મ્હેં તો ઘણી વાર કહ્યું છે કે ગીતાનો આદર્શ ભેદવાદ કે અભેદવાદ નથી. તેનો તો માનવજીવનને પૂર્ણતાએ લઇ જવું, એજ આદર્શ છે. એટલું તો સાચું જ છે કે ઉપનિષદોના અદ્વૈત તરફ વધારે ઝુકાવ છે.

અહીં કહ્યું છે કે "બ્રહ્મ સૂક્ષ્મ હોવાને લીધે અવિજ્ઞેય છે." એ બ્રહ્મ તો સદા સૂક્ષ્મ જ રહેવાનો, અને તેથી સદા અવિજ્ઞેય જ રહેવાનો. અને જો એમ જ હોય એટલે બ્રહ્મ અવિજ્ઞેય જ હોય તો શા માટે ભગવાને કહ્યું કે "**જ્ઞેયં યત્તત્પ્રવક્ષ્યામિ.**" (ગી૦ ૧૩. ૧૨) હું તને જ્ઞેય વસ્તુનો ઉપદેશ કરીશ ?

એનું સમાધાન. સૂક્ષ્મ હોવાથી બ્રહ્મને અવિજ્ઞેય કહેવાનું એ તાત્પર્ય છે કે તે સૂક્ષ્મ છે તેથી સ્થૂળ ભૌતિક ઇન્દ્રિયો વડે તે અજ્ઞેય છે. એ કહેવાનું કારણ એ ઉપસ્થિત થયું કે જ્યારે તે બ્રહ્મ ભૂતોના બહિર્ભાગમાં પણ અને અન્તર્ભાગમાં પણ રહેલો છે ત્યારે તેનું જ્ઞાન-દર્શન કેમ થતું નથી. જો કે એનું એમ પણ સમાધાન કરી શકાય છે કે એવો કોઇ નિયમ નથી કે જે વસ્તુ દશ્ય વસ્તુની અંદર કે બહાર કે સર્વત્ર રહે તે પ્રત્યક્ષ હોવી જ જોઇએ. આકાશ સર્વત્ર છે, સર્વની અંદર પણ છે અને બહાર પણ છે. છતાં તે દશ્ય નથી, અને એવા નિયમના અભાવે, સર્વપદાર્થવ્યાપી બ્રહ્મનું દર્શન કેમ થતું નથી. એ શંકા ન ઉઠાવી શકાય. છતાં એ સમાધાનને મુકીને ભગવાને એટલું જ કહ્યું કે તે ઘણો સૂક્ષ્મ છે અનએવ ઇન્દ્રિયાગ્રાહ્ય છે, તે ઇન્દ્રિયવડે ગ્રાહ્ય નથી, એટલું જ કહેવાનું ભગવાનનું તાત્પર્ય છે. પણ તે સર્વથા ગ્રાહ્ય જ નથી–જ્ઞેય જ નથી એ કહેવાનું તાત્પર્ય ન હોઇ શકે. કેમકે શ્રુતિ કહે છે કે "**બ્રહ્મવિદ્ બ્રહ્મૈવ ભવતિ.**" "**આત્મા વારે દ્રષ્ટવ્યઃ**". "**તસ્મિન્ દૃષ્ટે પરાવરે**" ઇત્યાદિ શ્રુતિઓમાં તેને વિજ્ઞેય બતાવવામાં આવ્યું છે. તેથી બ્રહ્મ સર્વથા અવિજ્ઞેય નથી.

અથવા "જ્ઞેય તત્ત્વનો હું તને ઉપદેશ કરું છું." એમ કહીને ક્ષેત્રજ્ઞને અવિજ્ઞેય બતાવવામાં ભગવાનનો એ પણ આશય છે કે બ્રહ્મ બાહ્યસાધનોથી "અવિજ્ઞેય" છે, એમ જાણવું, એ જ બ્રહ્મની જ્ઞેયતા. જે વસ્તુ જે રીતે હોય તે રીતે જ તેને જાણી શકાય છે. પરિણામતઃ બ્રહ્મને જાણી શકાય તેમ નથી કેમકે ત્રિવિધ પરિચ્છેદ એટલે દેશકૃત, કાલકૃત અને વસ્તુકૃત આ ત્રણે પરિચ્છેદોથી રહિત છે, અને અનંત છે. અનંતને અનંત જાણવું એ જ જ્ઞાન છે. એવી રીતે તે બ્રહ્મ બાહ્યસાધનોનો વિષય નથી એમ જાણવું જ બ્રહ્મને જાણવું છે.

જે વસ્તુ કોઇ પણ રીતે જ્ઞાનનો વિષય ન હોય તેને **દૂરસ્થ** કહેવામાં આવે છે તેથી અહીં આ શંકા ન હોઇ શકે કે જ્યારે બ્રહ્મ દેશકૃત કે કાલકૃત પરિચ્છેદથી રહિત છે તો તેને **દૂરસ્થ** કેમ કહેવાય? વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન) અને મુમુક્ષુતા કોઇને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તે બ્રહ્મ કોઇથી પણ અપ્રાપ્ય જ ગણાય. અને તેથી તે દૂરસ્થ પણ કહેવાય. મિથ્યાવાદી, ચોર, વિષય લમ્પટ, વ્યભિચારી, અભિમાની, દંભી, પરનિન્દક, રાગી, દ્વેષી, અજિતેન્દ્રિય, ધનદાસ, મૂર્ખ, પેટને માટે ભેખધારી કહેવાતા સાધુઓ, ભેદભાવને જ ધ્યેય બનાવીને બ્રહ્મદૃષ્ટિ-શૂન્ય પશુકલ્પો, એ બધા બ્રહ્મને ન પામી શકે. બ્રહ્મ એવાથી સદા અપ્રાપ્ય હોવાથી દૂરસ્થ જ કહેવાય.

અને અપરોક્ષજ્ઞાની, કામ ક્રોધાદિ સર્વ આસુર વિકારોથી નિવૃત્ત થએલો મહાપુરુષ તે બ્રહ્મને હસ્તામલકવત્ જાણે છે. તેથી તેને માટે તે "અન્તિકે" પાસે જ છે. ॥૧૫॥

પુનઃ ક્ષેત્રજ્ઞને જ વર્ણવે છેઃ—

અવિભક્તં ચ ભૂતેષુ વિભક્તમિવ ચ સ્થિતમ્ ।
ભૂતભર્તૃ ચ તજ્જ્ઞેયં ગ્રસિષ્ણુ પ્રભવિષ્ણુ ચ ॥૧૬॥

પદચ્છેદ

**અવિભક્તં ચ ભૂતેષુ વિભક્તમ્ ઇવ ચ સ્થિતમ્ ।**
**ભૂતભર્તૃ ચ તત્ જ્ઞેયં ગ્રસિષ્ણુ પ્રભવિષ્ણુ ચ ॥૧૬॥**

**અર્થ—તત્**—તે. **જ્ઞેયમ્**—જાણવા યોગ્ય બ્રહ્મ (ક્ષેત્રજ્ઞ). (**ભૂતેભ્યઃ**—સર્વ ભૌતિક પદાર્થોથી). **અવિભક્તમ્**—પૃથક્ નથી છતાં. **ચ**—પણ. **ભૂતેષુ**—ભૌતિક પદાર્થોમાં. **વિભક્તમ્ ઇવ**—વિભક્ત રહેલાની પેઠે **સ્થિતમ્**—સ્થિત છે. **ચ**—અને. **તત્**—તે. **ભૂતભર્તૃ**—

ભૂતોનું પાલન કરનાર છે. **ગ્રસિષ્ણુ**–તે જ ભૂતોને ખાઈ જનાર. એટલે સંહાર કરનાર છે. **ચ**–અને. **પ્રભવિષ્ણુ**–તે જ ભૂતોને પ્રકટાવનાર પણ છે. ॥૧૬॥

**સ્પષ્ટાર્થ**–તે ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મ સર્વવ્યાપક હોવાને લીધે તેમજ સર્વ જગત્ તે જ હોવાને લીધે જો કે જગત્‌થી–ભૂતોથી પૃથક્ નથી, છતાં તે ભૂતોમાં–તે જગત્‌માં વિભક્તની પેઠે રહેલો છે. તે જ જ્ઞેય ક્ષેત્રજ્ઞ ભૂતોનું પાલન કરનાર છે. તે જ ખાઈ જનાર છે અને તે જ ઉત્પન્ન કરનાર છે. ॥૧૬॥

**ભાવાર્થ**–વિશિષ્ટાદ્વૈતવાદિયો માને છે કે યદ્યપિ બ્રહ્મ અને જીવ સ્વાભાવિક રીતે જ પૃથક્ છે. મોક્ષમાં પણ જીવનું આ પાર્થક્ય જીવતું રહે છે. છતાં **અપૃથક્‌સિદ્ધિ સંબંધને** લીધે તે જીવ, જડજગત્, કોઈથી પણ, અલગ નથી હોતો. અદ્વૈતવાદિયો માને છે કે આખું જગત્ બ્રહ્મનું જ વિવર્ત છે, તેથી તે બ્રહ્મથી ભિન્ન હોઈ શકે જ નહિ. બહુ સંભવ છે કે ભગવાનઉપર ઉપનિષદોના પ્રતિપાદ્ય અદ્વૈતની છાપ પડી હોય અને તેથી તેઓ અદ્વૈત–અભેદને જ સ્વીકારતા હોય. કેમકે **વિભક્તમિવ "વિભક્તની પેઠે સ્થિત છે"** એમ કહેવાથી જણાય છે કે વસ્તુતઃ તો બ્રહ્મ વિભક્ત નથી છતાં વિભક્તની પેઠે છે. જે કોઈ વસ્તુ તે ન હોય પણ તેની પેઠે ભાસતી હોય ત્યારે ઇવ–પેઠે–નો પ્રયોગ થાય છે. જેમકે તે રાજા જેવો છે. જે રાજા ન હોય તેને જ રાજા જેવો કહેવામાં આવે છે. અહીં પણ વસ્તુતઃ બ્રહ્મ વિભક્ત નથી તેથી તેને જગત્‌માં વિભક્તની પેઠે રહેલો બતાવવામાં આવ્યો છે. જો કે અપૃથક્–સિદ્ધિ સંબંધને લીધે પણ બ્રહ્મ અવિભક્ત થઈ શકે છે. પણ તે તો ઔપાધિક અવિભક્તતા થઈ. નિરુપાધિક તો વિભક્તતા જ અભિમત છે. કેમકે જીવને કોઈ કાળે બ્રહ્મ માની શકવાને માટે વિશિષ્ટાદ્વૈતવાદ સમર્થ નથી. જો તે અભેદ, અવિભક્તતા

આદિ માનશે તો પણ શરીર શરીરિભાવદ્વારા અથવા તો વિશેષ્ય-વિશેષણભાવદ્વારાજ. તેથી તે મતમાં અહીં "વિભકતમ્-ઇવ" નો બહુ સારો મેળ નથી. અદ્વૈતવાદની રીતિએ તેનું સામઞ્જસ્ય બહુ સ્પષ્ટરૂપે થાય છે.

અહીં એક શંકા છે. ભગવાને કહ્યું છે જે "**નત્વહં તેષુ તે મયિ**" એટલે હું **જગત્માં** નથી, જગત્ મારામાં છે. એમ છે તો અહીં ભગવાન્ કેમ કહે છે કે બ્રહ્મ **જગત્માં** અવિભક્ત રૂપે રહેલો છે?

**સમાધાન.** ત્યાં એ તાત્પર્ય છે કે બ્રહ્મ નિરાધાર છે. તેને રહેવા માટે કોઇ આધારની આવશ્યકતા નથી અને જગત્ નિરાધાર ન રહી શકે. તેથી તેનો આધાર બ્રહ્મ શિવાય બીજું કંઇ પણ ન હોઇ શકે.

કદાચ "**નત્વહં તેષુ તે મયિ**" કહેવાથી એ પણ ભગવાનને ઇષ્ટ હોય કે જગત્ મિથ્યા છે. કલ્પિત છે, પ્રાતિભાસિક છે. કલ્પિત પદાર્થનું અધિષ્ઠાન બ્રહ્માતિરિક્ત બીજુ કંઇ હોઇ શકે નહિ. અને બ્રહ્મ કલ્પિત નથી તેથી તેનું અધિષ્ઠાન શોધવાની આવશ્યકતા ન જ હોય. તેથી કહેવામાં આવ્યું કે **નત્વહં તેષુ** હું તેઓમાં—જાગતિક પદાર્થોમાં કલ્પિત નથી અને તે **મયિ** તેઓ—જાગતિક પદાર્થો મારામાં કલ્પિત છે. જો એ તાત્પર્ય ભગવાનનું હોય તો "**તત્સૃષ્ટ્વા તદેવાનુપ્રાવિશત્** આ શ્રુતિનું પણ રહસ્ય સમજી શકાય છે. આ શ્રુતિ કહે છે કે **બ્રહ્મ જગત્‌ને બનાવીને તેની અંદર પ્રવેશ કરી ગયો.** તેની અંદર પ્રવેશ કરવો એટલે તેનામાં રહેવું. શ્રુતિ પ્રમાણે જ્યારે જગત બ્રહ્મનું પ્રવેશસ્થાન છે ત્યારે ભગવાન કૃષ્ણ કેમ કહે છે કે "**નત્વહં તેષુ તે મયિ**"? પણ જો એમ માનીએ કે કલ્પિત જગતનું અધિષ્ઠાન હું છું અને તે મારું અધિષ્ઠાન નથી કેમકે હું કલ્પિત નથી, તો આ શ્રુતિ સ્પષ્ટ થઇ જાય છે.

ઉપનિષત્ કાલમાં વિષ્ણુ નામથી બ્રહ્મની ઉપાસના શોધાએલી ન હતી, નારાયણાદિ બીજાં નામોથી પણ ઉપાસના અપ્રચલિત હતી. તેથી જુનામાં જુની જે ૧૦ ઉપનિષદો– ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાન્દોગ્ય, બૃહદારણ્યક–તેમાં વિષ્ણુ, વાસુદેવ, નારાયણ આદિની ઉપાસનાનો ઉપદેશ મળતો નથી. ગીતાકાળમાં વિષ્ણુ અને નારાયણાદિ દેવાધિદેવરૂપે પ્રખ્યાત થયેલા જણાતા નથી, કેમકે ગીતાકાળમાં અર્જુન શિવાય કોઇને જ્ઞાન થયું નથી કે શ્રીકૃષ્ણ પોતે પરમાત્મા છે. તેથી તેમની ઉપાસના તે કાળે પ્રચલિત ન હતી. કૃષ્ણ–પ્રતિમાધિષ્ઠિત કોઇ મંદિરનો ઉલ્લેખ હજી જણાયો નથી. તેથી ભગવાનના સમયમાં ભગવાનને પૂજનાર બહુ ઓછા હતા. છતાં મહાભારતયુદ્ધે તેમને જગતમાં એક મહોચ્ચસ્થાન આપી દીધું. અને તેમની સાથે તેમના વંશધરો પણ ધીમે ધીમે ભગવત્કોટિમાં આવ્યા અને તેમની પૂજાનો આરંભ થયો

ભગવાન કૃષ્ણની પૂજાનો આરંભ તેમના કાળમાં જ થયો પણ અવતાર તરીકે નહિ, મહાન યોગેશ્વર તરીકે. અને તે પોતાના નામે, પોતાના વંશના નામેજ તે વખતે પુજાતા હતા. વિષ્ણુ આદિના નામોથી તેમની પૂજા થતી હશે, અવતાર કે અવતારી મનાતા હશે, તેને માટે ઐતિહાસિક પુરાવો નથી. મહાભારતના શાંતિપર્વમાં ૩૪૧ અધ્યાયમાં આવેલા થોડા આ શ્લોકો વિચારવા જેવા છે–

**નરાણામયનં ખ્યાનમહમેકઃ સનાતનઃ ।**
**આપો નારા ઇતિ પ્રોક્ત આપો વૈ નરસૂનવઃ ॥**
**અયનં મમ તત્પૂર્વમતો નારાયણોહ્યહમ્ ॥૩૯॥**

**છાદયામિ જગદ્વિશ્વં ભૂત્વા સૂર્ય ઇવાંશુભિ ।**
**સર્વભૂતાધિવાસશ્ચ વાસુદેવસ્તતો હ્યહમ્ ॥૪૦॥**

**ગતિશ્ચ સર્વભૂતાનાં પ્રજનશ્ચાપિ ભારત ।**
**વ્યાપ્તા મે રોદસી પાર્થ કાન્તિશ્ચાભ્યધિકા મમ ॥૪૨॥**

**અધિભૂતાનિ ચાન્તેષુ તદ્વિદ્ધિશ્ચાસ્મિ ભારત।**
**ક્રમણાચ્ચાપ્યહં પાર્થ વિષ્ણુરિત્યભિસંજ્ઞિતઃ ॥૪૨॥**

**દમાત્ સિદ્ધિં પરીપ્સન્તો માં જનાઃ કામયન્તિ હ।**
**દિવં ચોર્વીં ચ મધ્યં ચ તસ્માદ્દામોદરો હ્યહમ્ ॥૪૩॥**

**પૃશ્નિરિત્યુચ્યતે ચાન્નં વેદા આપોઽમૃતસ્તથા।**
**મમૈતાનિ સદા ગર્ભે પૃશ્નિગર્ભસ્તતો હ્યહમ્ ॥૪૪**

**સૂર્યસ્ય તપતો લોકાનગ્નિઃ સોમસ્ય ચાચ્યુત।**
**અંશવો યત્પ્રકાશન્તે મમ તે કેશસંજ્ઞિતાઃ।**
**સર્વજ્ઞાઃ કેશવં તસ્માત્ મામાહુર્દ્વિજસત્તમ ॥૪૫॥**

ભગવાન્ કૃષ્ણ પોતે પોતાના થોડાક નામોની વ્યાખ્યા કરે છે. તેઓ પોતાને નારાયણ કહે છે. કેમકે સમસ્ત માનવોનું તે જ એક માત્ર સ્થાન છે. આ શ્લોકમાં **નરાણામ્ અયનમ્** એમ કહેવાથી એ સ્પષ્ટ થતું જણાય છે કે તેઓ પોતાના સમયમાં ઈશ્વર મનાતા ન હતા. કેવળ મનુષ્યો તેમને એક મહાવીર અને મહાન્ યોગેશ્વર રૂપે માનતા હતા. જો એમ ન હોત તો **નરાણામયનં** ને બદલે **ભૂતાનામયનમ્** કહ્યું હોત. કેમકે ઈશ્વર કંઈ મનુષ્યોનું જ નિવાસ સ્થાન નથી પણ પ્રાણિમાત્ર અને વસ્તુમાત્રનું છે. પરંતુ જળવાચક **નાર** શબ્દની સાથે **અયનમ્** જોડવાથી તૈયાર થયેલો **નારાયણ** શબ્દ કયો તાત્ત્વિક અર્થ કહેવા માટે આવ્યો છે તે સ્પષ્ટ ન કહી શકાય.

તેઓ પોતાને **વાસુદેવ** બતાવે છે કેમકે જેમ સૂર્ય પોતાના કિરણોવડે જગતને ઢાંકે છે તેમ તેઓ પણ જગતને આચ્છાદન કરે છે અને સર્વભૂતોને આશ્રય આપે છે.

તેઓ પોતાને વિષ્ણુ બતાવે છે કેમકે તેજ સર્વ ભૂતોની ગતિ છે, તેજ બધાનો ઉત્પાદક છે, તેનાથી આકાશ અને ભૂલોક વ્યાપ્ત છે. તેની કાંતિ પણ બધા કરતાં વધારે છે. અંત સમયે મનુષ્યો

તેની જ ઇચ્છા રાખે છે અને આ સમસ્ત જગતમાં તેમનું ક્રમણ છે એટલે વ્યાપ્તિ અથવા પ્રવેશ છે.

ભગવાન્ પોતાને દામોદર બતાવે છે કેમકે **દમ** વડે-ઇન્દ્રિયોના વિજય વડે સિદ્ધિને ઇચ્છતા લોકો તેમને જ ઇચ્છે છે. તેમજ ઘુલોક, ભૂલોક અને મધ્યલોકની ઇચ્છાવાળાઓ પણ તેમને જ ઇચ્છે છે. અહીં એટલું સ્મરણ રાખવાનું કે **દામ ઉદરે યસ્ય સ દામોદરઃ**-પેટમાં યશોદાએ દોરડી બાંધી તેથી તે દામોદર કહેવાય છે, એ અર્થ મહાભારતકાલીન નથી. કેમકે ભગવાને પોતે શ્રીમુખથી જ દામોદર શબ્દની વ્યાખ્યા કરી છે. ભગવાનના કથનપ્રમાણે તો દામોદર શબ્દની આ વ્યાખ્યા છે **દમનં દમઃ, દમ એવ દામઃ, દામેન ઉદ્ગચ્છન્તિ અધિકં પ્રાપ્નુવન્તિ મોક્ષાદિસાધનં યસ્માત્ ઇતિ દામોદરઃ**" દામ શબ્દનો અર્થ છે દમ. દામવડે એટલે દમવડે (ઇન્દ્રિયોને જીતવાવડે) જેની પાસેથી અધિકરૂપમાં મોક્ષનું સાધન પ્રાપ્ત થાય તે દામોદર કહેવાય, અથવા **દામેન ઉદ્ગચ્છતીતિ દામોદરઃ**-દમવડે જે ઉપર ચઢે-પ્રસિદ્ધિ પામે તે દામોદર.

ભગવાન્ પોતાને **પૃશ્નિગર્ભ** પણ બતાવે છે. **પૃશ્નિ** એટલે અન્ન, વેદ, જળ, અમૃત, એ બધું જેના ગર્ભમાં રહે તે પૃશ્નિગર્ભ કહેવાય.

ભગવાન્ પોતાને **કેશવ** બતાવે છે, કેમકે સૂર્ય-ચંદ્રાદિના જે કિરણો પ્રકાશે છે તેમનું નામ કેશ. અને તે કિરણરૂપ કેશ ભગવાનને છે માટે ભગવાન્ કેશવ કહેવાય છે.

અહીંથી એમ જણાશે કે ભગવાન્ મહાભારતકાળમાં પોતાને વિષ્ણુ બતાવે છે તે તો એ દૃષ્ટિએ કે **વિશન્તિ ગચ્છન્તિ લોકા અસ્મિન્** અથવા **વિશન્તિ પ્રકાશન્તે લોકા યસ્માત્,** અથવા **વેવેષ્ટિ સર્વં જગત્** અથવા **વિશતિ સર્વં જગત્**

**યસ્મિન્ અથવા વિશેષેણ સ્નૌતિ પ્રસ્રવતિ મોક્ષાદિકમ્,** "એટલે જગત્ જેની અંદર લીન થાય તે વિષ્ણુ, અથવા જેનાથી લોકો પ્રકાશિત થાય તે વિષ્ણુ, અથવા જે સર્વ જગત્માં વ્યાપક થઇને રહે તે વિષ્ણુ, અથવા જેની અંદર સર્વ જગત્ પ્રવેશ કરીને રહે તે વિષ્ણુ, અથવા જે મોક્ષાદિ આપે તે વિષ્ણુ, એ નામો જે જે અર્થોને સમક્ષ રાખીને યોજાયાં છે તે સાક્ષી પુરે છે કે **રમાનાથ વિષ્ણુ**ની ઉપાસના તે વખતે ચાલતી ન હતી અને એ નામના દેવની પ્રસિદ્ધિ પણ ન હતી. એમ હોવા છતાં બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર આ ત્રણ દેવોની કલ્પના તો અસ્તિત્વમાં હતી જ. એ કલ્પનાને લક્ષમાં રાખીને ભગવાન્ કહે છે કે તે બ્રહ્મ **ભૂતભર્તૃ** છે. ભૂતભર્તૃ એટલે પ્રાણિઓની રક્ષા કરનાર એટલે **વિષ્ણુ**. અને એ જ કલ્પનાને સામે રાખીને **ગ્રસિષ્ણુ** અને **પ્રભવિષ્ણુ** બ્રહ્મને કહેવામાં આવ્યું છે. **ગ્રસિષ્ણુ** એટલે બધું ખાઈ જનાર. પ્રલય કરનારથી તાત્પર્ય છે, એટલે રુદ્ર. અને **પ્રભવિષ્ણુ** એટલે ઉત્પત્તિ કરનાર એટલે બ્રહ્મા.

જો કે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર નામના એ કોઈ પૃથક્ દેવો નથી. પણ ઈશ્વર જે શક્તિ અને સંકલ્પને સ્વીકારીને જગત્ બનાવે છે તે શક્તિ અને સંકલ્પનું જ નામ **બ્રહ્મા** છે. તેમજ જે શક્તિ અને સંકલ્પ વડે તે જગત્ની રક્ષા કરે છે તે શક્તિ અને સંકલ્પનું નામ વિષ્ણુ છે. અને જે શક્તિ અને સંકલ્પને સ્વીકારીને તે જગતનો સંહાર કરે છે તે શક્તિ અને સંકલ્પનું નામ રુદ્ર છે. એ બધું કહેવાનું તાત્પર્ય એટલું જ કે તે ક્ષેત્રજ્ઞ જ જગતને રચે છે, રક્ષે છે અને સંહરે છે, અને એનાથી એમ પણ સિદ્ધ થાય છે કે અહીં ભગવાન ક્ષેત્રજ્ઞ અને બ્રહ્મમાં કોઈ પ્રકારનો ભેદ સમજતા નથી. કેમકે **જગદ્વ્યાપારવર્જમ્** (બ્રહ્મસૂ૦ ૪, ૪, ૧૭) આ સૂત્રવડે કોઇ પણ જીવને જગદ્-વ્યાપાર કરવાની શક્તિપ્રાપ્તિનો નિષેધ કરવામાં આવ્યો છે.

ઉપનિષદોમાં "**યતો વા ઈમાનિ ભૂતાનિ જાયન્તે**" કહ્યું છે તેને જ લક્ષમાં રાખીને અહીં ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મને બ્રહ્મ કહેવામાં આવ્યું છે. "**યેન જાતાનિ જીવન્તિ**" અથવા "**વ્યકતાવ્યકતમ્ ભરતે વિશ્વમીશઃ**" આ શ્રુતિઓને લક્ષમાં રાખીને ક્ષેત્રજ્ઞને વિષ્ણુ કહેવામાં આવ્યું છે. અને "**યત્પ્રયન્તિ યત્સંવિશન્તિ**" "**પરેઽવ્યયે સર્વ એકીભવન્તિ**" "**સર્વે વેદા યત્રૈકં ભવન્તિ**" આ શ્રુતિઓને લક્ષમાં રાખીને ક્ષેત્રજ્ઞને રુદ્ર-ગ્રસિષ્ણુ કહેવામાં આવ્યું છે, અલમતિ વિસ્તરેણ. ॥ ૧૬ ॥

પુનઃ ક્ષેત્રજ્ઞ સ્વરૂપને જ વર્ણવે છેઃ-

જ્યોતિષામપિ તજ્જ્યોતિસ્તમસઃ પરમુચ્યતે ।
જ્ઞાનં જ્ઞેયં જ્ઞાનગમ્યં હૃદિ સર્વસ્ય વિષ્ઠિતમ્ ॥૧૭॥

પદચ્છેદ

**જ્યોતિષામ અપિ તત જ્યોતિઃ તમસઃ પરમ ઉચ્યતે ।**
**જ્ઞાનં જ્ઞેયં જ્ઞાનગમ્યં હૃદિ સર્વસ્ય વિષ્ઠિતમ ॥૧૭॥**

**અર્થ**-**તત્**-તે ક્ષેત્રજ્ઞ. **જ્યોતિષામ્**-પ્રકાશક પદાર્થોના. **અપિ**-પણ. **જ્યોતિઃ**-પ્રકાશક છે. **તમસઃ**-અવિદ્યારૂપ અંધકારથી. **પરમ્** સર્વથા પૃથક. **ઉચ્યતે**-કહેવાય છે. **જ્ઞાનમ્**-તે જ્ઞાન છે એટલે જ્ઞાનસ્વરૂપ છે. **જ્ઞેયમ્**-તે જ્ઞેય છે. **જ્ઞાનગમ્યમ્**-તે જ્ઞાનવડે જ પ્રાપ્ત કરવા યોગ્ય છે. **સર્વસ્ય**-સર્વના. **હૃદિ**-હૃદયમાં. **વિષ્ઠિતમ્**-અંતર્યામી સ્વરૂપે નિવાસ કરી રહ્યો છે. ॥ ૧૭॥

**સ્પષ્ટાર્થ**- તે ક્ષેત્રજ્ઞ પ્રકાશકપદાર્થ સૂર્યાદિના પણ પ્રકાશક છે. તે અવિદ્યારૂપ અંધકારથી પર છે. તે જ્ઞાનસ્વરૂપ છે. તે જ્ઞેય છે

**અને જ્ઞાનવડે જ તે મેળવવા યોગ્ય છે. અને તે સર્વના હૃદયમાં અંતર્યામી થઇને વિરાજમાન છે. ॥૧૭॥**

**ભાવાર્થ**–સામાન્યરીતે જ્યોતિષ્ શબ્દનો અર્થ નક્ષત્ર થાય છે. પણ એનો અર્થ **પ્રકાશ આપનાર પદાર્થ**, એવો પણ થાય છે. અને એ જ અર્થનો અહીં ઉપયોગ થયો છે. સૂર્ય, ચંદ્ર, અગ્નિ, આદિ તૈજસ પદાર્થો પ્રત્યેક પદાર્થના પ્રકાશકો છે. ઇંદ્રિયવાનને પણ પ્રકાશના અભાવે પદાર્થજ્ઞાન હોતું નથી, તેથી સૂર્યાદિ પ્રકાશક પદાર્થો છે અને ક્ષેત્રજ્ઞ તેમનો પણ પ્રકાશક છે. **"તસ્ય ભાસા સર્વમિદં વિભાતિ" "નાદિત્યસ્તપતિ તેજસા ભ્રાજસા ચ"** આ શ્રુતિયોના આશયને લઇને જ ભગવાન્ અહીં ક્ષેત્રજ્ઞને સર્વના પ્રકાશકરૂપે વર્ણવે છે.

શ્રુતિમાં આત્માને **"તમસઃ પરસ્તાત્"** એટલે તમસ્‌થી પર કહ્યો છે. તે પ્રમાણે અહીં ભગવાને પણ કહ્યું છે કે **"તમસઃ પરમુચ્યતે"** તે ક્ષેત્રજ્ઞ **તમસ્**થી પર **કહેવાય** છે. અહીં **ઉચ્યતે**–કહેવાય છે, એ પદ વિચારવા યોગ્ય છે. "તે અજ્ઞાનથી પર કહેવાય છે" એમ કહેવામાં ભગવાનનો કયો આશય હશે તે તો તેઓ પોતે જ જાણતા હશે. આપણને જાણવાનો જ્યાં સુધી અધિકાર પ્રાપ્ત છે ત્યાંસુધી જાણવાનો પ્રયત્ન કરીશું. એ સ્થળે એમ કહેવું વધારે ઉચિત હતું જે **"તે અવિદ્યાથી પર છે."** "અવિદ્યાથી પર કહેવાય છે" એમ કહેવું સમીચીન નથી. પણ "સ્થિતસ્ય ગતિશ્ચિન્તનીયા" આ ન્યાયપ્રમાણે એનો આશય શોધી કાઢવો જોઇએ.

**"કહેવાય છે."** એ ક્રિયા ત્યાં વપરાય છે જ્યાં પૂર્ણરૂપે કોઇ વસ્તુ ઉપર ભાર ન આપી શકાય. એટલે જ્યાં કંઇક સંદેહ રહેતો હોય ત્યાંજ આવો પ્રયોગ થાય છે. બ્રહ્મ અવિદ્યાથી પર છે એમાં તો કોઈ રીતે સંદેહ નથી. છતાં અહીં **"કહેવાય છે"**

એમ પ્રયોગ કરવામાં આવ્યો છે. તેનું તાત્પર્ય એ છે કે બ્રહ્મ સદા અવિદ્યાલેશશૂન્ય છે. કેમકે "**સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ**" આદિ શ્રુતિયો તેને જ્ઞાનસ્વરૂપ વર્ણવે છે. જે જ્ઞાનસ્વરૂપ હોય તેનામાં અજ્ઞાનનો લેશ પણ ન હોવો જોઇએ. તેથી બ્રહ્મ તો સદા જ અવિદ્યાથી શૂન્ય છે. પણ અનાદિકાળની માયાને લીધે તે બ્રહ્મઅવિદ્યાગ્રસ્ત જેવો જણાય છે. જો કે તે અવિદ્યાગ્રસ્ત તો નથી જ છતાં તેવો તેમ જણાય છે. હું સુખી છું, કે દુ:ખી છું, આ બધી પ્રતીતિ અવિદ્યાને લીધે જ થયા કરે છે. હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, ઇત્યાદિ પ્રતીતિ પણ અવિદ્યાને લીધે જ થાય છે. હું બ્રહ્મચારી છું, હું ગૃહસ્થ છું, હું સંન્યાસી છું, એ પ્રતીતિ પણ અવિદ્યાથી થાય છે અને તેથી તે અવિદ્યાવાનની પેઠે જણાય છે. પરંતુ તે સર્વદા અવિદ્યાવિનિર્મુક્ત છે. તેને કોઈ પણ કાલે **તમસ્**નું બંધન નથી પણ લોકદૃષ્ટિએ ઉપર્યુક્ત પ્રમાણે બ્રહ્મામાં પણ અવિદ્યા જણાય છે. જો કે તે ભ્રાંતિથી જ જણાય છે, પણ જણાય છે ખરી. લોકોના સંસ્કારને અનુસરીને જ ભગવાન્ કહે છે કે તે તમસ્થી પર કહેવાય છે એટલે તેનો તમસ્ સાથે સંબંધ હોય તો જ કહી શકાય કે તે તમસ્થી પર છે. પણ તેવું નથી. તે તો "**અસંગો હ્યયં પુરુષ:**" આ શ્રુતિ પ્રમાણે તદ્દન અસંગ છે. ગીતામાં પણ પાછળ એમ જ કહેવાયું છે. જે વસ્તુનો તમસ્ સાથે જરા પણ સંબંધ નથી તેને કહેવું કે તે તમસ્થી પર છે, એ અયુક્ત જ ગણાય. પણ લોકોની દૃષ્ટિમાં તે તમોઽધીન કહેવાય છે માટે લોકોની જ દૃષ્ટિમાં તે તમસ્થી પર પણ કહેવાય છે તમોઽધીનતા પણ કલ્પિત જ છે અને તમ:પરત્વ પણ કલ્પિત જ છે. કલ્પિત તમોઽધીતાને લઇને કલ્પિત તમ:પૃથક્ત્વને સમજાવવા માટે અહીં "**ઉચ્યતે**" "કહેવાય" છે એ ક્રિયાનો ઉપયોગ થયો છે.

ક્ષેત્રજ્ઞને પ્રકાશકનો પણ પ્રકાશક કહેવાથી અતિશય સ્પષ્ટ થાય છે કે ભગવાન્ કૃષ્ણ ક્ષેત્રજ્ઞ અને બ્રહ્મામાં જરાપણ ભેદ માનતા

નથી. પાછળ પણ આપણે જોઇ આવ્યા છીએ કે આ અધ્યાયમાં અસંદિગ્ધરૂપે ભગવાન્ જીવ-બ્રહ્મની એકતાને જ સ્વીકારી રહ્યા છે. **સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ** આ શ્રુતિને સહારે ભગવાન્ બ્રહ્મને **જ્ઞાન** કહે છે. જ્ઞાન એટલે જ્ઞાનસ્વરૂપ **"તમેવ વિદિત્વાતિમૃત્યુમેતિ" "અણુરેષ આત્મા વેદિતવ્યઃ"** આત્માને **જાણીને** જ જન્મ મરણનું બંધન કપાય છે. આત્મા જે કે પરમ સૂક્ષ્મ છે—પરમ ગહન છે તેને જાણવો જોઇએ, આવી શ્રુતિઓને અનુસરીને બ્રહ્મને **જ્ઞેય** કહ્યું છે.

અને પાછળ **"અમાનિત્વમદમ્ભિત્વ."** આદિ શ્લોકો વડે જે ક્ષેત્રજ્ઞજ્ઞાનના સાધનો વર્ણવ્યાં છે અને જેને જ્ઞાનશબ્દથી કહેવામાં આવ્યું છે તે જ અમાનિત્વાદિ સાધનો વડે તે ગમ્ય છે, જાણવા યોગ્ય છે. **જ્ઞાનગમ્યમ્** કહેવાથી અમાનિત્વાદિ સાધનો ઉપર ભગવાન્ ભારે ભાર મૂકતા જણાય છે. ભગવાનની દૃષ્ટિમાં તે અમાનિત્વાદિ સાધનોમાં આત્મજ્ઞાનવિકાસનાં તત્ત્વો સમાયેલાં છે. તેથી તેના ફરીથી સ્મરણ કરાવવા અને તે સાધનોને અવશ્ય આચરણમાં લાવવા આગ્રહ રાખવા માટે જ **જ્ઞાનગમ્યમ્**નું ઉચ્ચારણ કરવામાં આવ્યું છે.

અહીં આ શ્લોકનું છેલ્લું પદ **"વિષ્ઠિતમ્"** છે. પણ કેટલાક પુસ્તકોમાં "ધિષ્ઠિતમ્" પણ પાઠ છે. અર્થ બન્નેનો લગભગ સરખો જ છે—તાત્પર્ય પણ સરખું જ છે. પણ **ધિષ્ઠિતમ્**ની અપેક્ષા **"વિષ્ઠિતમ્"** વધારે સંસ્કારી પદ છે તેથી મ્હેં **"વિષ્ઠિતમ્"** રાખ્યું છે. ॥૧૭॥

જ્ઞેય પ્રકરણનો ઉપસંહાર કરતાં ભગવાન્ બોલે છેઃ—

**ઇતિ ક્ષેત્રં તથા જ્ઞાનં જ્ઞેયં ચોક્તં સમાસતઃ ।**
**મદ્‌ભક્ત એતદ્વિજ્ઞાય મદ્‌ભાવાયોપપદ્યતે ॥૧૮॥**

પદચ્છેદ

**ઇતિ ક્ષેત્રં તથા જ્ઞાનં જ્ઞેયં ચ ઉક્તં સમાસતઃ ।**
**મદ્‌ભક્તઃ એતદ્ વિજ્ઞાય મદ્‌ભાવાય ઉપપદ્યતે ॥૧૮॥**

**અર્થ**–ઇતિ–આ પ્રમાણે. **ક્ષેત્રમ્**–ક્ષેત્ર. **તથા**–તેમ. **જ્ઞાનમ્**–જ્ઞાન. **ચ**–અને. **જ્ઞેયમ્**–જ્ઞેય. **સમાસતઃ**–સંક્ષેપથી. **ઉક્તમ્**–મેં કહ્યું છે. **મદ્‌ભક્તઃ**–મારામાં શ્રદ્ધા અને વિશ્વાસ રાખનાર. **એતદ્**–એને. **વિજ્ઞાય**–જાણીને. **મદ્‌ભાવાય**–મારા સાધર્મ્યને માટે. **ઉપપદ્યતે**–ઉપપન્ન થાય છે–યોગ્ય થાય છે. ॥ ૧૮ ॥

**સ્પષ્ટાર્થ**–સંક્ષેપથી આ ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેય, મ્હેં તને કહ્યાં છે. જે કોઈ મારો ભક્ત–એટલે મારામાં વિશ્વાસ અને શ્રદ્ધા રાખનારો, એ ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેયને જાણશે તે મારા સાધર્મ્યને પ્રાપ્ત કરશે. ॥ ૧૮ ॥

**ભાવાર્થ**–"**ઇદં શરીરં કૌન્તેય ક્ષેત્રમ્૦**" (ગી૦ ૧૩. ૧) આ પ્રથમ શ્લોક વડે ક્ષેત્ર કોને કહે છે તે કહ્યું એટલે ક્ષેત્રનું સામાન્ય વાચ્ય શું છે તે બતાવ્યું. અને એ જ શ્લોકના ઉત્તરાર્ધથી એમ પણ કહી દીધું કે એ ક્ષેત્ર વેદ્ય છે–દૃશ્ય છે. અને એનો વેત્તા, દ્રષ્ટા ક્ષેત્રજ્ઞ કહેવાય છે–આત્મા કહેવાય છે. બીજા શ્લોકવડે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે મને પ્રિય છે એમ કહીને તે જ્ઞાન મેળવવા સારૂ ઉત્કટ અભિલાષને જન્મ દીધો. પ્રથમ શ્લોકમાં જે "ક્ષેત્ર" એ સંજ્ઞા બતાવી, તેનું બોધ્ય આ શરીર છે એટલું સામાન્ય રીતે કહ્યું તો છે, પણ વિશેષરૂપથી કહેવા માટે ત્રીજા શ્લોકવડે પ્રતિજ્ઞા કરી કે તે ક્ષેત્ર શું છે, કેવું છે, કયા વિકારવાળું છે અને શામાટે છે, તેને તું મારી પાસેથી સાંભળ. તેમજ ક્ષેત્રજ્ઞના સબંધમાં તું સાંભળ કે તે કોણ

છે અને શો તેનો પ્રભાવ છે. ચતુર્થ શ્લોકવડે ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞનું મહત્વ સમજાવવા સારૂ ઋષિયોએ પણ, અન્ય ગ્રન્થોએ પણ આ સંબંધમાં ઘણું કહ્યું છે, એમ કહી અર્જુનની જાગૃત શ્રદ્ધાને પોષણ આપીને પાંચમાં અને છઠા શ્લોકોવડે ક્ષેત્રનું વિવરણ કર્યું. ક્ષેત્રસંબંધી ચારે પ્રતિજ્ઞાઓને ન્યાય આપ્યો. અને ક્ષેત્રજ્ઞનું વિવરણ કરવાસારૂ પ્રથમ સામગ્રીરૂપે સાતમા શ્લોકથી આરંભી ૧૧ માં શ્લોક સુધી જ્ઞેય જે ક્ષેત્રજ્ઞ, તેને જાણવા માટે સાધનો વર્ણવ્યાં. ક્ષેત્રવર્ણન કર્યા પછી, ક્ષેત્રજ્ઞને જાણવાસારૂ સાધનો વર્ણવ્યા પછી ૧૨ માં શ્લોકમાં પ્રતિજ્ઞા કરી કે મોક્ષનું કારણ જે જ્ઞેય છે તેને હું કહીશ. જ્ઞેય થી ભગવાનનું તાત્પર્ય **ક્ષેત્રજ્ઞ** છે. ૧૭ માં શ્લોક સુધી ક્ષેત્રજ્ઞનું વર્ણન કરીને આ ૧૮ માં શ્લોકમાં તે પ્રકરણનો ઉપસંહાર કરે છે. ક્ષેત્ર અને જ્ઞેય–ક્ષેત્રજ્ઞ, તેમજ ક્ષેત્રજ્ઞના સાધનો હે અર્જુન! સમાસથી મહેં તને કહ્યાં છે. એને જે કોઇ સાંભળશે તે મારા સ્વરૂપને પ્રાપ્ત કરશે.

આ જ્ઞાનનો અધિકારી કોણ છે? આ પ્રશ્નનો ઉત્તર ભગવાને સ્વયં આપી દીધો છે. **"મદ્‌ભક્ત:"** જે મારો ભક્ત, તેજ આ જ્ઞાનનો અધિકારી. **ભક્ત** શબ્દથી ખુલી જગ્યામાં બેસીને માળાના મણકા ગણનાર નહિ, પણ ૧૨ મા અધ્યાયમાં શ્લોક ૧૩ થી ૧૯ સુધીમા વર્ણવ્યા પ્રમાણે વર્તતા માણસનું ગ્રહણ કરાય છે. ભગવાનમાં સંપૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ રાખીને તેમની આજ્ઞા પ્રમાણે ચાલવા અને વર્તવાનું નામ **ભક્તિ**. એવી ભક્તિ કરનાર જ ભક્ત કહેવાય છે. ગીતાનો ભક્ત અને ગુજરાતના **ભગતો** એ બેમાં જે અંતર રહેલો છે તેને સારી રીતે સમજી લેવું જોઇએ. મોડી રાતે બે બે વાગ્યા સુધી ઘર મુકીને મંડળીઓમાં જઇને તાળીઓ વગાડવાનું નામ ભક્તિ કોઈ પણ કાળે ન કહેવાય. એથી ભક્તિ વધતી નથી પણ તેનું આયુષ્ય ટૂંકું થાય છે. જેમ કીડિઓને

જ્યારે પાંખ ઊગે છે ત્યારે તેમનું મૃત્યુ સમીપે આવીને ઊભું રહે છે. તેમજ એકાંત સ્થળમાં બેસીને, આંખો મીંચીને, એકાગ્રતા સાધીને ભક્તિ કરવાને બદલે જ્યારે જુદી જુદી પ્રકૃતિવાળા તમાશબીનોની મંડળીમાં ભક્તિ કરવાનું સ્થાન શોધાય છે ત્યારે ખરેખર ભક્તિની ઘોર ખોદાય છે. ગુજરાતની ભક્તિ આડે અવળે માર્ગે વહી રહી છે. કદાચ સહસ્રો વર્ષ પૂર્વે પણ એમજ રહ્યું હશે. તેથી જ ભાગવતના માહાત્મ્યમાં લખાએલું છે કે ગુજરાતમાં આવીને ભક્તિ ઘરડી થઇ ગઇ હતી. એ ઘરડી ભક્તિને હવે તાળીઓની વચ્ચે કુટવામાં આવે છે. ॥૧૮॥

એ તો સાફ જ છે કે આ અધ્યાયનો આરંભ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના જ્ઞાન માટે થયો છે. જે શ્લોકને બધા પ્રક્ષિપ્ત માને છે અને જેને માટે મારા હૃદયમાં થોડી શ્રદ્ધા રહેલી છે તે શ્લોકના આરંભમાં ક્ષેત્રને માટે "પ્રકૃતિ" શબ્દનો અને ક્ષેત્રજ્ઞને માટે "પુરુષ" શબ્દનો પ્રયોગ થયો છે. એ વસ્તુ મ્હેં આરંભમાં જ સ્પષ્ટ કરી દીધી છે. તે શ્લોકમાં રહેલા પ્રકૃતિ અને પુરુષના વાચ્યાર્થનું વિવરણ તો થયું પણ એ ન બતાવ્યું કે તે બન્ને નિત્ય છે કે અનિત્ય છે. અથવા અનાદિ અને અનંત છે કે સાદિ અને અનન્ત છે અથવા અનાદિ અને સાન્ત છે. જો કે પાછળના અધ્યાયોથી આપણે સમજી શકયા છીએ કે આત્મા નિત્ય છે—બ્રહ્મ નિત્ય છે અને આખું જગત્ અનિત્ય છે; છતાં આ ક્ષેત્રને માટે અને આ ક્ષેત્રજ્ઞ–જીવને માટે વિશેષરૂપથી હજી જણાવાનું બાકી છે. તેથી ભગવાન્ એ બન્નેનું નિત્યત્વ—અનિત્યત્વ બતાવવા માટે કહે છેઃ—

પ્રકૃતિં પુરુષં ચૈવ વિદ્ધ્યનાદી ઉભાવપિ ।
વિકારાંશ્ચ ગુણાંશ્ચૈવ વિદ્ધિ પ્રકૃતિસંભવાન્ ॥૧૯॥

પદચ્છેદ

**પ્રકૃતિં પુરુષં ચ એવ વિદ્ધિ અનાદી ઉભૌ અપિ ।**
**વિકારાન્ ચ ગુણાન્ ચ એવ વિદ્ધિ પ્રકૃતિસંભવાન્ ॥**

અર્થ—પ્રકૃતિમ્—ક્ષેત્રને. ચ—અને. પુરુષમ્—ક્ષેત્રજ્ઞને. ઉભૌ—બન્નેને. અપિ—પણ. અનાદી—અનાદિ. એવ—જ. વિદ્ધિ—જાણ. ચ—અને વિકારાન્—વિકારોને. ચ—અને. ગુણાન્—ગુણોને. પ્રકૃતિસંભવાન્ ક્ષેત્રથી ઉત્પન્ન થએલ. એવ—જ. વિદ્ધિ—જાણ. ॥૧૯॥

સ્પષ્ટાર્થ—ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ બન્નેને તું અનાદિ જ સમજ. તેમજ વિકારોને અને ગુણોને પ્રકૃતિથી—ક્ષેત્રથી ઉત્પન્ન થએલા જાણ. ॥૧૯॥

ભાવાર્થ—પ્રકૃતિ અને પુરુષ એ બન્ને સાંખ્યોએ યોજાયેલા શબ્દો છે. એને માટે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બે નવા શબ્દો યોજાએલા. ગીતા કોઈ પણ દાર્શનિકનો પ્રતિભટ નથી. તેથી એને અન્ય આધુનિક વેદાન્તિયોની પેઠે સાંખ્ય શાસ્ત્ર સાથે હાડવેર નથી. અને તેથી જ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બે શબ્દો હોવા છતાં સાંખ્યના શબ્દો અહીં પ્રયોજાયેલા છે. ગીતામાં સર્વત્ર એ આશય પ્રકટ કરવામાં આવ્યો છે કે વિષય અને સાંસારિક પદાર્થો અનિત્ય છે. પણ એ સ્પષ્ટ કરવામાં નથી આવ્યું કે કયા પ્રકારની અનિત્યતા ભગવાનને આ સાંસારિક પદાર્થોમાં અભીષ્ટ છે. તે અહીં સ્પષ્ટ કરે છે. ઉપનિષદોમાં માયાને —પ્રકૃતિને અનાદ્યન્તવતી કહેવામાં આવી છે. એટલે પ્રકૃતિ અનાદિ અને અન્તવાળી છે. ભગવાને અહીં જે ક્ષેત્રનું સ્વરૂપ વર્ણવ્યું છે તે પ્રકૃતિ જ છે એટલે તેને પણ શ્રુતિના આદેશાનુસાર અનાદિતા જ હોવી જોઈએ અને તેથી જ ભગવાને અહીં કહ્યું કે પ્રકૃતિને તું અનાદિ સમજ. ભગવાન્ અહીં પ્રકૃતિ અને પુરુષ—ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ

બન્નેને અનાદિ કહીને મૌન સેવે છે. એમ લાગે છે કે "અનાદિ"થી ભગવાનનું તાત્પર્ય અનાદિ અને અનન્ત એટલે "નિત્ય" નથી. જો ભગવાન્ એ બન્નેને નિત્ય માનતા હોત તો આ શ્લોકને આવી રીતે બોલત–પ્રકૃતિં પુરુષં ચૈવ વિદ્ધિ નિત્યાવુભાવપિ એટલે પ્રકૃતિ અને પુરુષને તું નિત્ય સમજ. પણ ભગવાને નિત્ય શબ્દનો પ્રયોગ ન કરીને "અનાદિ" શબ્દનો પ્રયોગ કર્યો છે. તેથી એ વસ્તુ સ્પષ્ટ છે કે પ્રકૃતિ–ક્ષેત્ર અનાદિમાત્ર છે પણ અનન્ત નથી. એનો નાશ તો અવશ્ય થવાનો જ. કેમકે તે અનાત્મપદાર્થ છે. આત્માતિરિક્ત બધું અનિત્ય છે. જેમ પ્રકૃતિ અનિત્ય છે તેમ જ પુરુષ ક્ષેત્રજ્ઞ પણ અનિત્ય છે. ક્ષેત્રજ્ઞ અથવા પુરુષ એટલે જીવભાવાપન્ન બ્રહ્મ. બ્રહ્મનું કોઈ પણ ઔપાધિક સ્વરૂપ અનિત્ય જ હોય છે. ક્ષેત્રજ્ઞ એટલે ક્ષેત્રને જાણનાર. "ક્ષેત્રને જાણનાર" એમ કહેવાથી એમ સમજવું જોઈએ કે જીવભાવાપન્ન બ્રહ્મ એ ક્ષેત્ર–પ્રકૃતિને જાણે છે એટલે એની સાથે અજ્ઞાનવશ સ્વત્વ, મમત્વાદિ વિવિધ વ્યવહારો કરે છે. અને તેથી જ તે દુઃખી છે. એ પ્રકૃતિ જ–ક્ષેત્ર જ સ્વરૂપ–વિરોધી વસ્તુ છે. વિરોધી વસ્તુનું જ્ઞાન તેના ત્યાગને માટે હોય છે. જીવ જ્યારે એનો ત્યાગ કરે છે ત્યારે જીવભાવનો પણ ત્યાગ થઈ જાય છે. એ દૃષ્ટિએ એટલે પુરુષ શબ્દથી જીવનું ગ્રહણ કરીને, તેને કેવળ અનાદિ બતાવીને, જીવભાવની અનિત્યતા ભગવાન્ સ્વીકાર કરતા જણાય છે. જો જીવને પણ ભગવાન્ અનિત્ય ન માનતા હોત અને નિત્ય માનતા હોત તો અવશ્ય જ પૂર્વે મ્હેં કહ્યું તે પ્રમાણે શ્લોકનું ઉચ્ચારણ કરત.

આ અધ્યાયના પાચમાં શ્લોકમાં પ્રકૃતિ અને પ્રકૃતિના વિકારોનું વર્ણન છે. છઠ્ઠા શ્લોકમાં ઇચ્છા, દ્વેષાદિ ગુણોનું વર્ણન છે. એ વિકારો અને ગુણોને માટે ભગવાન્ કહે છે કે તે બન્નેને પ્રકૃતિમાંથી ઉત્પન્ન થએલા જ જાણ. એમ કહેવાથી ભગવાનનું

એ તાત્પર્ય છે કે એ વિકારો, અને ગુણો પણ અનિત્ય જ છે. પણ આટલું ધ્યાનમાં રાખવું જોઈએ. તે ગુણોમાં **ચેતના** પણ એક ગુણ છે. ચેતના એટલે બુદ્ધિ અથવા સામાન્ય જ્ઞાન. જ્ઞાનને અનિત્ય કહેવાથી બ્રહ્મસ્વરૂપની જ પ્રચ્યુતિ થઈ જાય છે. કેમકે **"જ્ઞાનમનન્તં બ્રહ્મ"** આ શ્રુતિમાં આત્માને કે બ્રહ્મને જ્ઞાનસ્વરૂપ કહેવામાં આવ્યું છે. તેથી અહીં **ચેતના**–પદાર્થને આત્મસ્વરૂપ માનવું જોઇએ નહિ. પ્રત્યુત જીવ દશામાં વ્યાવહારિક દૃષ્ટિથી જે જે જ્ઞાન જીવ મેળવે છે તે બધું અનિત્ય છે, એમ નિશ્ચય કરવો જોઇએ.

ઇચ્છા દ્વેષાદિ **મનોરૂપ** ક્ષેત્રથી--પ્રકૃતિથી ઉત્પન્ન થાય છે તેથી તે પ્રકૃતિસંભવ કહેવાય છે. પ્રકૃતિના–ક્ષેત્રના પ્રકરણમાં મનને પણ ગણાવવામાં આવ્યું છે. તેથી મન પણ ક્ષેત્ર જ છે. ઇચ્છા, દ્વેષાદિ પણ ક્ષેત્ર જ છે. પણ પરસ્પર પ્રકૃતિવિકૃતિભાવ પણ રહેલો છે. તેથી મનરૂપ પ્રકૃતિના ઇચ્છા દ્વેષાદિ વિકારો છે. એને લીધે આ ગુણો **પ્રકૃતિસંભવ** કહેવાયા છે. ॥૧૯॥

સંસારસમૃદ્ધિમાં પ્રકૃતિ અને પુરુષ શું શું કરે છે તેનું વર્ણન કરવા ભગવાન્ બોલે છેઃ—

કાર્યકારણકર્તૃત્વે હેતુઃ પ્રકૃતિરુચ્યતે ।
પુરુષઃ સુખદુઃખાનાં ભોક્તૃત્વે હેતુરુચ્યતે ॥૨૦॥

**પદચ્છેદ**

**કાર્યકારણકર્તૃત્વે હેતુઃ પ્રકૃતિઃ ઉચ્યતે ।**
**પુરુષઃ સુખદુઃખાનાં ભોક્તૃત્વે હેતુઃ ઉચ્યતે ॥ ૨૦ ॥**

**અર્થ—કાર્યકારણકર્તૃત્વે—**કાર્ય જે ૧૬ વિકારો અને કારણ જે ૭ પ્રકૃતિ વિકૃતિ એના કર્તાપણામાં. **પ્રકૃતિઃ–**

પ્રકૃતિ-ક્ષેત્ર. **હેતુઃ**-કારણ. **ઉચ્યતે**-કહેવાય છે. **સુખદુઃખાનામ્**-સુખ અને દુઃખના. **ભોક્તૃત્વે**-ભોગવવાપણામાં. **પુરુષઃ**-જીવ. **હેતુઃ**-કારણ. **ઉચ્યતે**-કહેવાય છે. ॥૨૦॥

**સ્પષ્ટાર્થ**-મહત્તત્ત્વાદિ સપ્ત **પ્રકૃતિ-વિકૃતિ** અને ૧૦ ઇન્દ્રિય, મન, અને શબ્દાદિ વિષય એ ૧૬ **વિકૃતિ** એના કર્તૃત્વમાં એટલે એનો આરંભ કરવામાં કારણ મૂળ પ્રકૃતિ છે. અને સુખ, દુઃખાદિ ભોગાવવામાં કે ભોગવવામાં કારણ પુરુષ છે. ॥૨૦॥

**ભાવાર્થ**-જગત એટલે સંસારના બે ભાગો છે. એક તો સુખ-દુઃખ ભોગવવાની સામગ્રીરૂપ અને બીજો સુખ-દુઃખના ઉપભોગરૂપ. સુખદુઃખ ભોગવવાની સામગ્રી તો ભૌતિક પદાર્થો છે. તેનો આરંભ પ્રકૃતિથી જ થાય છે. કેમકે તે બધા પ્રકૃતિનાજ વિકારો છે. તેથી કાર્ય જે ૧૬ વિકારો અને કારણ જે સાત પ્રકૃતિવિકૃતિ. એનો આરંભ પ્રકૃતિથી જ થાય છે. તેથી પ્રકૃતિ એ બન્ને કાર્ય-કારણરૂપ પદાર્થોના વ્યાપારમાં હેતુ છે અને પુરુષ સુખદુઃખના ભોક્તાપણામાં હેતુ છે. એટલે એને લીધે જ સુખદુઃખના અનુભવરૂપ ભોગ થાય છે.

અહીં એક વસ્તુ વિશેષરૂપે ધ્યાન ખેંચી શકે છે. આ શ્લોકના ઉત્તરાર્ધમાં જે એમ કહ્યું કે સુખદુઃખના ભોક્તૃત્વમાં પુરુષ હેતુ છે, એનો શો આશય? સુખદુઃખનો ભોક્તા કોણ છે તે અહીં જણાવ્યું નથી. પણ ભોક્તૃત્વમાં નિયુક્ત કરનાર-નિયોજકને પુરુષરૂપે જણાવવામાં આવ્યો છે. કેટલાક લોકો એમ માને છે કે કર્તા ભોક્તા જીવ જ છે. બીજો કોઈ નહિ. કેટલાક લોકો માને છે કે કર્તા-ભોક્તા અંતઃકરણ છે જીવ નહિ, તે તો આત્મસ્વરૂપ હોવાને લીધે વધી ક્રિયાઓથી પર રહે છે. ભગવાન્ આ બીજા મતને ટેકો આપતાં જણાય છે. કેમકે જોકે અહીં ભોક્તાનું નામ નથી લીધું તેથી પ્રથમ મતપ્રમાણે જીવને પણ કર્તાભોક્તારૂપે માની શકાય છે.

પણ અનુપપત્તિ એ છે. જો જીવ જ કર્તા ભોક્તા હોય તો આ શ્લોકમાં તેને જ ભોક્તા બતાવવો અને તેને જ કર્તૃત્વમાં હેતુ બતાવવો, એ અયુક્ત થઇ જાય. કેમકે એક જ વસ્તુ કર્તા અને કરણ બંને ન હોઇ શકે, અને પોતાનું પોતે જ કરણ તો નહિ જ હોય. એક તો આ અનુપપત્તિ છે. અને બીજી એ કે સુખદુઃખના ભોક્તૃત્વમાં પુરુષ હેતુ છે. એમ કહેતાં એ જણાય છે કે સુઃખદુઃખનો ભોક્તા (જે કોઇપણ) એ પુરુષને લીધે જ થાય છે. એટલે (કોઇમાં પણ) ભોક્તૃત્વ એને લીધે જ આવે છે. અહિં સ્પષ્ટરૂપે પુરુષથી ઇતરને ભોક્તા બતાવવામાં આવ્યો છે. આ બે અનુપપતિઓને લીધે જીવને ભોક્તા ન કહી શકાય. ત્યારે ભોક્તા કોણ? આ પ્રશ્ન એમને એમ જ ઉભો રહે છે. એનું સમાધાન એ છે કે જીવના સાંનિધ્યથી અંતઃકરણમાં કર્તૃત્વ ભોક્તૃત્વાદિ ધર્મો ઉપજે છે. તે ધર્મો જો કે અંતઃકરણના જ છે છતાં ઉપચારથી જીવના પણ મનાય છે. કેમકે જો અંતઃકરણમાં જીવનું સાન્નિધ્ય ન હોય તો તેમાં જડ હોવાને લીધે કર્તૃત્વાદિધર્મ આવી શકે જ નહિ. તેથી એટલું તો સ્પષ્ટ જ છે કે ભગવાન્ અહીં પુરુષને-ક્ષેત્રજ્ઞને સાક્ષાત્ **ભોક્તા**રૂપે ઉપસ્થિત કરતા નથી. જો ભગવાનને જીવ કર્તૃરૂપે અભિપ્રેત હોત તો **"ભોક્તૃત્વે હેતુઃ"** ન કહીને સીધું **ભોક્તા** જ કહી દેત. તેમ કર્યું નથી. તેથી તેનાથી ભિન્ન જ કોઇ ભોક્તા જણાય છે, અને અંતઃકરણ સિવાય બીજું હોઇ શકે નહિ.

અહીં એવી પણ શંકા થઇ શકે છે કે જીવ ભોક્તા નથી, એમ કેમ માની લેવું જોઇએ? જો જીવ ભોક્તા ન હોય તો **"નિર્ગુણં ગુણભોક્તૃ ચ"** (ગી૦ ૧૩-૧૪) આ શ્લોકમાં ક્ષેત્રજ્ઞને ગુણભોક્તા કેમ ભગવાને કહ્યું?

એનું સમાધાન. ચૈતન્યના સંસર્ગથી અંતઃકરણમાં સ્ફુરણ ઉત્પન્ન થાય છે. જેમ ચુંબકના સંસર્ગથી લોઢામાં ગતિ પેદા થાય

છે તેમજ ચૈતન્યસંસર્ગ અંતઃકરણને ગતિમાન્ બનાવે છે. તેના સંસર્ગથી અંતઃકરણમાં કર્તૃત્વ ભોક્તૃત્વ ઉત્પન્ન થાય છે અંતઃકરણના સંનિધાનથી, અથવા અંતઃકરણમાં આત્માના સન્નિધાનથી ભોક્તૃત્વાદિ ઉત્પન્ન થવાથી, ક્ષેત્રજ્ઞમાં પણ ભોક્તૃત્વ કલ્પાય છે.

અથવા "ગુણભોક્તૃ ચ" નો અર્થ એમ કરવો કે તે ચૈતન્ય ગુણભોક્તા છે. જે મુખ્ય ન હોય તે ગુણ કહેવાય છે. મુખ્ય ભોક્તા તો અંતઃકરણ જ છે. પણ સદ્ચારથી ક્ષેત્રજ્ઞમાં પણ ભોક્તૃત્વનો આરોપ થાય છે. એને માટે જ ત્યાં ગુણભોક્તૃ કહ્યું છે. એટલે ત્યાં ગુણ શબ્દનો સત્ત્વરજસ્ આદિ ગુણ અર્થ નથી; પણ ગુણ એટલે અમુખ્ય–અપ્રધાન એવો અર્થ છે એમ અર્થ કરતાં "નિર્ગુણં ગુણભોક્તૃ ચ" એ આખા ચરણનો અર્થ આમ થશેઃ "તે ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મ જો કે સ્વભાવતઃ નિર્ગુણ છે–ગુણસંબંધરહિત છે અને તેથી ગુણસહજાત કર્તૃત્વ ભોક્તૃત્વાદિ ધર્મો તેમાં ન હોઈ શકે છતાં ગુણભોક્તૃ ગૌણરૂપે તે ભોક્તા તો છે જ."

મ્હેં પહેલાં જ કહ્યું છે કે આ શ્લોકમાં પુરુષ શબ્દ ક્ષેત્રજ્ઞને માટે આવ્યો છે. સાંખ્ય લોકો પણ એનો પ્રયોગ ક્ષેત્રજ્ઞ એટલે જીવને માટે જ કરે છે. આ પુરુષ શબ્દની વ્યુત્પત્તિ અનેક રૂપે થાય છેઃ જેમકે "પુરિ શરીરે શેતે ઇતિ પુરુષઃ" સર્વ શરીરોમાં તે શયન એટલે નિવાસ કરે છે તેથી તે આત્મા પુરુષ કહેવાય છે. અથવા વેદાન્તિયોએ સ્વીકારેલી જે અષ્ટપુરી તેમાં જે શયન કરે એટલે નિવાસ કરે તે પુરુષ કહેવાય છે. તે અષ્ટપુરી આ છેઃ

**જ્ઞાનેન્દ્રિયાણિ ખલુ પંચ તથાપરાણિ,**
**કર્મેન્દ્રિયાણિ મન આદિ ચતુષ્ટયં ચ ।**
**પ્રાણાદિપંચકમથો વિયદાદિકં ચ,**
**કામશ્ચ કર્મ ચ તમઃ પુનરષ્ટમી પૂઃ ॥**

૧–પાંચ જ્ઞાનેન્દ્રિય, ૨–પાંચ કર્મેન્દ્રિય, ૩–મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, ૪–પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પ્રાણ, ૫–પાંચ સૂક્ષ્મભૂત (આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથિવી), ૬–કામ, ૭–કર્મ અને ૮–અવિદ્યા, એ આઠ પુરી કહેવાય છે. એ આઠ પુરીથી જ આખું જગત્ અસ્તિત્વમાં છે. તેમાં જે નિવાસ કરે તે પુરુષ કહેવાય. અથવા "પુરુ સિનાતિ બધ્નાતિ ઇતિ પુરુષઃ અનંત જીવોને કર્મફળ ભોગવવા માટે વિવિધ શરીરોમાં બાંધવાથી તે પુરુષ કહેવાય છે. ॥૨૦॥

પૂર્વ શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે પુરુષ સુખદુઃખના ભોક્તાપણામાં હેતુ છે. તે કઈ રીતે છે, તેને સ્પષ્ટ કરવા આ શ્લોક ભગવાન્ ઉપદેશે છેઃ—

પુરુષઃ પ્રકૃતિસ્થો હિ ભુઙ્ક્તે પ્રકૃતિજાન્ ગુણાન્।
કારણં ગુણસઙ્ગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ ॥૨૧॥

પદચ્છેદ

**પુરુષઃ પ્રકૃતિસ્થઃ હિ ભુઙ્ક્તે પ્રકૃતિજાન્ ગુણાન્ ॥**
**કારણં ગુણસઙ્ગઃ અસ્ય સદસદ્યોનિજન્મસુ ॥૨૧॥**

**અર્થ**–**હિ**–એ ખરું જ છે કે. **પુરુષઃ**–ક્ષેત્રજ્ઞ. **પ્રકૃતિસ્થઃ**–પ્રકૃતિની સાથે રહીને. **પ્રકૃતિજાન્**–પ્રકૃતિએ ઉત્પન્ન કરેલા. **ગુણાન્**–ગુણોને. **ભુઙ્ક્તે**–ભોગવે છે. **અસ્ય**–આ પુરુષના. **સદસદ્યોનિજન્મસુ**–સત્ અને અસત્ યોનિમાં જન્મ લેવામાં. **ગુણસઙ્ગઃ**–ગુણોનો સંગ. **કારણમ્**–કારણ છે. ॥૨૧॥

**સ્પષ્ટાર્થ**–પુરુષ પ્રકૃતિની સાથે રહીને જ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોનો ભોગ કરે છે. અને સત્ કે અસત્ યોનિમાં પુરુષનાં જે જન્મો થાય છે તેમાં પણ ગુણોનો સંગ જ કારણ છે. ॥૨૧॥

**ભાવાર્થ**-શ્રુતિમાં કહ્યું છે કે "**અસઙ્ગો હ્યયં પુરુષ:**" પુરુષ સર્વથા અસંગ છે. એટલે કોઈના સંસર્ગથી સર્વથા પૃથક્ છે." "**આપ્તકામ:**" તેની બધી ઇચ્છાઓ પરિપૂર્ણ થઇ ગઇ છે." "**સાક્ષી ચેતાઃ કેવલો નિર્ગુણશ્ચ**" "તે કેવળ અને નિર્ગુણ છે." આમ સર્વત્ર આત્માને ગુણોથી પૃથક્ બતાવવામાં આવ્યું છે. ત્યારે અહીં પ્રકૃતિજ ગુણોને ભોગવનારરૂપે તેનું વર્ણન કેમ થયું છે ? આ પ્રશ્નનો ઉત્તર આપવા માટે જ આ શ્લોકનો આરંભ છે. અહીં કહેવામાં આવ્યું છે કે પુરુષ સ્વતંત્ર રીતે ગુણોનો ભોક્તા નથી પણ પ્રકૃતિસ્થ એટલે પ્રકૃતિસંસૃષ્ટ થઇને જ તે ગુણોને ભોગવે છે. તે પોતે તો અસંગ છે, અભોક્તા છે, પણ જ્યારે પ્રકૃતિસંસર્ગ ધરાવે છે ત્યારે તે ગુણભોગ કરે છે.

અહીં ઉપરના ૨૦ મા શ્લોક સાથે થોડોક વિરોધ જેવો જણાશે. ત્યાં વાકયરચના એવી રીતે થયેલી છે કે જેનો અર્થ સ્પષ્ટ એજ થાય છે કે તે પુરુષ **ભોકતા** નથી પણ અન્યના ભોકતૃત્વમાં તે હેતુ છે. એટલે આત્માના સંસર્ગથી–સાંનિધ્યથી અંતઃકરણમાં કર્તૃત્વ ભોકતૃત્વ ઉપજે છે અને તેનો આત્મામાં પણ આરોપ કરવામાં આવે છે.

અને આ ૨૧ માં શ્લોકમાં એમ સ્પષ્ટ થાય છે કે ભોકતૃત્વ પુરુષમાં જ છે. અંતર એટલું જ કે તે ભોકતૃત્વ આત્માનો સ્વાભાવિક ધર્મ નથી. પણ પ્રકૃતિના સહયોગથી તે ઉત્પન્ન થાય છે. ૨૦ મો શ્લોક કહે છે કે આત્મા ભોક્તા નથી પણ બીજાના–અંતઃકરણના ભોકતૃત્વમાં તે હેતુરૂપે છે. અને ૨૧ મો શ્લોક જણાવે છે કે આત્મા જ ભોકતા છે અને પ્રકૃતિ જ (અંતઃકરણ) આત્માના ભોકતૃત્વમાં હેતુ-રૂપે છે. આ બન્ને વચન પરસ્પર વિરોધી જણાય છે.

એનો સૂક્ષ્મ વિચાર કરીએ. **પ્રકૃતિસ્થ**નો અર્થ **પ્રકૃતિમાં રહેલો.** એનું મુખ્ય તાત્પર્ય એ છે કે પ્રકૃતિની સાથે સંસર્ગ

પામેલો. પ્રકૃતિની સાથે સંસર્ગ પામવાથી પુરુષ ગુણભોકતા બને છે અને પૃથક્ રહેલો ગુણભોકતા બનતો નથી. એમ કહેવા અને માનવામાં આ રહસ્ય છેઃ પ્રકૃતિ જડ છે. તેમાં સ્વતઃ ભોકતૃત્વ સંભવે નહિ. પુરુષ નિષ્ક્રિય છે નિર્ગુણ–છે–અકામ છે. તેનામાં સ્વતઃક્રિયા, ગુણભોગ અને કામ સંભવે નહિ. અતઃ અહીં **નષ્ટરથાશ્વન્યાયને** અવકાશ છે આ ન્યાયનું સ્વરૂપ આ છે. બે માણસો કયાંક જતા હતા. બન્નેની પાસે ઘોડાગાડી હતી. માર્ગમાં જતા એક માણસનો ઘોડો નષ્ટ થઈ ગયો અને એક માણસનો રથ નષ્ટ થઇ ગયો. હવે એકને રથની જરૂર પડી અને બીજાને ઘોડાની. જેને રથ હતો તેને ઘોડો ન હતો. જેને ઘોડો હતો તેને રથ ન હતો. તેથી બન્નેએ સંપ કરીને પોતપોતાના અવશિષ્ટ રથ અને અશ્વનો સાથે ઉપયોગ કર્યો. રથ ચાલવા લાગ્યો અને તેઓ પોતાને ઇષ્ટ સ્થાને પહોંચી શકયા. તેમ જ અહીં પ્રકૃતિ અપંગ છે અને ક્ષેત્રજ્ઞ–પુરુષ પણ અપંગ છે. આથી બન્નેના સહયોગમાં જ બન્નેનું કામ ચાલી શકે તેમ છે. એટલે ચેતનના સંપર્કથી પ્રકૃતિમાં એટલે અંતઃકરણમાં ભોકતૃત્વ ઉપજે છે અને તેની સાથે જ પુરુષ રહેલો છે તેનામાં પણ ભોકતૃત્વ કલ્પાય છે. એટલે **પ્રકૃતિદ્વારા પુરુષ ગુણભોકતા** બને છે. "પ્રકૃતિદ્વારા પુરુષ ગુણભોકતા છે" અને "પુરુષ પ્રકૃતિના કર્તૃત્વમાં હેતુ છે." એ બન્ને વાકયોમાં વસ્તુતઃ ભેદ નથી. કેમકે **પ્રકૃતિદ્વારા** કહેવાથી ભોકતૃત્વ મુખ્યતઃ તો પ્રકૃતિમાં જ—અંતઃકરણમાં જ હોય છે અને તે દ્વારા એટલે પરમ્પરયા પુરુષમાં પણ મનાય છે. તેથી બન્ને રીતે બોલવાથી ગુણભોકતૃત્વ મુખ્ય રૂપે પ્રકૃતિમાં જ રહે છે. પ્રકૃતિનું તાત્પર્ય અતઃકરણમાં છે. જેમ રાજાધિષ્ઠિત સેનાનો વિજય રાજાનો જ વિજય ગણાય છે તેમ પુરુષાધિષ્ઠિત પ્રકૃતિનો ગુણભોગ પુરુષનો ગુણભોગ મનાય છે. વસ્તુતઃ પુરુષનો ગુણભોગ નથી હોતો. આવી રીતે બંને શ્લોકોમાં વિરોધ જણાતો નથી.

કહેવામાં આવ્યું છે કે "**પ્રકૃતિજાન્ ગુણાન્ભુઙ્કતે**" પ્રકૃતિ-

જન્ય ગુણોને ભોગવે છે. તે પ્રકૃતિજન્ય ગુણો કયા છે. તેનો વિચાર કરીએ.

આખું શરીર પ્રકૃતિથી ઉત્પન્ન થયેલું છે તેથી તે પણ પ્રકૃતિ કહેવાય છે. તે શરીરરૂપ પ્રકૃતિથી ઉત્પન્ન જે ગુણ તે પ્રકૃતિજ ગુણ. શરીર ત્રણ પ્રકારના હોય છે: સ્થૂળશરીર, સૂક્ષ્મશરીર અને કારણશરીર. સૃષ્ટિનો આરંભ કરવાના ઇચ્છાથી સર્વપ્રથમ પરમાત્માથી **શબ્દતન્માત્રરૂપ** આકાશ ઉત્પન્ન થાય છે. આકાશ–ભાવને પ્રાપ્ત થયેલા પરમાત્માથી સ્પર્શાત્મક વાયુ ઉત્પન્ન થાય છે. વાયુભાવને પ્રાપ્ત થએલા પરમાત્માથી રૂપાત્મક તેજ ઉત્પન્ન થાય છે તેજોભાવને પ્રાપ્ત થએલા પરમાત્માથી રસાત્મક જળ ઉત્પન્ન થાય છે. જલભાવાપન્ન પરમાત્માથી પૃથિવી ઉત્પન્ન થાય છે.

આકાશનો એક ગુણ છે. તે **શબ્દ** કહેવાય છે. વાયુમાં શબ્દ અને સ્પર્શ બે ગુણો છે. તેજના શબ્દ, સ્પર્શ, રૂપ એ ત્રણ ગુણ છે. જલના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ એ ચાર ગુણો છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ, એ પાંચ ગુણ પૃથિવીનાં છે. એ પ્રથમોત્પન્ન સૂક્ષ્મતત્ત્વ જ **પંચતન્માત્ર** કહેવાય છે. "**તન્માત્રાણિ ચ યજ્જાતીયેષુ શાંતાદિવિશેષત્રયં ન તિષ્ઠતિ તજ્જાતીયાનાં શબ્દસ્પર્શરૂપરસગન્ધાનામાધારભૂતાનિ સૂક્ષ્મદ્રવ્યાણિ**" આવી રીતે પંચતન્માત્રનું લક્ષણ વિજ્ઞાનભિક્ષુએ સાંખ્યપ્રવચનભાષ્યમાં કર્યું છે. એનો અર્થ એ છે: **શાન્ત, ઘોર, મૂઢ** આ ત્રણ અવસ્થા છે. શાન્ત અને સુખ, ઘોર, અને દુ:ખ, મૂઢતા અને મોહ એ સમાનાર્થક છે. એ ત્રણે વિશેષ જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંન્ધમાં ન હોય તેવા શબ્દસ્પર્શરૂપ રસગન્ધના આધારભૂત જે સૂક્ષ્મ દ્રવ્યો તે **તન્માત્ર** કહેવાય છે.

એજ સૂક્ષ્મભૂતોમાંથી **લિંગશરીર** અને **સ્થૂળભૂતો** ઉત્પન્ન થાય છે. પંચજ્ઞાનેંદ્રિય, પંચકર્મેન્દ્રિય અને પંચપ્રાણ તેમજ મન

અને બુદ્ધિ આ ૧૭ તત્ત્વોને લિંગશરીર કહે છે. અને પંચીકરણ પ્રક્રિયાવડે સ્થૂલતાપન્નભૂતો સ્થૂળભૂતો કહેવાય છે. એ ભૂતોથી જે ભિન્ન, ભિન્ન યોનિયોના શરીરો રચાય છે તે **સ્થૂળશરીર** કહેવાય છે.

અને ઉપર જણાવેલા જે શબ્દાત્મક, સ્પર્શાત્મક, રૂપાત્મક, રસાત્મક, અને ગન્ધાત્મક, તન્માત્ર–સૂક્ષ્મભૂતો, તેમનાથી પંચજ્ઞાનેન્દ્રિયો ઉત્પન્ન થાય છે. તેમનાથી જ નાક, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે.

આકાશાદિકોના સાત્ત્વિક અંશથી જ્ઞાનેન્દ્રિયો અને રાજસ અંશથી કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે.

એજ સૂક્ષ્મભૂતોથી પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન એ પાંચ વાયુ ઉત્પન્ન થાય છે. પ્રાણનું મુખ્યસ્થાન તો હૃદય છે. પણ તે નાસિકાના અગ્રભાગમાં ઉપલબ્ધ થાય છે. તેથી **પ્ર+આન=પ્રાણ** કહેવાય છે. જે વાયુ નાભિથી નીચે મલ–મૂત્રાદિને દૂર કરવાનો વ્યાપાર કરે છે તે **અપ+આન=અપાન** કહેવાય છે. સર્વશરીરમાં જે વાયુ વ્યાપીને રહે છે અને પ્રાણ, અપાનનું નિયમન કરે છે તે **વિ+આન=વ્યાન** કહેવાય છે. અને જે વાયુ કણ્ઠમાં રહે છે અને ઓડકાર આદિ જેનાથી આવે છે તે **ઉદ્+આન=ઉદાન** કહેવાય છે. અને જે વાયુ ભુક્ત અને પીત પદાર્થોને પચાવીને શરીરમાં સંચાર કરાવે છે તે **સમ્+આન=સમાન** કહેવાય છે. એજ મુખ્ય પાંચ પ્રાણ છે. પણ કેટલાક ગ્રંથોમાં નાગ, કૂર્મ, કૃકર, દેવદત્ત, ધનંજય એ બીજા પાંચ પ્રાણો પણ **ઉપપ્રાણ** નામથી આલેખાએલા છે. અને ભિન્ન ભિન્ન તેની ક્રિયાઓ પણ લખાએલી છે. છતાં પ્રામાણિકો એના ઉપર બહુ ભાર મુકતા નથી.

એ જ સૂક્ષ્મભૂતોમાંથી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચાર અંતઃકરણ ઉત્પન્ન થાય છે. સંકલ્પવિકલ્પાત્મક અંતઃકરણ **મન,**

કહેવાય છે. નિશ્ચયાત્મક અન્તઃકરણ **બુદ્ધિ**, કહેવાય છે. ચિન્તનાત્મક અંતઃકરણ **ચિત્ત** કહેવાય છે. અભિમાનાત્મક અંતઃકરણ **અહંકાર** કહેવાય છે.

આવીરીતે આ ૧૭ અવયવો વડે સુસજ્જિત જે શરીર તે **સૂક્ષ્મશરીર** કહેવાય છે. એજ લિંગશરીર છે.

અવ્યાકૃત, અવ્યકત, અવિદ્યાશકિત આદિ અનેક નામો વડે પ્રખ્યાત જે અજ્ઞાન તે જ **કારણશરીર** કહેવાય છે.

ત્રણ શરીરમાંથી કારણ શરીર તો **અવિદ્યા** જ છે. અને તે **અવિદ્યાનુંજ સ્થૂલ** ને **સૂક્ષ્મશરીર** કાર્ય છે. શરીરના વિવિધ ધર્મો છે. જેમકે બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થાદિ. અન્તઃકરણસંસૃષ્ટ પુરુષ એ પ્રકૃતિજ ધર્મોને આત્મીયરૂપથી અનુભવે છે. શરીરમાં જ ઇન્દ્રિયો છે. ઇન્દ્રિયોના ધર્મો જે કાણત્વ, બધિરત્વ, ખંજત્વાદિ છે તેને પણ તે પોતાના કરીને અનુભવે છે. તેમજ પ્રાણના ધર્મોને, મનના ધર્મોને, બુદ્ધિના ધર્મોને, સ્થૂળતા, કૃશતા આદિ શરીરના ધર્મોને અન્તઃકરણસંસૃષ્ટ પુરુષ પોતાના કરીને અનુભવે છે. બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ અને શૂદ્રત્વ એ ધર્મો તથા, બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ આ બધા ધર્મો પણ શરીરના જ છે. એને તે પુરુષ આત્મીય સમજે છે અને તેનો અનુભવ કરે છે.

પુરુષ જ્યારે **સ્વસ્થ** નથી રહેતો પણ **પ્રકૃતિસ્થ** થાય છે ત્યારે પ્રકૃતિના ગુણોને પોતાના કરીને માની લે છે, એજ એમનો ભોગ કરવો છે. **પ્રકૃતિજ ગુણોનો ભોગ** અને **ગુણસંગ** આ બન્ને એક જ વસ્તુ છે. તેથી જ ભગવાન્ કહે છે કે એ ગુણસંગને લીધે જ પુરુષ સત્ અસત્ યોનિયોમાં જન્મ પામ્યા કરે છે. તાત્પર્ય એ છે કે બીજાના ધર્મને બીજો જ્યારે સ્વીકારી લે છે ત્યારે બંધન અનિવાર્ય હોય છે. જન્મ અને મરણ

એ જ બંધન છે. સત્ યોનિમાં જન્મ એટલે સારા સંસ્કારવાળા કુટુંબમાં સારા સંસ્કાર સાથે જન્મ. અસત્ યોનિમાં જન્મ એટલે નિકૃષ્ટ સંસ્કારવાળા કુટુંબમાં નિકૃષ્ટ સંસ્કાર સાથે જન્મ. ॥૨૧॥

તે ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મ શરીરમાં રહે છે છતાં તેનાથી ભિન્ન છે તે કહે છે:—

ઉપદ્રષ્ટાનુમન્તા ચ ભર્તા ભોક્તા મહેશ્વરઃ ।
પરમાત્મેતિ ચાપ્યુક્તો દેહેસ્મિન્ પુરુષઃ પરઃ॥૨૨॥

પદચ્છેદ

**ઉપદ્રષ્ટા અનુમન્તા ચ ભર્તા ભોક્તા મહેશ્વરઃ ।**
**પરમાત્મા ઇતિ ચ અપિ ઉક્તઃ દેહે અસ્મિન્ પુરુષઃ પરઃ॥**

**અર્થ—અસ્મિન્**–આ. **દેહે**–દેહમાં (રહેલો). **પુરુષઃ**–તે ક્ષેત્રજ્ઞ–બ્રહ્મ. **ઉપદ્રષ્ટા**–સમીપે રહીને બધું જોવા કરવાથી દ્રષ્ટા. **ઉક્તઃ**–કહેવાય છે. **અનુમન્તા**–ક્ષેત્રજ્ઞના સંનિધાનમાં જ અંતઃકરણમાં વ્યાપાર થાય છે માટે તે ગૌણરૂપથી અનુમતિ આપનારો (કહેવાય છે.) **ભર્તા**–ક્ષેત્રજ્ઞના રહેવાથી જ શરીર ટકે છે માટે તે આ શરરનું પાલન કરનાર (કહેવાય છે). **ભોક્તા**–શરીરમાં સંનિહિત હોવાથી તે ભોક્તા (કહેવાય છે) **મહેશ્વરઃ**–વ્યાવહારિક ભર્તૃત્વ હોવા છતાં તે સ્વયં મહેશ્વર છે. **પરમાત્મા, ઇતિ, અપિ(ઉક્તઃ)**–તે પરમાત્મા એમ પણ કહેવાય છે. **ચ**–અને. **પરઃ**–સર્વથી શ્રેષ્ઠ અથવા સર્વ ઇન્દ્રિય–સમુદાયથી પૃથક્ રહેલો છે. ॥૨૨॥

**સ્પષ્ટાર્થ**–આ દેહમાં રહેલો પુરુષ ઉપદ્રષ્ટા કહેવાય છે. અનુમન્તા કહેવાય છે. ભર્તા, ભોક્તા અને મહેશ્વર તથા પરમાત્મા પણ કહેવાય છે. તે સર્વશ્રેષ્ઠ છે. અને દેહમાં હોવા છતાં દેહથી પર છે. ॥ ૨૨ ॥

**ભાવાર્થ**—આ પ્રકરણમાં પ્રકૃતિ, દેહ, ક્ષેત્ર, અંતઃકરણ એ બધા શબ્દો સમાનાર્થક સમજી લેવા જોઇએ. અને તેથી શંકા થાય છે કે જ્યારે તે પુરુષ પ્રકૃતિસ્થ થઇને–એટલે દેહસ્થ થઇને અથવા અંતઃકરણસ્થ થઇને પ્રકૃતિના ગુણોનો ઉપભોગ કરે છે તો તે પણ દેહરૂપ જ કેમ ન માની લેવાય? એ શંકાને નિવૃત્ત કરવા સારૂ આ શ્લોકનો આરંભ થયો છે. ભગવાન્ કહે છે કે તે પુરુષ દેહમાં રહેલો છે એ વાત સાચી, છતાં તે દેહરૂપ જ નથી, પણ **ઉપદ્રષ્ટા** છે. **ઉપ** એટલે સમીપમાં રહીને, **દ્રષ્ટા** એટલે જોનાર છે. કર્તૃત્વ ભોક્તૃત્વાદિ બધું અંતઃકરણમાં છે. પાપપુણ્યરૂપ વિવિધવૃત્તિઓ અંતઃકરણમાં જ હોય છે, આત્મામાં નહિ. પણ તે આત્મા પાસે રહીને જોયા કરે છે. તેમ જ તે **અનુમન્તા** પણ છે. અનુમન્તા એટલે અનુમતિ આપનાર. જો કે નિર્વિકલ્પ આત્મા કોઇને કોઇ કામમાં અનુમતિ આપતો નથી, છતાં પાસે રહેવાથી તે અનુમતિ આપનારની પેઠે મનાય છે. તે શરીરને પાળતો નથી પણ પાલન કરવાનો બધો વ્યાપાર તેના સંનિધાનથી જ થાય છે અને તેનું સંનિધાન ન હોવાથી બધો વ્યાપાર બંધ થઈ જાય છે એમ અન્વયવ્યતિરેકથી જણાય છે; તેથી તે **ભર્તા** રૂપે માની લેવાય છે. ૨૧ માં શ્લોકમાં કહ્યા પ્રમાણે તે **ભોક્તા** પણ કહેવાય છે, એ બધું હોવા છતાં—આરોપિત ઉપદ્રષ્ટા ,અનુમન્તા, ભર્તા અને ભોક્તા હોવા છતાં તે **મહેશ્વર** છે. મહાન્ ઇશ્વર છે. એટલે તેને કોઇ પણ વસ્તુની અપેક્ષા રહેતી નથી, અને તેથી જ તે પરમાત્મા છે એમ પણ કહેવાય છે. એટલે ઔપાધિકરૂપે ભલે તેને કોઇ ઉપદ્રષ્ટા કે અનુમન્તા કે ભર્તા કિંવા ભોક્તા માની લે પણ તે તો **મહેશ્વર** છે અને પરમાત્મા છે, તે **પર** એટલે સર્વશ્રેષ્ઠ છે. અથવા દેહમાં હોવા છતાં **દેહથી પર** એટલે ભિન્ન–પૃથક્ છે.

આ શ્લોકમાં પુરુષને માટે ૧ ઉપદ્રષ્ટા, ૨ **અનુમન્તા**,

૩ **ભર્તા**, ૪ **ભોક્તા**, ૫ **મહેશ્વર**, ૬ **પરમાત્મા**, ૭ **પર** એમ ૭ વિશેષણો આવ્યાં છે. તેમાં પ્રથમના ચાર વિશેષણો તો આત્માના ઔપાધિક સ્વરૂપને બતાવનાર છે. પાંચમું વિશેષણ તત્પદવાચ્ય ઈશ્વરની સાથે ક્ષેત્રજ્ઞનો અભેદ બતાવવા માટે આવ્યું છે. છઠ્ઠું વિશેષણ શુદ્ધ બ્રહ્મની સાથે બધાનો અભેદ બતાવવા માટે આવ્યું છે. અને આ ગીતામાં કેટલાક ઠેકાણે ક્ષેત્રજ્ઞને પણ પરમાત્મા કહેવામાં આવ્યો છે તેથી અહીં પણ પરમાત્મા શબ્દથી ઉપાધિપંક-પરિપ્લુત ક્ષેત્રજ્ઞ જ કેમ ન લેવાય? તે શંકાનિવૃત્તિ માટે સાતમું વિશેષણ **પરઃ** એ આવ્યું છે.

આગળના ૨૫ માં શ્લોકમાં આત્મસ્વરૂપજ્ઞાનથી મૃત્યુને તરી જવાની વાત કરવામાં આવી છે. આત્મા, ક્ષેત્રજ્ઞ–જીવ, શુદ્ધ બ્રહ્મથી કોઈ પૃથક્ વસ્તુ હોય તો તેના જ્ઞાનથી મૃત્યુતરણ ન હોઈ શકે. કેમકે કોઈ પણ શ્રુતિ–સ્મૃતિ એમ ઉપદેશ કરતી નથી કે જીવ–જ્ઞાનથી મુક્તિ થાય છે. મૃત્યુ–તરણ એટલે મુક્તિ જ. શાસ્ત્રોમાં જીવજ્ઞાનથી મૃત્યુતરણ ઉપદિષ્ટ ન હોવાથી અને બ્રહ્મજ્ઞાનથી સહસ્રશઃ મૃત્યુતરણ ઉપદિષ્ટ હોવાથી અહીં જીવ–બ્રહ્માભેદજ ભગવાનને ઇષ્ટ છે. એમાં જરા પણ શંકા રહેતી નથી.

**પ્રકૃતેઃ ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ। અહઙ્કાર-વિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે॥** (ગી. ૩–૨૭) **તત્ત્વવિત્તુ મહાબાહો.** (ગી. ૩–૨૮) "**પ્રકૃતેર્ગુણસંમૂઢાઃ**" (ગી. ૩–૨૯) આ બધા શ્લોકોવડે સ્પષ્ટરૂપે ભગવાને કહ્યું છે કે અહંકારવિમૂઢાત્મા જ પોતાને **કર્તા** માને છે.અને જ્ઞાની આત્મા તો–**અવિમૂઢ** આત્મા તો એમજ માને છે કે આ બધો પ્રકૃતિનો વ્યાપાર છે, મારી સાથે આ વ્યાપારોનો કોઈ પણ જાતનો સંબંધ નથી. જે ત્યાં કહેવામાં આવ્યું છે તે જ તત્ત્વને અહીં પ્રકરણાન્તરમાં પ્રસંગોપાત્ત ભગવાને કહ્યું છે. ભગવાનનો આ આખા પ્રકરણમાં સ્પષ્ટ આશય

એજ સમજાય છે કે તેઓ જીવ–બ્રહ્માભેદ જ માને છે. અને એજ દૃષ્ટિએ એટલે ક્ષેત્રજ્ઞ પોતે કશું કરતો નથી તેથી જ તેને માટે **ઉપદ્રષ્ટા** અને **અનુમન્તા** એ બે વિશેષણો આવ્યાં છે. એ પોતે જ કર્તા હોત તો તે દ્રષ્ટા પણ ન હોત અને ઉપદ્રષ્ટા પણ ન હોત. તે તો કેવળ કર્તા જ હોત. દ્રષ્ટા કે ઉપદ્રષ્ટા સદા કર્તાથી ભિન્ન હોય છે. જેમ જાદુનો કરનાર જુદો હોય છે અને તેના જોનારા જુદા હોય છે. તે જાદુનો કરનાર જ દ્રષ્ટા નથી હોતો. જો કે તે પોતાની ક્રિયાનો જેમ કર્તા હોય છે તેમ દ્રષ્ટા પણ હોઇ શકે છે, એમ કોઇ કહેશે. પણ તે જે કાળમાં કર્તા છે તે જ કાળમા દ્રષ્ટા ન હોઇ શકે, કર્તૃત્વ પૃથક્ વ્યાપાર છે અને દ્રષ્ટૃત્વ પૃથક્. બન્ને વ્યાપાર એક કાળમાં ન હોઈ શકે. કર્તા પોતે જ જો ઉપદ્રષ્ટા હોય તો તેને **ઉપદ્રષ્ટા** કહેવાનું કંઈ ફળ પણ નથી. એ વિશેષણ તો એ માટે છે કે ક્ષેત્રજ્ઞ પોતાને તે વ્યાપારોથી પૃથક્ રાખી શકે કે પૃથક્ સમજી શકે. પણ જો તે પોતે જ કર્તા હોય તો પોતાને તે તે ક્રિયાઓથી પૃથક્ રાખી જ ન શકે. અને જો કદાચ તે પોતાને પૃથક્ માને તો અજ્ઞાન જ કહેવાય. માટે **ઉપદ્રષ્ટા** એ દૃષ્ટિએ જણાય છે કે તે પોતે કર્મ–ક્રિયા કરતો જ નથી. તત્સંનિહિત અંતઃકરણ કરે છે અને તે જુવે છે

એજ દૃષ્ટિએ **અનુમન્તા** પદ પણ આવેલું છે. **અનુમન્તા** એટલે અનુમતિ આપનાર. જો ક્ષેત્રજ્ઞ પોતે કર્તા હોય તો તે અનુમતિ કોને આપશે. સ્વને સ્વ–પોતાને પોતે કોઇ અનુમતિ આપતું નથી. માટે અંતઃકરણને જ કર્તા ભોક્તા માનવાથી તેને અનુમતિ આપનારરૂપે તે મનાય છે. જો કે તે અનુમતિ પણ આપતો નથી છતાં તેનો તેનામાં આરોપ થાય છે. ॥૨૨॥

પૂર્વોક્ત રીતે પ્રકૃતિ અને પુરુષના સ્વરૂપને યથાર્થતઃ જાણનાર પુનર્જન્મરૂપ દુઃખ પામતો નથી. એમ આ પ્રકરણનું ફળ ભગવાન્ વર્ણવે છે;—

ય એવં વેત્તિ પુરુષં પ્રકૃતિં ચ ગુણૈઃ સહ ।
સર્વથા વર્તમાનોઽપિ ન સ ભૂયોઽભિજાયતે ॥૨૩॥

પદચ્છેદ

**યઃ એવં વેત્તિ પુરુષં પ્રકૃતિં ચ ગુણૈઃ સહ ।**
**સર્વથા વર્તમાનઃ અપિ ન સઃ ભૂયઃ અભિજાયતે ॥૨૩॥**

**અર્થ**–**યઃ**–જે મુમુક્ષુ. **પુરુષમ્**–પુરુષને. **ચ**–અને. **ગુણૈઃ**–ગુણોની. **સહ**–સાથે. **પ્રકૃતિમ્**–પ્રકૃતિને. **એવમ્**–આવી રીતે. **વેત્તિ**–જાણે છે. **સઃ**–તે. **સર્વથા**–ગમે તે રીતે. **વર્તમાનઃ**–વર્તતો હોવા છતાં. **અપિ**–પણ. **ભૂયઃ**–પુનઃ. **ન,અભિજાયતે**–જન્મતો નથી. ॥ ૨૩ ॥

**સ્પષ્ટાર્થ**–જે મુમુક્ષુ પુરુષ ઉપર કહ્યા પ્રમાણે પુરુષને અને ગુણો સાથે પ્રકૃતિને જાણી લે છે તે ગમે તે રીતે વર્તતો હોય છતાં તેનો પુનર્જન્મ હોતો નથી. ॥ ૨૩ ॥

**ભાવાર્થ**–આ અધ્યાયના આરંભમાં જ મેં વિસ્તારથી જણાવ્યું છે કે આત્મજ્ઞાન એ જ પ્રાપ્ય વસ્તુ છે. એની પ્રાપ્તિને માટે જ આપણો સતત પ્રયાસ હોવો જોઇએ. પણ પ્રાપ્ય વસ્તુનો જે વિરોધી હોય તેનું પણ સ્વરૂપ જાણવું જોઈએ અને જાણીને તેનો ત્યાગ કરવો જોઇએ. ગુણો સાથે પ્રકૃતિનો ત્યાગ કર્યા પછી આત્મસ્વરૂપનું વેદન ( જ્ઞાન ) દુર્લભ કે કઠિન હોતું નથી. તેને જાણીને જીવ ફરીથી જન્મ–મરણરૂપ સંસારમાં પડતો નથી.

આ શ્લોકમાં "**પ્રકૃતિં ચ ગુણૈઃ સહ**" કહેવામાં આવ્યું છે. ગુણો એટલે **સત્ત્વ, રજસ્** અને **તમસ્**. પ્રકૃતિ આ ત્રણે ગુણોથી ભિન્ન નથી. તદ્રૂપ જ છે. છતાં અહીં જે **ગુણૈઃ સહ પ્રકૃતિમ્**–કહેવામાં આવ્યું છે તેનો એ આશય છે કે ઘટ, પટ,

મઠ આદિ ભિન્ન ભિન્નરૂપે જે પ્રકૃતિ પ્રતીત થાય છે તે પ્રકૃતિના ગુણો કહેવાય છે. એટલે અહીં ગુણ શબ્દનો "વિકાર" અર્થ છે. આ ગુણો સાથે પ્રકૃતિનો ત્યાગ આત્મજ્ઞાનનું સાધન છે. પણ એ પ્રકૃતિના વિકારો પ્રકૃતિથી તો ભિન્ન નથી. તેથી પ્રકૃતિનો ત્યાગ કરવો અથવા પ્રકૃતિના ગુણોનો ત્યાગ કરવો, એ બેમાંથી એક જ કહેવું જોઈએ; પ્રકૃતિ અને તેના ગુણો બંનેનાં નામ શા માટે લીધાં? આ પ્રશ્નનો ઉત્તર આપવો જ હોય તો "**ગોત્રેણ ગાર્ગ્યઃ**"ની પેઠે અહીં અભેદાર્થક તૃતીયા વિભક્તિ માનવી જોઈએ. એટલે ગુણરૂપે જે પ્રકૃતિ તેનો ત્યાગ કરવો જોઈએ, આ તાત્પર્ય સમજવું.

"**સર્વથા વર્તમાનોપિ**", અહીં કહ્યું છે કે હેયરૂપે પ્રકૃતિને ઓળખીને અને જ્ઞેય આત્માનું જ્ઞાન મેળવનાર જન, ગમે તેમ વર્તતો હોય છતાં એનો પુનર્જન્મ હોતો નથી, એટલે તે સદાને માટે કાળ-ધર્મથી છુટી જાય છે. અહીં શંકા એમ છે કે "**ગમે તેમ વર્તવાનો શો અર્થ**"? એનો વિચાર. શ્લોકમાં "**સર્વથા**" શબ્દ આવ્યો છે. એનો સામાન્ય રીતે અર્થ છે "સર્વ પ્રકારે". એ "સર્વ પ્રકારે"નો જ અર્થ થાય છે "ગમે તે રીતે". હવે આપણે વિચારીએ કે "સર્વ પ્રકારે" અથવા "ગમે તે રીતે" એનો શો અર્થ? જે મુમુક્ષુ હશે અને જેણે પ્રકૃતિને ત્યાજ્યરૂપે જાણી છે અને તેનો ત્યાગ પણ કર્યો છે તે માણસ ગમે તેવી રીતે વર્તી શકે જ નહિ. એનો તો આહાર, વિહાર, વિચાર, સહચાર બધી વસ્તુઓ યુક્ત જ રહેવાની. અનાચાર કે દુરાચારનો તો લેશપણ ત્યાં ના હોઈ શકે. ત્યારે "**સર્વથા વર્તમાનોપિ**" નો શો અર્થ? એનો અર્થ એ છે કે એક જીવ એવો છે કે જેણે અંતઃકરણના ધર્મોને પોતાના માની લીધા છેઃ એને જ મોહ કહે છે—અજ્ઞાન કહે છે. એ અજ્ઞાનને લીધે તે અંતઃકરણને જ પોતાનું રૂપ માની લે છે અને તેથી પૂર્વકર્માનુસારે જુદા જુદા શુભ અને અશુભ કર્મોના સુખદુઃખ રૂપ ફળ ભોગવે છે અને એક સર્વથા સાધનશૂન્ય છે. તેને ખાવા માટે અન્ન નથી, પીવા માટે પાણી પણ નથી,

રહેવા માટે સ્થાન પણ નથી. અથવા એક એવો જીવ છે જે પૂર્વ જન્મોનાં શુભ કર્મો પ્રમાણે સુખ અને ઐશ્વર્યનો પૂર્ણરૂપે ભોગ કરી રહ્યો છે. એને કોઇપણ વસ્તુનું દુ:ખ નથી; પણ અંતઃકરણના ધર્મોથી પોતાને સંપૂર્ણ રીતે તે પૃથક્ માને છે. એવા બન્નેને આજે આત્મજ્ઞાન થાય છે. અને તે આત્મજ્ઞાનની સ્થિતિમાં પૂર્વજન્મના કર્મ પ્રમાણે "ગમે તેમ" એટલે ગમે તે દુઃખની દશામાં અથવા તો સુખની દશામાં હોય તો પણ શરીર જ્યારે પડી જશે ત્યારે ફરીથી એનો જન્મ કદી પણ થવાનો નથી. સમજાયું હશે કે "**ગમે તેમ**" નો અર્થ છે "સુખની દશા અથવા દુઃખની દશા."

અહીં હવે એક બીજી શંકા. આત્મજ્ઞાન મોક્ષનું સાધન મનાય છે અથવા આત્મજ્ઞાન એ જ મોક્ષ. જે કાળે પ્રકૃતિનિવૃત્તિ થઈ આત્મ–સંવેદન થયું તે કાળ જ મોક્ષનો કાળ હોવો જોઈએ. અને જો તે મોક્ષકાળ હોય તો શરીરની સ્થિતિ ન હોઇ શકે. અને જો આ ભૌતિક શરીર નિવૃત્ત થઇ જાય તો મુક્તાત્માને "ગમે તેમ વર્તવાનું" રહેતું નથી. એટલે ગમે તેમ વર્તવાનું સંભવતું જ નથી. ત્યારે "**સર્વથા વર્તમાનોઽપિ**" એમ કેમ કહેવામાં આવ્યું ?

ઉત્તર. મુક્તિના સંબંધમાં મતભેદ હોઇ શકે છે. લગભગ બધા વેદાંત ગ્રંથો અને તે ગ્રંથોને જ અનુસરીને યુક્તિ પ્રયુક્તિ ચલાવનારા સંપ્રદાયસંસ્થાપકો અને તેના અનુયાયીઓ એમ માને છે કે જ્ઞાન થવાથી કેવળ બે ફળ તાત્કાલિક થાય છે: ૧–સંચિત કર્મનો નાશ અને ૨–ક્રિયમાણ કર્મનો અશ્લેષ. એનું તાત્પર્ય એ છે કે મનુષ્ય મનુષ્યજીવનમાં જે કર્મો કરે છે અને જેના ફળો જરૂર ભોગવવાનાં હોય છે તેવા **કર્મો ત્રણ** હોય છે: **પ્રારબ્ધ, સંચિત, અને ક્રિયમાણ. સંચિત કર્મો** તે છે જેનાં ફળ ભોગવવાં છે. **પ્રારબ્ધ** કર્મ તે કહેવાય છે જે કર્મોને ભોગવવા માટે આપણને શરીર મળી ગયું છે. શરીરવડે પાપપુણ્યાત્મક કર્મોના સુખદુઃખાત્મક ફળ ભોગવી રહ્યા છીએ. **ક્રિયમાણ** કર્મ તે છે જે આ શરીર વડે દૈનન્દિન નવા નવા કર્મો થાય છે અને જેના ફળો ભવિષ્યના કોઈ પણ મનુષ્ય-

જન્મમાં જ અથવા દેવજન્મમાં જ (પશુજન્મમાં નહિ જ, કેમકે મનુષ્યજન્મ પછી પશુજન્મ અસંભવ થઈ જાય છે.) ભોગવવાં પડશે. એ ત્રણ કર્મોમાંથી જ્ઞાનવડે **સંચિત કર્મનો** તો સદંતર નાશ થઈ જાય છે. તેમજ તે જ્ઞાન વડે ક્રિયમાણ કર્મોનો જીવસાથે સંબંધ હોતો નથી–તેને જ અશ્લેષ કહે છે. એટલે તે પણ ફળશૂન્ય હોવાને લીધે નષ્ટ થએલાં કર્મોની જ શ્રેણીમાં આવી જાય છે. અવશિષ્ટ રહેલ પ્રારબ્ધ કર્મો તો જ્ઞાન પછી પણ ભોગવવાં જ પડે છે, કેમકે સંપ્રદાયિકોને મત તે પ્રારબ્ધ કર્મ ધનુષ્ ઉપરથી છૂટી ગયેલા બાણની પેઠે છે. છૂટેલા બાણો ફરી હાથમાં નથી આવતા અને લક્ષને વીંધીને જ શાંત થાય છે. તેમ પ્રારબ્ધ કર્મો ફળ આપ્યા પછી જ નાશ પામે છે. **તદધિગમ ઉત્તરપૂર્વાઘયોરશ્લેષવિનાશૌ તદ્વ્યપદેશાત્** ॥૪।૧।૧૩॥ **ઇતરસ્યાપ્યેવમસંશ્લેષ: પાતે તુ ॥ ૪।૧।૧૪ ॥ અનારબ્ધકાર્યે એવ તુ પૂર્વે તદવધે: ॥ ૪।૧।૧૫ ॥** આ વ્યાસ સૂત્રોનો એજ પ્રતિપાદ્ય વિષય છે.

પણ મારો મત આ છે. જ્ઞાનથી મુકિત થાય છે એનું તાત્પર્ય એ નથી કે જ્ઞાન થતાં જ તે શરીર છોડીને જીવ, બ્રહ્મભાવ પામે છે. શરીરની સ્થિતિમાં પણ તે બ્રહ્મભાવને પામે છે. કર્મો ત્યાં સુધી જ ફળ ભોગાવવાની શકિત ધરાવે છે જ્યાં સુધી તેમનું સ્મરણ રહે છે અથવા તો અંતઃકરણ ઉપર તેમના સૂક્ષ્મસંસ્કારો ઘર કરીને બેઠા હોય છે. એટલે જ્યાં સુધી આપણને એવો સંસ્કાર અથવા અભિમાન રહે છે કે મેં અમુક પાપકર્મો કર્યાં છે, અમુક પુણ્યકર્મો કર્યાં છે અને મારે એના ફળ ભોગવવાં જ પડશે ત્યાં સુધી જ એ કર્મોમાં ફળ આપવાની શકિત રહે છે. જ્યારે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અને અવિદ્યાનો સંસર્ગ નાશ થવા પામે છે અને જ્યારે એમ ભાન થાય છે કે **"અહં બ્રહ્માસ્મિ"** ત્યારે કર્મોને વિષે જે કર્તૃત્વ–ભોક્તૃત્વ બુદ્ધિ તેનો નાશ થાય છે. તે બુદ્ધિના અભાવે તો જીવને કોઈ પણ કર્મફળ ભોગવવાની આવશ્યકતા રહી જતી નથી.

માટે "સંચિત કર્મો મારાં હશે અને તે ભોગવવાં પડશે" એ ભય ચાલ્યો જાય છે. "હું વર્તમાન શરીરવડે જે કરી રહ્યો છું તેના ફળો ભોગવવાં જ પડશે." એ ચિંતા સમુળગી ટળી જાય છે. એનું જ નામ સંચિત કર્મોનો નાશ; અને એ જ છે ક્રિયમાણ કર્મનો અશ્લેષ. હવે રહે છે **પ્રારબ્ધ કર્મ.** જેવી રીતે સંચિત કર્મોમાંથી અને ક્રિયમાણ કર્મોમાંથી પણ સ્વાભિમાન દૂર થયે તે આત્મા નિર્ભય બને છે તેવી જ રીતે પ્રારબ્ધ કર્મને માટે પણ તે નિર્ભય બને છે. જ્ઞાની આત્માને એવું ભાન જાગૃત થાય છે કે હું તો આનંદસ્વરૂપ છું તેથી મારામાં બહારથી આવેલાં સુખો અથવા તો દુઃખોનો સંબંધ હોઈ શકે જ નહિ. એમ નિશ્ચય કર્યા પછી તે પ્રારબ્ધ કર્મોથી પણ નિર્ભય બને છે. એનું જ નામ મુક્તિ–મોક્ષ.

અહીં અવધૂતશ્રુતિયો વિચારવા યોગ્ય છે. તે કહે છે:—

**દુઃખિનોજ્ઞાઃ સંસરન્તુ કામં પુત્રાદ્યપેક્ષયા ।**
**પરમાનન્દપૂર્ણોહં સંસરામિ કિમિચ્છયા ॥**
**અનુતિષ્ઠન્તુ કર્માણિ પરલોકયિયાસવઃ ।**
**સર્વલોકાત્મકઃ કસ્માદનુતિષ્ઠામિ કિં કથમ્ ॥**

આ શ્રુતિ બહુ મહત્ત્વની છે. એમાંથી આપણને પ્રસ્તુત સંબંધમાં પૂર્ણ પ્રકાશ પ્રાપ્ત થાય છે. જુવો. જ્ઞાની આત્મા શરીર ત્યાગ પછી તો બંધનમાં આવવાનો જ નથી એમાં તો કોઇને પણ વિવાદ નથી. વિવાદ છે દેહદશામાં. આ શ્રુતિ કહે છે કે "જે અજ્ઞાની જીવોને સાંસારિક પુત્ર–પૌત્ર, ઐશ્વર્યાદિની અપેક્ષા છે તે ભલે સંસૃતિ એટલે સંસારને પામો. હું તો પૂર્ણ પરમાનંદ છું, કઇ ઇચ્છાને લીધે હું સંસારને પામી શકું ! "એના ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે દેહની સ્થિતિમાં પણ જ્ઞાની આત્મા નિર્ભયતાને પામે છે. આ શરીરમાં જો ઇચ્છાનો નાશ થઇ જાય તો અવશ્ય જ આત્મા

પૂર્ણ પરમાનન્દ થઈ જાય છે. પછી તે શરીર રહો કે નાશ પામો તેની સાથે તેનો કાંઈ સંબંધ જ હોતો નથી. તે તો બ્રાહ્મી સ્થિતિમાં પહોંચેલો હોય છે. તેને શરીરનું ભાન હોતું જ નથી. જેમ શુદ્ધ બ્રહ્મ વ્યાપક હોવાને લીધે સર્વગત તો હોય છે જ, છતાં કોઈની સાથે સંબંધ ધરાવતો નથી કેમકે તે સ્થિતિમાં "કોઈ છે" એમ ભાસતું જ નથી. ત્યારે તેને કોની સાથે સંબંધ ધરાવવાનો હોય! એ જ સ્થિતિનું નામ જીવન્મુક્તિ પાડવામાં આવ્યું છે. એ શ્રુતિ બતાવે છે કે જ્ઞાની આત્માને સંચિત કર્મનું પણ અભિમાન રહેતું નથી અને પ્રારબ્ધ કર્મનું પણ અભિમાન રહેતું નથી. તે એ બન્નેથી મુક્ત થાય છે. ક્રિયમાણ કર્મને માટે આ જ શ્રુતિ કહે છે કે જેમને પરલોક મેળવવાની ઈચ્છા હોય તે લોકો યાગાદિક વિવિધ કર્મોને કરે. હું તો પોતે સર્વલોકાત્મક છું, મને કોઈ પણ લોકની ઇચ્છા નથી. તેથી મારે શા માટે કર્મ કરવું? એ જે ભાવના તે જ જ્ઞાની આત્માને ક્રિયમાણ કર્મના પાશમાંથી મુક્તિ અપાવી દે છે. પછી તો શરીર રહો કે જાઓ, તેની સાથે કંઈ પણ લેવું દેવું નથી.

યાવદ્યાવન્મુનિશ્રેષ્ઠ સ્વયં સંત્યજ્યતેખિલમ્ ।
તાવત્તાવત્પરાલોકઃ પરમાત્મૈવ શિષ્યતે ॥
યાવત્સર્વં ન સંત્યક્તં તાવદાત્મા ન લભ્યતે
સર્વવસ્તુ પરિત્યાગે શેષ આત્મેતિ કથ્યતે ॥
આત્માવલોકનાર્થં તુ તસ્માત્સર્વં પરિત્યજેત્ ।
સર્વં સંત્યજ્ય દૂરેણ યચ્છિષ્ટં તન્મયો ભવ ॥

આ શ્રુતિયો બોધન કરે છે કે "જેમ જેમ જીવ ક્રમિક જ્ઞાનવિકાસને લીધે જાગતિક પદાર્થોનો ત્યાગ કરતો જાય છે તેમ તેમ પરપ્રકાશ પરમાત્માની પાસે પહોંચતો જાય છે." "જ્યાં સુધી માયિક સર્વપદાર્થોનો અને સર્વસંસર્ગોનો ત્યાગ હોતો નથી ત્યાં સુધી આત્મપ્રાપ્તિ પણ હોતી નથી. સર્વ ત્યાગ પછી સ્વરૂપા-

વસ્થાન હોય છે." "તેથી આત્મદર્શનને માટે બધા ભૂત–ભૌતિક પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ. ત્યાગ કર્યા પછી જે અવશિષ્ટ રહે, તન્મય તું થઇ જા." એ બધાથી જણાય છે કે પ્રકૃતિનો ત્યાગ આત્મજ્ઞાન માટે અત્યંત સહાયક વસ્તુ છે. પ્રકૃતિ પછી જે રહે છે તે તો સ્વ–સ્વરૂપમાત્ર છે એટલે બ્રહ્મ છે. જગત્–ત્યાગ પછી જીવ એક એવી પવિત્ર અને મહોચ્ચ સ્થિતિમાં આવી જાય છે જે એની બ્રહ્મભાવાવસ્થા કહેવાય છે. અને તે પણ મુક્તિની જ દશા–એટલે મુક્તિ જ. મારી રીતિએ જ્ઞાનોત્તર મરી જવાનો કે જીવતા રહેવાનો પ્રશ્ન જ ઉભો થતો નથી. શરીર સાથે રહેતા જીવન્મુક્તની આ સ્થિતિ હોય છે—

ન મે ભોગસ્થિતૌ વાંછા ન મે ભોગવિસર્જને ।
યદાયાતિ તદાયાતુ યત્પ્રયાતિ પ્રયાતુ તત્ ॥
મનસા મનસિ ચ્છિન્ને નિરહઙ્કારતાં ગતે ।
ભાવેન ગલિતે ભાવે સ્વસ્થસ્તિષ્ઠામિ કેવલઃ ॥

"મારી એવી ઇચ્છા નથી કે મારી પાસે ભોગો આવે, એવી પણ ઇચ્છા નથી કે ભોગો ચાલ્યા જાય. જેને આવવું હોય તે આવે જેને જવું હોય તે જાય." "મનવડે મનનો નાશ થયો છે. અહંકારનો લય થયો છે. બધા ભાવોનો પ્રલય થયો છે અને હું અત્યારે કેવળ થઇને, સ્વસ્થ થઇને રહ્યો છું." આ જે કેવળાવસ્થાનો અનુભવ તે જ મોક્ષ.

મારા મતે આવી રીતે કર્મનો નાશ મનાય છે અને આવી રીતે મુક્તિની પ્રાપ્તિ થાય છે. પણ જે લોકો એમ માને છે કે જ્ઞાનાગ્નિવડે ખરેખર કર્મનો દાહ થાય છે તેમને માટે પર્વત જેવો વિશાળ પ્રશ્ન ઉભો છે કે જ્યારે જ્ઞાનવડે સંચિત અને ક્રિયમાણનો નાશ થાય છે તો પ્રારબ્ધનો પણ નાશ કેમ નહિ. ધનુષ્યથી છુટેલા બાણના દૃષ્ટાન્તથી એનું સમાધાન ન થઇ શકે. ધનુષ્યથી છુટેલો બાણ તો કેટલી વાર લક્ષ્ય સુધી પહોંચ્યા સિવાય પણ વચમાં જ

નષ્ટ થાય છે. તે ઉપમાથી પ્રારબ્ધનો વચમાં નાશ કેમ ન મનાય? મન્ત્રપ્રયુક્ત બાણો એવા પણ હોય છે કે શત્રુને મારીને અથવા બાણ ફેંકનારની ઇચ્છાને અનુસરી, ન મારીને, ફરીથી બાણ ફેંકનારના ભાથામાં પોતાની મેળે આવી જાય છે. તેમજ એ પ્રારબ્ધ કર્મ વ્યવસ્થાપક મહેશ્વરની પાસે પાછાં કેમ ન આવે? તમે કહેશો કે એમ થતાં પરમેશ્વરનો સત્સંકલ્પ તૂટશે. કેમકે તેનો સંકલ્પ હતો કે આ કર્મનો આ ભોગ આ જીવને આપવો. એવી વ્યવસ્થા કરીને જ તેમણે શરીર આપ્યું, અને વચમાં જ જો આ વ્યવસ્થા તૂટે તો તેનું સત્સંકલ્પપણું નાશ પામે. ત્યારે સંચિત અને ક્રિયમાણ કર્મોનો પણ નાશ ન થવો જોઇએ. કેમકે તેને માટે પણ પ્રભુનો સંકલ્પ હોય છે કે આ કર્મોનું આ ફળ મારે ભોગવાવવાનું છે. કદાચ તમે કહો કે ફળ ભોગવાવવાનો સંકલ્પ પરમેશ્વર પ્રથમથી જ નથી કરતો. જ્યારે જે કર્મનો વિપાક ઉદય થાય છે અને શરીર આપી જ દેવાની તૈયારી હોય છે ત્યારે જ એ સંકલ્પ કરવામાં આવે છે, તો એ કહેવું યુક્તિયુક્ત નથી. કેમકે જે કર્મોના જે ફળ ભોગાવવાનો હોય છે તે તો સદા તેની બુદ્ધિમાં હોય છે જ. જયારે બધાના કર્મો તે જોઇ શકે છે ત્યારે બધા કર્મોના ફળના સ્વરૂપને પણ તે પ્રથમથી જ જાણી શકે છે, અને જાણવું જ જોઇએ. કેમકે કર્મો કે તો પાપરૂપ હોય છે કે તો પુણ્યરૂપ. બન્નેના દુષ્ફળ અને સુફળ એ તો નિયત જ છે. અને તે પરમેશ્વરની જ વ્યવસ્થા પ્રમાણે છે. તેથી તેને દરેક કર્મફળનું ભાન પ્રથમથી જ છે. અને તેથી સંચિત કે ક્રિયમાણના નાશમાં તેની વ્યવસ્થા અને સત્સંકલ્પત્વને આંચકો લાગ્યા વગર રહેતો નથી. માટે ધનુષ–બાણનું દૃષ્ટાન્ત નિરર્થક જ છે. સંચિત અને ક્રિયમાણ કર્મોની સાથે જ પ્રારબ્ધનો પણ નાશ થવો જ જોઇએ. જ્ઞાનની શકિતમાં સંકોચ કરવાનું કાંઇપણ કારણ નથી. તે જ્ઞાન તો આત્મસ્વરૂપ છે. આત્મસ્વરૂપ જ્ઞાનમાં જો સંકોચ થઇ શકતો હોય તો આત્માની નિત્યતા, તેની પ્રાપ્તિ, તેનું મહત્ત્વજ્ઞાન

બધું નિરર્થક થઇ જાય છે. તેથી "**જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત્ કુરુતેઽર્જુન**" આ ગીતાના સિદ્ધાંત પ્રમાણે સર્વ કર્મોનો નાશ થઇ જવો જોઇએ. "**ક્ષીયન્તે ચાસ્ય કર્માણિ તસ્મિન્દૃષ્ટે પરાવરે**" આ શ્રુતિ પણ સંકોચ વગર જ સર્વ કર્મોનો નાશ પ્રતિપાદન કરે છે. વ્યાસસૂત્રની પદ્ધતિએ ગીતાને ચલાવવામાં કોઇપણ હેતુ નથી. વ્યાસના સૂત્રોથી ગીતા બહુ પૂર્વજ છે—પ્રાચીન છે. ગીતાકાળમાં વ્યાસના બ્રહ્મસૂત્રનો ગર્ભકાળ પણ ન હતો. તેથી વિષમકાલીન સિદ્ધાંતોને એક કરવામાં અનુદારતા સિવાય બીજો કશો લાભ નથી. બ્રહ્મસૂત્રથી પૂર્વ સ્થાપિત થયેલા સિદ્ધાંતોપ્રમાણે જ્ઞાનથી બધા કર્મોનો નાશ થવો જોઇએ.

એક બીજી શંકા. ગીતામાં કહ્યું છે "**નાભુક્તં ક્ષીયતે કર્મ**," **અવશ્યમેવ ભોક્તવ્યં કૃતં કર્મ શુભાશુભમ્** ઇત્યાદિ ગીતાના વચનો સાથે "**જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત્ કુરુતે૦**" નો વિરોધ છે. કેમકે તે શ્લોકો કહે છે કે ભોગવ્યા સિવાય કર્મનો નાશ હોતો જ નથી. અને "**જ્ઞાનાગ્નિઃ**" કહે છે કે જ્ઞાનથી સર્વકર્મો ભસ્મ થાય છે. બન્નેનાં પરસ્પર વિરોધ પ્રત્યક્ષ છે.

**એનું સમાધાન.** કર્મ ભોગવ્યા સિવાય ક્ષીણ થતાં નથી એમ કહેવાનું આ તાત્પર્ય છે કે જે લોકો ઉપાયશૂન્ય છે, જ્ઞાન, ભકિત આદિ શાસ્ત્રીય ઉપાયોમાંથી કોઈ ઉપાયને કર્મોના નાશ માટે અંગીકાર ન કરતા હોય તેમનાં કર્મો ભોગવ્યા વગર નાશ પામી શકે નહિ. **અવશ્યમેવ ભોક્તવ્યમ્**નો પણ એ જ આશય છે. એનું તાત્પર્ય એ નથી કે એના નાશની સામગ્રીમાં પણ તેનામાં ક્ષોપધાયકતા રહે છે.

અહીં ભગવાને કહ્યું છે કે "**ન સ ભૂયોભિજાયતે**" આવી રીતે આત્મજ્ઞાન મેળવ્યા પછી ફરીથી પુનર્જન્મ હોતો નથી. અહીં

કેટલાક વૈદિકો એવા છે કે જે મુક્તિમાંથી પણ પુનરાવર્તન માને છે. તે લોકો આ વિષયમાં પરમ અજ્ઞાની છે. તે કહે છે કે મુક્તિ અમુક કર્મોનું ફળ છે. કર્મ કોઈ પણ કાળે અનંત હોઈ શકે નહિ. તેથી તેનું ફળ–મુક્તિ પણ અનંત ન હોઈ શકે, એ બધાં ભૂલ ભુલામણુની વાતો છે. જ્યારે શાસ્ત્રો નથી સમજાતા, અને સ્વતંત્રપણે વિચાર કરી શકાતો નથી ત્યારે માણુસની આવી જ દશા થાય છે. જાણી લેવું જોઈએ કે મુક્તિ કોઈપણ રીતે કર્મનું ફળ નથી. કર્મનું ફળ સર્વદા સંસાર હોય છે. સ્વર્ગ મળે કે પૃથિવી મળે પણ સાંસારિક બંધન તો હોય છે જ. તેથી જ ઔપનિષદ સિદ્ધાંત અને ગીતા–સિદ્ધાંત પણ એજ છે કે કર્મોના નાશ થયે મુક્તિની પ્રાપ્તિ થાય છે. તે મુક્તિ સ્વરૂપ–જ્ઞાન–સ્વરૂપ જ છે. ભિન્ન નહિ." ॥ ૨૩ ॥

પૂર્વ શ્લોકમાં પ્રકૃતિ અને પુરુષના જ્ઞાનનું પરમ ફળ બતાવીને હવે આત્મસંવેદ–આત્મજ્ઞાન મેળવવાના માર્ગનું વિવરણ કરતા ભગવાન્ બોલે છે:—

ધ્યાનેનાત્મનિ પશ્યન્તિ કેચિદાત્માનમાત્મના ।
અન્યે સાંખ્યેન યોગેન કર્મયોગેન ચાપરે ॥૨૪॥

પદચ્છેદ

**ધ્યાનેન આત્મનિ પશ્યન્તિ કેચિત્ આત્માનમ્ આત્મના ।**
**અન્યે સાંખ્યેન યોગેન કર્મયોગેન ચ અપરે ॥૨૪॥**

**અર્થ**—**કેચિત્**–કેટલાક લોકો. **ધ્યાનેન**–ધ્યાનવડે. **આત્મનિ**–બ્રહ્મમાં. **આત્મના**–મનવડે. **આત્માનમ્**–પરમાત્માને. **પશ્યન્તિ**–જુવે છે, જાણે છે. **અન્યે**–બીજા લોકો. **સાંખ્યેન**–સાંખ્યવડે. **યોગેન**–

યોગવડે. **ચ**–અને. **અપરે**–બીજા લોકો. **કર્મયોગેન**–કર્મયોગ વડે. (આત્માને જુએ છે, જાણે છે.) ॥૨૪॥

**સ્પષ્ટાર્થ**–તે પરમાત્માને કેટલાક લોકો પોતાની બુદ્ધિમાં આત્માવડે જાણે છે. બીજાલોકો સાંખ્યવડે અથવા તો યોગવડે તેને જાણે છે. અને બીજા લોકો કર્મયોગવડે તેને જાણે છે. ॥૨૪॥

**ભાવાર્થ**–આ શ્લોકમાં ત્રણવાર **આત્મન્** શબ્દ આવ્યો છે. એક સપ્તમ્યન્ત છે, બીજો દ્વિતીયાન્ત છે અને ત્રીજો તૃતીયાન્ત છે. ત્રણે આત્મન્ શબ્દના પૃથક્ પૃથક્ ત્રણ અર્થો છે. પ્રથમ **આત્મન્** શબ્દનો અર્થ બુદ્ધિ છે, દ્વિતીયનો અર્થ **પરમાત્મા** છે, તૃતીયનો અર્થ **મન** છે. તેથી એનો સીધો અર્થ એ થયો કે કેટલાક લોકો આત્માને ધ્યાનવડે પોતાની બુદ્ધિમાં જુએ છે. અહીં **કેચિત્** શબ્દથી નિદિધ્યાસનપરાયણ મુમુક્ષુઓ અને બ્રહ્મજિજ્ઞાસુઓનું ગ્રહણ કરવાનું છે. એઓ પ્રથમ શ્રેણીના અધિકારીઓ છે. સદ્ગુરુના ચરણોમાં બેસીને જે કંઇ શ્રવણ કર્યું છે તેનું મનન પછી નિદિધ્યાસન દ્વારા જે પોતાની નિર્મળ બુદ્ધિમાં નિર્મળ મન વડે આત્માનો સાક્ષાત્કાર કરે છે તે સર્વોત્તમ અધિકારીઓ કહેવાય છે. એકાંત પ્રદેશમાં બેસીને આત્મસ્વરૂપનું ચિંતન અને તેનાથી ઉત્પન્ન થએલા આનંદમાં મગ્ન રહેવું એ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સ્થિતિ છે. સિદ્ધધ્યાન પુરુષ જ એ માર્ગનો સંગ્રહ કરી શકે છે. ઉપનિષદ્‌માં કહ્યું છે :

**કદોપશાન્તમનનો ધરણીધરકન્દરે ।**
**શિલાસામ્યં સમેષ્યામિ નિર્વિકલ્પસમાધિના ॥**
**નિરંશધ્યાનવિશ્રાન્તિમૂકસ્ય મમ મસ્તકે ।**
**કદા તાર્ણં કરિષ્યન્તિ કુલાયં વનપુત્રિકાઃ ॥**

ઉત્કટ વૈરાગ્યવાન્ મુમુક્ષુ કહે છેઃ–"પર્વતની કંદરામાં ક્યારે હું સર્વ રીતે શાંત થઇને બેસીશ અને નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર

થઇને પાષાણવત્ બની જઇશ ?" "એવો દિવસ ક્યારે આવશે જ્યારે હું નિર્વિકલ્પ ધ્યાનથી થાકીને મૂક થઇને બેઠો હોઇશ અને વનના પક્ષિયો મારા માથા ઉપર પોતાના માળા બાંધશે ?" એવી સ્થિતિમાં રહેનાર જ અહીં **કેચિત્** શબ્દથી વિવક્ષિત છે.

જો કે શ્રુતિમાં કહ્યું છે કે "**ન તત્ર ચક્ષુર્ગચ્છતિ ન વાગ્ ગચ્છતિ ન મનો ગચ્છતિ" "યતો વાચો નિવર્તન્તે અપ્રાપ્ય મનસા સહ** " એટલે આત્મસ્વરૂપ સુધી ચક્ષુરિન્દ્રિય પહોંચતી નથી, વાણી પણ પહોંચતી નથી અને મન પણ પહોંચતું નથી. આમ કહેવાથી આત્મતત્ત્વને વાઙ્મનસાગોચર શ્રુતિએ કહ્યું છે. છતાં "**મનસૈવાત્માનં વિજાનીયાત્," "એષોઽણુરાત્મા ચેતસા વેદિતવ્યઃ**" આ શ્રુતિઓ મનવડે જ આત્મતત્ત્વને જાણવાનો આદેશ કરે છે. તેથી એમ જાણવું કે અપવિત્ર મનવડે આત્મજ્ઞાનની પ્રાપ્તિનો નિષેધ કરવામાં આવ્યો છે, અને પવિત્ર મન વડે આત્મજ્ઞાન મેળવવાની આજ્ઞા કરવામાં આવી છે.

આ શ્લોકમાં જે **સાંખ્ય** અને **યોગ** શબ્દ છે તે ક્રમથી સાંખ્યદર્શન અને યોગદર્શન માટે જ આવ્યા છે. સાંખ્યદર્શનનો અર્થ કપિલના વર્તમાન સૂત્રો અને યોગદર્શનનો અર્થ પતંજલિના વર્તમાન સૂત્રો એમ નથી સમજવાનો, પણ મહાભારત કાળમાં જે સાંખ્યમત અને યોગમત પ્રચલિત હતા તેમને માટે જ આ બન્ને શબ્દો આવ્યા છે. સાંખ્યને વેદાંતનો પ્રતિભટ માનવામાં આવ્યું તેનો કાળ બહુ અર્વાચીન કાળ કહેવાય. મહાભારતકાળમાં સાંખ્ય સાથે કોઇ જાતનો વિરોધ ન હતો. એ વિષય ગીતાના દ્વિતીયાધ્યાયની ગીતાભૂષણ ટીકામાં મેં વિસ્તારથી લખ્યો છે. ત્યાં જ જોવું જોઇએ.

**કર્મયોગ** શબ્દથી નિષ્કામકર્મયોગનું જ ગ્રહણ કરવું જોઇએ. કેમકે ભગવાનનો નિષ્કામકર્મયોગમાં જ આગ્રહ છે. અને તેને પણ

મુક્તિનું સ્વતંત્ર સાધન માનનારાઓ તો હતાજ. અને તેમનો ઇતિહાસ અથવા સંક્ષિપ્ત પરંપરા ગીતામાંજ ચતુર્થાધ્યાયના શ્લોક ૧, ૨, ૧૫ માં અને બીજા અધ્યાયોમાં પણ મળી આવે છે. ॥ ૨૪ ॥

પૂર્વના શ્લોકમાં ધ્યાનયોગ, સાંખ્યયોગ, યોગયોગ અને કર્મયોગ આ ચાર સાધનોવડે ઉત્તમ, મધ્યમ આદિ અધિકારીઓ આત્મતત્ત્વને જાણે છે એમ કહ્યું. અને હવે આ શ્લોકવડે શ્રવણનિષ્ઠ અધિકારીને ઉદ્દેશીને કહે છે:—

અન્યે ત્વેવમજાનન્તઃ શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે ।
તેપિ ચાતિતરન્ત્યેવ મૃત્યું શ્રુતિપરાયણા. ॥૨૫॥

પદચ્છેદ

**અન્યે તુ એવમ્ અજાનન્તઃ શ્રુત્વા અન્યેભ્યઃ ઉપાસતે ।**
**તે અપિ ચ અતિતરન્તિ એવ મૃત્યું શ્રુતિપરાયણાઃ ૨૫॥**

**અર્થ**–**ચ**–અને. **અન્યે**–બીજા અધિકારિયો. **તુ**–તો. **એવમ્**–આવી રીતે. **અજાનન્તઃ**–આત્માને ન જાણતાં. **અન્યેભ્યઃ**–આત્મજ્ઞાનીઓ પાસેથી. **શ્રુત્વા**–સાંભળીને. **ઉપાસતે**–આત્મોપાસના કરે છે. **તે**–તેઓ. **શ્રુતિપરાયણાઃ**–શ્રવણનિષ્ઠ જીજ્ઞાસુઓ. **અપિ**–પણ. **મૃત્યુમ્**–જન્મ મરણરૂપ સંસારને. **અતિતરન્તિ**–પાર કરી જાય છે. **એવ**–જ. ॥ ૨૫ ॥

**સ્પષ્ટાર્થ**–અને બીજા અધિકારિયો તો પોતે એ આત્મતત્ત્વને જાણતા નથી અથવા આ સાધનોવડે તે આત્મતત્ત્વ મેળવાય છે તે પણ તેઓ જાણતા નથી. છતાં આત્મજ્ઞાનીઓ પાસેથી સાંભળીને પણ તે જીજ્ઞાસુ જીવો આ જન્મમરણરૂપ સંસારને પાર કરી જ જાય છે. ॥ ૨૫ ॥

**ભાવાર્થ**–આ શ્લોક પૂર્વ શ્લોકમાં વર્ણવેલ સાધનોનું મહત્ત્વ દૃઢ કરવાને માટે આરંભાયો છે. જે લોકો ધ્યાનનિષ્ઠ પણ નથી, સાંખ્યનિષ્ઠ પણ નથી, યોગનિષ્ઠ પણ નથી અને કર્મયોગનિષ્ઠ પણ નથી, એટલે આ બધા સાધનોમાંથી કોઈ એક સાધનને સ્વીકારીને આત્મદર્શનમાં સમર્થ નથી તેઓ બીજા આત્મજ્ઞાનીઓની પાસેથી આત્મતત્ત્વને સાંભળીને–જાણીને પણ મૃત્યુને પાર કરી જાય છે. અથવા તે તે સાધનોને જાણનારા અજ્ઞ જિજ્ઞાસુઓ, જ્ઞાનીઓ–વિદ્વાનો પાસેથી તે યોગોમાંથી કોઇ એક યોગને ગ્રહણ કરીને આત્મદર્શી થઇ જાય છે.

આ શ્લોકનો અર્થ, સ્પષ્ટાર્થ, ભાવાર્થ બધું થઇ ગયું. છતાં સમજાતું નથી કે એ શ્લોકની અહીં શી જરૂર હતી. જગત્‌માં આરંભ દશામાં સામાન્યતઃ બધા અજ્ઞાની જ હોય છે અને પૂર્વસિદ્ધ બીજા જ્ઞાનીઓ પાસેથી બધાને શીખવાની આવશ્યકતા રહે છે જ, અને શીખ્યા પછી જ તે તે યોગને સ્વીકારીને મૃત્યુ–સંતરણ કરે છે. જ્યારે બધાયની એવી જ સ્થિતિ છે ત્યારે આ શ્લોકનો શો ઉપયોગ તે કહી શકાતું નથી. અને જ્યારે આ શ્લોકમાં વર્ણવેલ અધિકારીઓ બીજા પાસેથી સાંભળશે ત્યારે તેઓ પણ ૨૪મા શ્લોકમાં વર્ણવેલ અધિકારીઓની જ કોટિમાં જઈ પહોંચશે; પછી આ શ્લોકમાં "**તેઽપિ**" "તેઓ પણ" એમ કહેવાની કઈ આવશ્યકતા છે તે પણ જણાતી નથી.

મારું કહેવાનું તાત્પર્ય એ છે કે બધાની પ્રાયઃ પૂર્વે અજ્ઞાન દશા જ હોય છે. એને માટે સદ્‌ગુરુની શોધ કરવી પડે છે. સદ્‌ગુરુ-દ્વારા અધિકારાનુસાર જ્યારે કોઇ પણ યોગ આત્મજ્ઞાનને માટે પ્રાપ્ત થાય છે ત્યારે તે આત્મદર્શનમાં કુશળ થાય છે. અને એવું છે ત્યારે "**અન્યે ત્વેવમ્**" "**તેઽપિ ચાતિતરન્ત્યેવ**" અહીં **અન્યે, અપિ, એવ**, આ બધા પદો નિરર્થક જ છે. વસ્તુતઃ

આખો શ્લોક જ અહીં નિરર્થક જેવો જણાય છે. એનું કંઇ પણ પ્રયોજન નથી.

ભાષ્યકારો, વ્યાખ્યાકારો અહીં ઉકુયન કરી ગયા છે. અથવા તો કોઈ કોઈ વ્યાખ્યાકાર આ શ્લોકની નિરર્થકતાનો પરિહાર કરતાં એને વધારે નિરર્થક બનાવી દેવાનો પ્રયાસ કરી ગયા છે. વસ્તુતઃ એ શ્લોક અવ્યવહિત પૂર્વશ્લોકથી ગતાર્થ જ છે. ॥૨૫॥

અગ્રિમ ૨૭ મા શ્લોકના તત્ત્વોપદેશની ભૂમિકા તૈયાર કરવા માટે ભગવાન્ પ્રથમ પ્રતીયમાન સર્વ જગતમાં ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મનો સંબંધ બતાવે છેઃ—

યાવત્સંજાયતે કિંચિત્સત્ત્વં સ્થાવરજઙ્ગમમ્ ।
ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્ તદ્વિદ્ધિ ભરતર્ષભ ॥૨૬॥

પદચ્છેદ

**યાવત્ સંજાયતે કિંચિત્ સત્ત્વં સ્થાવરજઙ્ગમમ્ ।**
**ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્ તદ્ વિદ્ધિ ભરતર્ષભ ॥૨૬॥**

**અર્થ—ભરતર્ષભ**—હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન! **યાવત્** જે. **કિંચિત્**—કંઇ. **સ્થાવરજઙ્ગમમ્**—અચર અને ચર. **સત્ત્વમ્**—વસ્તુ. **જાયતે**—ઉત્પન્ન થાય છે. **તત્**—તેને એટલે તે વસ્તૂત્પત્તિને, **ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્**—ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંબંધથી. **વિદ્ધિ**—જાણ. ॥૨૬॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! જે કંઇક સ્થાવર—અચર, જઙ્ગમ—ચર વસ્તુ જગતમાં ઉત્પન્ન થતી અથવા થએલી જણાય છે તે ઉત્પત્તિ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના મેલથી જ—સંબંધથી જ થએલી જાણ. ॥૨૬॥

**ભાવાર્થ**–પૂર્વજન્મોમાં કરેલા શુભાશુભ કર્મોના ફળ પ્રમાણે, અંતઃકરણની સાથે તાદાત્મ્યસંબંધ બાંધીને રહેલા જીવને, આ શરીર મળે છે અને અનેક જાતના ઉપકરણો મળે છે. જ્યાંસુધી અવિદ્યાપાશ–બદ્ધ જીવ પોતાને કર્તા માને છે ત્યાં સુધી તે પોતાને "ભોક્તા" પણ માને છે. એ દૃષ્ટિએ યાવત્ જગત્ ક્ષેત્ર–પ્રકૃતિ, અને ક્ષેત્રજ્ઞ–આત્મા, એ બેના સંબંધથી જ ઉત્પન્ન થાય છે. "આ મારા કર્મો છે" અને "અમુક કર્મોના ફળ મારે જ ભોગવવાનાં છે" આવો અભ્યાસ જ્યાંસુધી રહે છે ત્યાંસુધી એમ જ મનાય છે, માનવું પણ જોઈએ કે ભોગ્ય–ક્ષેત્ર–પ્રકૃતિ, અને ભોક્તા–ક્ષેત્રજ્ઞ–જીવ, એ બેના સંબંધ વિના ચરાચર સૃષ્ટિ ઉત્પન્ન થઈ શકે નહિ. જ્યારે જીવભાવ નાશ પામે છે અને સ્વરૂપદર્શન થાય છે, ત્યારે કર્તૃત્વ, ભોક્તૃત્વાદિ ધર્મો અને જગત્ બધાં અદૃશ્ય બને છે. "**ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્**" એ કહેવાનું એટલું જ તાત્પર્ય છે.

આ શ્લોકમાં જે "**ક્ષેત્રક્ષેત્રજ્ઞસંયોગાત્**" આ તૃતીય ચરણમાં "**સંયોગ**" શબ્દ આવ્યો છે તે સંયોગનામવાળો સંબંધ સમજવો નહિ આ સંયોગ શબ્દ કેવળ સંબંધનો જ વાચક છે, સંયોગ સંબંધનો વાચક નથી. કેમકે સંયોગ સંબંધ અવયવી દ્રવ્યોનો જ હોય છે પ્રકૃતિ ભલે અવયવિની છે પણ આત્મા તો નિરવયવ જ છે. નિરવયવ અને સાવયવ દ્રવ્યોનો સંયોગ ન સંભવે. કિંચ, "**અસઙ્ગો હ્યયં પુરુષઃ**" આ શ્રુતિ–અનુસારે આત્મા અસંગ છે. તેનો કોઈની સાથે કોઈ સંબંધ હોઈ શકે જ નહિ. છતાં જે સંબંધ જણાય છે તે બધા આધ્યાસિક છે, વાસ્તવિક નહિ. ॥ ૨૬ ॥

ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સંબંધથી ઉત્પન્ન થએલાં જે સત્ત્વો–પદાર્થો–ભૂતો, તેમાં પરમેશ્વરદર્શન કરનારની પ્રશંસા કરતા ભગવાન્ બોલે છેઃ

સમં સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્તં પરમેશ્વરમ્ ।
વિનશ્યત્સ્વવિનશ્યન્તં યઃ પશ્યતિ સ પશ્યતિ ॥૨૭

પદચ્છેદ

**સમં સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્તં પરમેશ્વરમ્**
**વિનશ્યત્સુ અવિનશ્યન્તં યઃ પશ્યતિ સઃ પશ્યતિ ॥૨૭**

**અર્થ**—**સર્વેષુ**—બધા. **ભૂતેષુ**—ભૌતિક પદાર્થોમાં. **સમમ્**—સમાનરૂપેજ. **તિષ્ઠન્તમ્**—રહેલા. **પરમેશ્વરમ્**—પરમાત્માને. **યઃ**—જે. **પશ્યતિ**—જુએ છે. તથા **વિનશ્યત્સુ**—તે ભૌતિક પદાર્થને નષ્ટ થએ સતે (પણ). **અવિનશ્યન્તમ્**—પદાર્થોમાં વિદ્યમાન પરમાત્માને વિનષ્ટ ન થતાં (જે જુએ છે;) **સઃ**—તે (જ) **પશ્યતિ** જુએ છે. ॥ ૨૭ ॥

**સ્પષ્ટાર્થ**—જે ક્ષેત્રજ્ઞ અથવા જિજ્ઞાસુ પરમેશ્વરને સર્વ પદાર્થોમાં સમાનરૂપે વ્યાપીને રહેલો જાણે છે અને તે પદાર્થોનો નાશ થયે સતે પણ જે પરમેશ્વરને અવિનાશી જુએ છે તે જ તેને જુએ છે ॥૨૭॥

**ભાવાર્થ**—ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સંબંધથીજ આ આખું વિશ્વ દશ્ય થયું છે એ વાર્તા ઉપરના શ્લોકમાં કહેવાઈ છે. તેથી એ વસ્તુ નિર્વિવાદ બને છે કે દરેક ક્ષેત્ર, દરેક વસ્તુ, દરેક શરીર, ક્ષેત્રજ્ઞથી પરિપૂર્ણ છે. પ્રકૃતિમાં કે પ્રાકૃત પદાર્થોમાં કોઈ જાતનું વૈષમ્ય સેવ્યા વગર જ આત્મા રહેલો છે. **ન નારી ન પુમાન્ ક્લીબં ન વિપ્રઃ ક્ષત્રિયો ન વા । નાપિ વૈશ્યો ન વા શૂદ્રઃ પરમાત્મા કદાચન ॥** આ વચન પ્રમાણે આત્મા સ્ત્રી નથી પુરુષ પણ નથી. તેથી તે વગરસંકોચે સ્ત્રીશરીરમાં પણ અને પુંશરીરમાં પણ રહે છે. તે બ્રાહ્મણાદિક નથી તેથી તેની દષ્ટિમાં કોઈ ભેદ નથી. બ્રાહ્મણશરીરમાં પણ અને ચંડાળ શરીરમાં પણ, ગોશરીરમાં પણ અને શ્વશરીરમાં

પણ સમાનભાવે રહે છે. એવી રીતે જે પરમાત્માને જુએ છે તે જ ખરો જોનાર છે. તેમજ પરમાત્માના વ્યાપ્ય બધા શરીરો અને બધા પદાર્થો કાળે કરીને નાશ પામે છે, પણ તેમાં સમભાવે અવસ્થિત પરમાત્માનો (ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મનો) નાશ હોતો નથી. એવી રીતે જે તેને જાણે છે તેનું જ જાણવું જાણવું છે. શુદ્ધસ્વરૂપ નિર્વિકાર આત્મા જડ વસ્તુઓમાં રહેતો પણ જડધર્મવાળો થઇ જતો નથી. તેથી તે સર્વદા સર્વવિકારશૂન્ય જ રહે છે. ॥૨૭॥

૨૭ માં શ્લોકમાં વર્ણવાએલા સમદર્શનનું ફળ વર્ણન કરતાં ભગવાન્ કહે છેઃ—

સમં પશ્યન્હિ સર્વત્ર સમવસ્થિતમીશ્વરમ્ ।
ન હિનસ્ત્યાત્મનાત્માનં તતો યાતિ પરાં ગતિમ્ ॥

પદચ્છેદ

સમં પશ્યન્ હિ સર્વત્ર સમવસ્થિતમ્ ઈશ્વરમ્ ।
ન હિનસ્તિ આત્મના આત્માનં તતઃ યાતિ પરાં ગતિમ્

અર્થ—સર્વત્ર-સર્વ પદાર્થોમાં. સમમ્-સમાનરૂપે. સમવસ્થિતમ્-વ્યાપક થઈને રહેલ. ઈશ્વરમ્-ઇશ્વરને-આત્માને પશ્યન્-જોનારો ક્ષેત્રજ્ઞ. હિ-ખરેખર. આત્મના-પોતાની મેળે અથવા મનવડે. આત્માનમ્-પોતાને. ન હિનસ્તિ-મારી નાંખતો નથી. તતઃ—તે કારણથી જ. પરામ્-પરા. ગતિમ્-ગતિને. યાતિ-તે પામે છે. ॥૨૮॥

ભાવાર્થ-સર્વ પદાર્થોમાં સમભાવે રહેલા પરમેશ્વરને જે જાણે છે તે પોતે પોતાનો નાશ કરતો નથી. અથવા તે મનવડે પોતાનો નાશ કરતો નથી. અને તેથી જ તે મોક્ષને પામે છે. ॥૨૮॥

ભાવાર્થ—મહોપનિષદ્‌નું એક વચન છે કે **ભેદદૃષ્ટિરવિદ્યેયં સર્વથા તાં વિસર્જયેત્.** "ભેદદર્શન એજ અવિદ્યા—અજ્ઞાન કહેવાય છે. તેથી આ અવિદ્યાનો ત્યાગ જ કર્તવ્ય છે." એજ દૃષ્ટિએ અહીં ભગવાન્ પણ પોતાના શિષ્યને ઉપદેશ કરે છે ઊંચ અને નીચ કહેવાતા બધા પ્રાણિઓમાં ઉત્તમ અને નિકૃષ્ટ કહેવાતી દરેક વસ્તુમાં, તે પરમાત્માનો નિવાસ રહેલો છે. તે જ મુખ્ય વસ્તુ છે. અજ્ઞાની જીવો પરમાત્માનું દર્શન તો કરી શકતા નથી. તેથી તેને દરેક વસ્તુમાં ઊંચ, નીચ, ઉત્કૃષ્ટત્વ, નિકૃષ્ટત્વાદિ ભાસ્યા કરે છે. અને એ જ અજ્ઞાનનું કાર્ય છે. જ્યાં સુધી આવી સ્થિતિ જીવની રહે છે ત્યાં સુધી તે સંસારી કહેવાય છે અને સંસારીજ રહે છે. પણ જ્યારે એ ભેદવાદમાંથી મુક્તિ મેળવી શકે છે ત્યારે તે બોલી ઉઠે છે

**ધન્યોઽહં ધન્યોઽહં દુઃખં સાંસારિકં ન વીક્ષેઽદ્ય ।**
**ધન્યોઽહં ધન્યોઽહં સ્વસ્યાજ્ઞાનં પલાયિતં ક્વાપિ ॥**

હું ધન્ય છું આજે મારા સાંસારિક દુઃખો મારી દૃષ્ટિમાં નથી આવતા. હું ધન્ય છું કેમકે મારૂં અજ્ઞાન ન જાણે ક્યાં નાસી ગયું. એ ભેદવાદે જ જીવોમાં અશાન્તિનો જન્મ આપ્યો છે. એ ભેદવાદે જ મનુષ્યજન્મને પશુજન્મથી પણ વધારે નિકૃષ્ટ બનાવી મુક્યો છે. એ ભેદવાદે જ જગતને ટકાવી રાખ્યું છે. જગતનું ટકાવવું એટલે જન્મમરણરૂપ મહાન્ અનર્થની અવિરત પ્રવૃત્તિ. એ ભેદવાદનો નિરાસ કરવા માટે જ પ્રભુ ઉપદેશ કરે છે કે સર્વત્ર સમાનરૂપે રહેલા આત્માને જાણનાર મુક્તિ પામી જાય છે.

જો કે આત્મજ્ઞાનમાં "સમાનરૂપે સમવસ્થિત" એ વિશેષણને કારણતા નથી. કેવળ આત્માની સચ્ચિદાનન્દરૂપતા છે અને તે મારા માં જ છે, આ પ્રકારનું જે જ્ઞાન તે જ આત્મજ્ઞાન કહેવાય છે. છતાં આ શ્લોકમાં અને પૂર્વે ૨૭ માં શ્લોકમાં જે પુનઃ પુનઃ એમ કહેવામાં આવ્યું છે કે "સર્વત્ર સમભાવે રહેલા પરમાત્માને જે જુએ છે તે જ જુએ છે" અને "સર્વત્ર સમભાવે રહેલા પરમાત્માને

જાણનાર જીવ મુક્ત થઇ જાય છે એટલે સ્વસ્વરૂપને પામે છે." તેનું કારણ એટલું જ કે જેવી રીતે પરમાત્મા ભેદભાવ રાખ્યા વગર સર્વમાં છે તેવી જ રીતે બ્રહ્મભાવના અભિલાષી જીવો પણ જેઓ ભેદભાવનો ત્યાગ કરી "**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ**" ગીતાના આ ઉપદેશાનુસારે બધા પ્રાણીઓને પોતામાં જ રહેલા સમજે છે અને બધામાં પોતાને રહેલો સમજે છે, તેઓ ભેદભાવનો નાશ કરી શકે છે. એ નાશ પછી જ સ્વસ્વરૂપનું પ્રાકટ્ય થાય છે.

આ શ્લોકના ત્રીજા ચરણમાં કહ્યું છે કે "જે પરમેશ્વરને સર્વત્ર સમાનરૂપે રહેલા જુવે છે તે પોતે પોતાનો નાશ કરતો નથી અથવા તે મનવડે પોતાનો નાશ કરતો નથી, એ બહુ મહત્ત્વની વસ્તુ છે." એમ કહેવાથી ભગવાન્ એમ સમજાવવા મથે છે કે "**ભેદદૃષ્ટિ જ મૃત્યુ છે**" અને "**અભેદદૃષ્ટિ જ અનંત અમરત્વ છે.**" જે જીવ અનંત જન્માર્જિત પાપપુંજના પ્રતાપે પરમાત્માની સર્વત્ર સમ–સમત્વસ્થિતિને ઓળખી શકતો નથી તે પોતાનો નાશ કરનારો હોય છે. પોતાનો નાશ એટલે પુનઃ પુનઃ જન્મમરણરૂપ સંસારની પ્રાપ્તિ. અને જે જીવ કોઈ પણ સદ્‌ગુરુની કૃપાથી આ ભેદભાવને પાર કરી જાય છે તેને માટે ભગવાન્ ઉચ્ચસ્વરે કહે છે "**યાતિ પરાં ગતિમ્**" તે પરા ગતિને એટલે મોક્ષને પામે છે. મોક્ષની પ્રાપ્તિ એટલે સ્વસ્વરૂપની પ્રાપ્તિ. તેથી જે મુમુક્ષુ જીવ હોય તેણે તો આ અમૂલ્ય વચન સદા યાદ રાખવું જ જોઈએઃ

**સમસ્તં ખલ્વિદં બ્રહ્મ સર્વમાત્મેદમાતતમ્ ।**
**અહમન્ય ઇદં ચાન્યદિતિભ્રાન્તિં ત્યજાનઘ ॥**

"આખું જગત જ બ્રહ્મ છે. આખું જગત્ બ્રહ્મથી પરિપૂર્ણ છે. હું ભિન્ન છું અને આ ભિન્ન છે. આ ભ્રાન્તિનો ત્યાગ કર."

આ શ્લોકના ઉત્તરાર્ધમાં બે વાર **આત્મન્** શબ્દ આવ્યો છે. એક તૃતીયાન્ત છે અને બીજો દ્વિતીયાંત છે. તૃતીયાન્ત આત્મન્ શબ્દનો અર્થ "સ્વયં–પોતે" એમ પણ થાય છે અને "મનવડે" એ અર્થ પણ થાય છે. બંને અર્થો સુસંગત છે. સચ્છાસ્ત્ર અને સદ્ગુરૂપદિષ્ટ માર્ગનો ત્યાગ કરનાર પોતે પોતાનો નાશ કરે છે, અથવા **મનસોભ્યુદયો નાશો મનોનાશો મહોદયઃ** "મનના વેગની વૃદ્ધિ એ જ નાશ કહેવાય છે, અને મનનો નાશ એ જ આત્માનો મહોદય કહેવાય છે." જ્યાંસુધી મનનો વેગ હોય છે ત્યાં સુધી જ ભેદદષ્ટિ રહે છે. મનોનાશ થયા પછી ભેદદષ્ટિ રહેતી નથી.

**મનઃ કારણમર્થાનાં તસ્મિન્સતિ જગત્ત્રયમ્ ।**
**તસ્મિન્ ક્ષીણે જગત્ ક્ષીણં તચ્ચિકિત્સ્યં પ્રયત્નતઃ ॥**

"મન હોય તો જ જગત્ અને જગતની પૃથક્ વસ્તુઓ પ્રતીત થાય છે. તેનો જો ક્ષય થાય તો જગત્ પોતાની મેળે ક્ષય પામે છે. તેથી મનની જ ચિકિત્સા કરવી જોઇએ." આવી રીતે જે લોકોએ પોતાના મનને રોકીને પવિત્ર બનાવીને અભેદદષ્ટિ પ્રાપ્ત કરી લીધી છે, તે લોકો "તે મનવડે પોતાનો નાશ કરતા નથી." એમ ભગવાનનું તાત્પર્ય છે. ॥૨૮॥

પૂર્વના ૨૭ મા અને ૨૮ મા શ્લોકવડે ક્ષેત્રજ્ઞરૂપ બ્રહ્મની સર્વત્ર સમભાવે સમવસ્થિતિ બતાવવામાં આવી અને તે જાણીને મોક્ષપ્રાપ્તિનું પ્રતિપાદન કરવામાં આવ્યું. હવે શંકા એ થાય છે કે જે ક્ષેત્રજ્ઞ સદા રાગદ્વેષ–પ્રયુક્ત સમ–વિષમ અનેક ક્રિયાઓ કરતો રહે છે તેને સમભાવે અવસ્થિત કેમ કહી શકાય? એનો ઉત્તર આપવા માટે ભગવાન્ બોલે છે:—

પ્રકૃત્યૈવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશઃ ।
યઃ પશ્યતિ તથાત્માનમકર્તારં સ પશ્યતિ ॥૨૯॥

પદચ્છેદ

પ્રકૃત્યા એવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશઃ ।
યઃ પશ્યતિ તથા આત્માનમ્ અકર્તારં સઃ પશ્યતિ ॥૨૯॥

**અર્થ**–**ચ**–અને. **યઃ**–જે. **કર્માણિ**–કર્મોને. **સર્વશઃ**–સર્વથા. **પ્રકૃત્યા**–પ્રકૃતિવડે. **એવ**–જ. **ક્રિયમાણાનિ**–કરાતાં. **પશ્યતિ**–જુએ છે. **તથા**–તેમજ. **આત્માનમ્**–આત્માને. **અકર્તારમ્**–અકર્તા (જુએ છે). **સઃ**–તે (જ), **પશ્યતિ**–જુએ છે ॥૨૯॥

**સ્પષ્ટાર્થ**–જે જિજ્ઞાસુ કર્મોને સર્વથા પ્રકૃતિવડે જ કરાતાં જુએ છે અને આત્માને અકર્તા જુએ છે તે જ ખરી રીતે જુએ છે ॥૨૯॥

**ભાવાર્થ**–ગીતાનો એ પણ એક મુખ્ય ઉપપાદ્ય વિષય છે કે કર્ત્રી પ્રકૃતિ છે, આત્મા નહિ. માટે જ "**મયાધ્યક્ષેણ પ્રકૃતિઃ સૂયતે સચરાચરમ્** ।" એમ કહ્યું છે. અહીં અધ્યક્ષેણ કહેવાથી અત્યંત સ્પષ્ટ છે કે આત્મા કર્તા નથી પણ તે તો અધ્યક્ષમાત્ર છે. **સવનકર્મ** તો પ્રકૃતિમાં જ છે. તેમજઃ—

અધિષ્ઠાનં તથા કર્તા કરણં ચ પૃથગ્વિધમ્ ।
વિવિધાશ્ચ પૃથક્ચેષ્ટા દૈવં ચવાત્ર પંચમમ્ ॥ (ગી. ૧૮·૧૪)

આ શ્લોકમાં પણ ભગવાને આત્માના કર્તૃત્વનું નિવારણ જ કરેલું જણાય છે. એ શ્લોકના અર્થનો વિચાર કરીએ. ભગવાન્ કહે છે કોઇ મનુષ્ય ચાહે ઉચિત કર્મ કરે ચાહે અનુચિત; પણ તે બધા કર્મોમાં કેવળ પાંચ જ હેતુ હોય છે; ૧ અધિષ્ઠાન ૨ કર્તા, ૩ કરણ, ૪

**વિવિધ પૃથક્ પૃથક્ ચેષ્ટા અને ૫ દૈવ. અધિષ્ઠાન** એટલે શરીર, કર્તા એટલે સાભાસ અંતઃકરણ, કરણ એટલે જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય મન અને બુદ્ધિ, વિવિધ પૃથક્ ચેષ્ટા, એટલે દશ પ્રકારના વાયુઓના વ્યાપાર, યોગ ચૂડામણિમાં કહ્યું છે કે:—

**પ્રાણાપાનસમાનાખ્યા વ્યાનોદાનૌ ચ વાયવ: ।**
**નાગ: કૂર્મોથ કૃકરો દેવદત્તો ધનંજય: ॥**

**હૃદિ પ્રાણ: સ્થિતો નિત્યમપાનો ગુદમણ્ડલે ।**
**સમાનો નાભિદેશે તુ ઉદાનઃ કણ્ઠમધ્યગ: ॥**

**વ્યાન: સર્વશરીરે તુ પ્રધાનાઃ પંચવાયવઃ ।**
**ઉદ્ગારે નાગ આખ્યાત: કૂર્મ ઉન્મીલને તથા ॥**

**કૃકરઃ ક્ષુત્કરો જ્ઞેયો દેવદત્તો વિજૃમ્ભતે ।**
**ન જહાતિ મૃતં વાપિ સર્વવ્યાપી ધનંજય: ॥**

એનો સંક્ષેપમાં અર્થ આ પ્રમાણે છે: **પ્રાણ, અપાન, સમાન, વ્યાન** અને **ઉદાન,** આ પાંચ મુખ્ય પ્રાણ કહેવાય છે. તેમજ **નાગ, કૂર્મ, કૃકર, દેવદત્ત** અને **ધનંજય** પાંચ આ ઉપપ્રાણ છે. **પ્રાણ** હૃદયમાં રહે છે, **અપાન** ગુદામાં રહે છે. **સમાન** નાભિદેશમાં રહે છે. **ઉદાન** કણ્ઠના મધ્યમાં રહે છે. **વ્યાન** સર્વ શરીરમાં રહે છે. **નાગ** ઓડકાર લાવે છે. **કૂર્મ** આંખનું ઉન્મીલન કરે છે. **કૃકર** છીંક લાવે છે. **દેવદત્ત** બગાસાં પેદા કરે છે. અને **ધનંજયથી** મૃતશરીર પણ અમુકકાળ સુધી ટકી રહે છે. એ જે દશ પ્રકારના વાયુઓની ચેષ્ટા છે તે જ અહીં આ શ્લોકમાં ચેષ્ટા શબ્દથી વિવક્ષિત છે. ચાર કારણ એ થયાં અને પાંચમું દૈવ એટલે ભાગ્ય. ભાગ્ય એટલે પૂર્વ જન્મના શુભાશુભ કર્મો. **"અધિષ્ઠાનમ્"** ગીતાના આ શ્લોકમાં પણ પ્રત્યક્ષરૂપે આત્માનું નામ લેવાયું નથી, કર્તા કહીને જ સંતોષ મેળવ્યો છે. તેથી ભગવાનનો એજ આશય હશે

કે કર્તા એટલે ક્ષેત્રજ્ઞ દ્વારા અધ્યસ્ત અંતઃકરણ. પાછળના ઉપનિષદોમાં પણ કહ્યું છે કેઃ—

**અથવા સર્વકર્તૃત્વમકર્તૃત્વં ચ વૈ મુને ।**
**સર્વં ત્યક્ત્વા મનઃ પીત્વા યોસિ સોસિ સ્થિરો ભવ ॥**

એટલે કર્તૃત્વ-અકર્તૃત્વનો ત્યાગ કરીને, મનને મારી નાખીને તારા મૂળસ્વરૂપે તું સ્થિર થા. એ જ પદ્ધતિએ આ પ્રસ્તુત શ્લોકમાં પણ ભગવાન્ જીવના કર્તૃત્વનો નિષેધ કરે છે. પણ અહીં એક શંકા થઇ શકે છે તે એ કે, જો જીવ-આત્મા કર્તા ન હોય તો—

**તત્રૈવં સતિ કર્તારમાત્માનં કેવલં તુ યઃ ।**
**પશ્યત્યકૃતબુદ્ધિત્વાન્ન સ પશ્યતિ દુર્મતિઃ ॥ (ગી૦ ૧૮ । ૧૬)**

અહીં ભગવાને કેમ કહ્યું કે " કોઇ પણ કર્મના કર્તા પાંચ છે. એમ હોવા છતાં જે કેવળ આત્માને કર્તા માને છે તે દુર્મતિ છે" ? એનું સમાધાન. આત્મા કર્તા કેવી રીતે થાય છે તે પાછળ કહી આવ્યો છું. અહીં એટલું જ ઉમેરવાનું છે કે આ શ્લોક ( ૧૮ । ૧૬ ) માં આવેલ **કેવળ** શબ્દનો "ફક્ત" એ અર્થ નથી. પણ એ તો આત્માનું વિશેષણ થઇને અત્ર આવેલ છે. અને તેનો અર્થ છે **"અસંગ"**. ગીતાનું ત્યાં એ તાત્પર્ય છે કે " જે અસંગ આત્માને કર્તા બતાવે છે તે મૂર્ખ કશું જાણતો નથી." મુખ્ય તાત્પર્ય એ જ કે સાભાસ અંતઃકરણ કર્તા છે. અને કેવળ આત્મા એટલે વિશુદ્ધ બ્રહ્મ કોઈ પણ કાળે કર્તા હોતો નથી.

આ શ્લોકથી એમ જણાય છે કે આત્માના અકર્તૃત્વમાં ભગવાનનો બહુ આગ્રહ છે. તેથી "**પ્રકૃત્યૈવ**" અહીં "**એવ**" અવ્યયનો પ્રયોગ કર્યો છે. એ "**એવ**" આત્માની કારણતાના નિષેધ કરવાને માટે જ આવ્યો છે. અને આવી રીતે જે આત્માને અકર્તા માને અને જાણે છે તે જ તત્ત્વદર્શી છે. ॥ ૨૯ ॥

શબ્દાન્તરથી પુનઃ બ્રહ્મદર્શનના હેતુનું પ્રતિપાદન કરે છેઃ—

યદા ભૂતપૃથગ્ભાવમેકસ્થમનુપશ્યતિ ।
તત એવ ચ વિસ્તારં બ્રહ્મ સંપદ્યતે તદા ॥ ૩૦ ॥

પદચ્છેદ

**યદા ભૂતપૃથગ્ભાવમ્ એકસ્થમ્ અનુપશ્યતિ ।**
**તતઃ એવ ચ વિસ્તારં બ્રહ્મ સંપદ્યતે તદા ॥ ૩૦ ॥**

અર્થ—યદા—જ્યારે. **એકસ્થમ્**—એક પરમાત્મામાં રહેલું. **ભૂતપૃથગ્ભાવમ્**—ભૂત—ભૌતિક પદાર્થોનું પૃથક્પણું. **અનુપશ્યતિ**—સદાચાર્યની કૃપા પછી કોઇ જાણે છે. **ચ**—અને. **તતઃ**—તેનાથી. **એવ**—જ. **વિસ્તારમ્**—જગતના પ્રસારને (જુએ છે—જાણે છે), **તદા**—ત્યારે. **બ્રહ્મ**—બ્રહ્મ. **સંપદ્યતે**—થાય છે. ॥ ૩૦ ॥

**સ્પષ્ટાર્થ**—જ્યારે કોઈ ક્ષેત્રજ્ઞ કેવળ ( એક ) પરમાત્મામાં બધા ભૌતિક પદાર્થોનું જુદાપણું જુવે છે અને આ જગતનો વિસ્તાર તેનાથી થએલો છે એમ જાણે છે, ત્યારે તે બ્રહ્મ થઈ જાય છે. ॥ ૩૦ ॥

**ભાવાર્થ—પૃથગ્ભાવ** એટલે પાર્થક્ય—જુદાઈ. પૂર્વે ૨૬ મા શ્લોકમાં કહ્યું છે કે "સર્વ ચરાચર સૃષ્ટિ ક્ષેત્ર—ક્ષેત્રજ્ઞના સંયોગથી થએલી છે. પછી ૨૭ મા શ્લોકમાં કહ્યું છે કે "જે પરમેશ્વરને સર્વ ઉત્પન્ન ભૂતોમાં સમાનભાવે રહેલો જાણે છે તે જ સાચું જાણનાર કહેવાય છે." સદ્‌ગુરુ સત્—શિષ્યને એક જ વિદ્યાનો અનેકવાર ઉપદેશ કરે છે. છાન્દોગ્યોપનિષદ્‌ના ઋષિએ ૯ વાર શ્વેતકેતુને **"તત્ત્વમસિ"** નો ઉપદેશ કર્યો છે. **"દ્વિર્બદ્ધં સુબદ્ધં ભવતિ"** "એકવાર કોઇ વસ્તુને બાંધવાથી કામ ચાલી જતું હોય છતાં બેવાર તેને બાંધીએ તો તે વધારે દૃઢ થાય છે" એ ન્યાય પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ પુનઃ પુનઃ

શિષ્ય અર્જુનને એક જ વસ્તુનો ઉપદેશ કરી રહ્યા છે. તેથી તેમની દયાળુતાનું સ્પષ્ટ ભાન થાય છે. ભગવાન્ કહે છે કે યદ્યપિ સર્વ-ભૌતિક પદાર્થોમાં આત્મા વ્યાપીને રહેલો છે છતાં તે, તે પદાર્થો સાથે ભળી ગયો નથી એટલે તેના ગુણદોષ વડે આત્મા લિપ્ત થતો નથી, તેથી જે એમ જોઇ શકે છે કે એક–પરમાત્મામાં સર્વ ભૂતોનું પાર્થક્ય રહેલું છે 'તે તેવું જાણવાથી બ્રહ્મ થઇ જાય છે.' તેમ જ **"યતો વા ઇમાનિ ભૂતાનિ જાયન્તે યેન જાતાનિ જીવન્તિ"** ઇત્યાદિ શ્રુતિ વડે જે એમ પણ જાણે છે કે "જે કંઇ જગત્ પ્રતીત થાય છે તેનું અભિન્નનિમિત્તોપાદાન કારણ બ્રહ્મ જ છે" તે પણ બ્રહ્મ થાય છે.

એ હવે ઠીક ઠીક સમજાઇ ગયું છે કે ક્ષેત્રજ્ઞ–જીવ એ બ્રહ્મથી કોઇપણ રીતે ભિન્ન વસ્તુ નથી. બ્રહ્મનું જ સ્વરૂપ ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ છે. અનાદિ અવિદ્યાવશ થએલો ક્ષેત્રજ્ઞ જ્યારે ભૂતોને સ્વ અને **સ્વકીય** માને છે, એની સાથે સંબંધ બાંધે છે, એમાં આસક્ત થાય છે ત્યારે એનો જીવભાવ દૃઢ થાય છે. પણ જ્યારે એને એ ભાન જાગૃત થાય છે કે આત્મા તો **એક છે–કેવળ છે–અસંગ** છે તેથી તેની સાથે કોઇ પણ માયિક પદાર્થનો સંસર્ગ નથી ત્યારે તે પોતાના સત્યસ્વરૂપને ઓળખે છે, અને એ ઓળખવું, એ જાણવું જ, બ્રહ્મપ્રાપ્તિ કહેવાય છે. ॥ ૩૦ ॥

પૂર્વોક્ત ભૂતપૃથગ્ભાવને સ્પષ્ટ સમજણ પાડવા માટે ભગવાન બોલે છે—

અનાદિત્વાન્નિર્ગુણત્વાત્પરમાત્માયમવ્યયઃ ।
શરીરસ્થોપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે ॥૩૧॥

પદચ્છેદ

**અનાદિત્વાત્ નિર્ગુણત્વાત્ પરમાત્મા અયમ્ અવ્યયઃ ।**
**શરીરસ્થઃ અપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે ॥૩૧॥**

**અર્થ**—**કૌન્તેય**-હે અર્જુન! **અનાદિત્વાત્**-અનાદિ હોવાથી. **નિર્ગુણત્વાત્**-નિર્ગુણુ હોવાથી. **અયમ્**-આ. **અવ્યયઃ**-અવિનાશી. **પરમાત્મા**-પરમાત્મા. **શરીરસ્થઃ**-શરીરમાં રહેલો. **અપિ**-પણ. **ન, કરોતિ**-કરતો નથી. **ન, લિપ્યતે**-લેપાતો નથી. ॥ ૩૧ ॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! અનાદિ અને નિર્ગુણ હોવાથી અવિનાશી આ પરમાત્મા શરીરમાં રહેલો પણ કશું કરતો નથી અને તેથી લેપાતો પણ નથી. ॥ ૩૧ ॥

**ભાવાર્થ**—**અવ્યય** એટલે જેમાં કદી કોઈ જાતનો વિકાર ન થાય તે. જન્ય અને સગુણ પદાર્થ જ વિકારી હોય છે. અજન્ય અને નિર્ગુણ—નિરવયવપદાર્થ વિકારી હોતો નથી. હોઈ શકતો પણ નથી. તેથી આ બે હેતુઓથી પરમાત્માને અવ્યય સિદ્ધ કર્યો છે. પરમાત્મા અનાદિ-અજન્મા છે અને સત્ત્વ, રજસ્ ,તમસ્ આદિ પ્રકૃતિગુણોથી પર છે, તેથી જ તે અવ્યય છે, અને તેથી જ તે શરીરોમાં રહે છે છતાં કંઈ, પણ કરતો નથી અને ક્રિયાદોષથી લિપ્ત પણ થતો નથી.

કોઈને આવી શંકા થઈ શકે છે કે ભલે શરીર જ ક્રિયાઓ કરતું હોય પણ તેની સાથે ક્ષેત્રજ્ઞ તો રહે છે જ. તે શરીરમાં જ તેનું સિંહાસન છે ત્યારે શરીરદોષથી તે દૂષિત કેમ ન થતો હોય? આ શંકાના સમાધાનમાં ભગવાને કહ્યું કે **તે અવ્યય છે માટે શરીર દોષથી દૂષિત થતો નથી.** આ સમાધાનનો આશય આ છે કે જેનો કોઇ વખતે આરંભ થાય છે કે થયો હોય અને જે ગુણી-ગુણવાળો હોય, તેનો જ વ્યય,-નાશ થાય છે. જે અજન્મા-અનાદિ હોય અને ગુણમર્યાદાથી બહાર હોય તે શરીરમાં ભલે રહેતો હોય છતાં તેનો શરીરદોષ સ્પર્શ પણ કરતો નથી.

"**ન કરોતિ ન લિપ્યતે**" તે કંઇ ક્રિયા કરતો નથી અને લેપાતો નથી એનું તાત્પર્ય એ છે કે જે ક્રિયા-કર્મ કરે છે તે લેપાયા

વગર રહી શકે નહિ. કર્મદોષ તેને ન લાગે એમ તો બને જ નહિ. આત્મા પણ જો ક્રિયા કરે તો એને પણ દોષ જરૂર લાગે જ. પણ તે અવ્યય છે. એ ક્રિયા કરતો જ નથી. ક્રિયાવાન્ હોય તો અવ્યય ન કહેવાય. કેમકે ગમે તેટલી કુશળતાથી કોઈ ક્રિયા કરતો હોય તો પણ તે ક્રિયાના પરિણામે તેનો વ્યય તો થવાનો જ. તેનાથી સર્વથા બચી જવા માટે એક જ ઉપાય છે અને તે નિષ્કામકર્મયોગી થઈને રહેવું. પણ જો નિષ્કામ કર્મયોગી ન હોય તો અવશ્ય જ ક્રિયાને પ્રતાપે તેનું બંધન થવાનું.

લેપાવું એટલે કર્મબંધનમાં આવવું. જે ક્રિયા કરે છે તે જ લેપાય છે. અંતઃકરણ ક્રિયા કરે છે તેથી તે લેપાય છે. ક્ષેત્રજ્ઞ પણ અબ્યારુની ક્રિયા કરે છે તેથી તે પણ લેપાય છે. જે કોઈ પણ જાતની ક્રિયા ન કરે તે લેપાય નહિ ।। ૩૧ ।।

આકાશની ઉપમા આપીને સમજાવે છે કે આત્મા કેવી રીતે અલિપ્ત રહે છે:—

યથા સર્વગતં સૌક્ષ્મ્યાદાકાશં નોપલિપ્યતે ।
સર્વત્રાવસ્થિતો દેહે તથાત્મા નોપલિપ્યતે ।।૩૨।।

પદચ્છેદ

**યથા સર્વગતં સૌક્ષ્મ્યાત્ આકાશં ન ઉપલિપ્યતે ।**
**સર્વત્ર અવસ્થિતઃ દેહે તથા આત્મા ન ઉપલિપ્યતે ।।૩૨।।**

અર્થ—**યથા**—જેમ. **સર્વગતમ્**—સર્વત્ર રહેલો. **આકાશમ્**—આકાશ. **સૌક્ષ્મ્યાત્**—સૂક્ષ્મતાને લીધે. **ન,ઉપલિપ્યતે**—કોઈ પણ પદાર્થના દોષ કે ગુણથી ઉપલિપ્ત થતો નથી. **તથા**—તેમ. **સર્વત્ર**—સૂક્ષ્મ સૂક્ષ્મતમ, સ્થૂલ, સ્થૂલતમ આદિ સર્વ પદાર્થોમાં તથા. **દેહે**—

શરીરમાં. અવસ્થિત-રહેલો. આત્મા-આત્મા (સૂક્ષ્મતાને લીધે જ). ન,ઉપલિપ્યતે-ઉપલિપ્ત થતો નથી. ॥ ૩૨ ॥

સ્પષ્ટાર્થ-જેવી રીતે આકાશ દુષ્ટ અદુષ્ટ સર્વ પદાર્થોમાં રહે છે છતાં તે તે પદાર્થોના દોષગુણથી ઉપલિપ્ત થતો નથી કેમકે તે સૂક્ષ્મ છે. તેવી જ રીતે આત્મા પણ સૂક્ષ્મ હોવાને લીધે સર્વત્ર અને સર્વ શરીરમાં રહેલો પણ કોઈના દોષ-ગુણથી ઉપલિપ્ત થતો નથી. ॥ ૩૨ ॥

ભાવાર્થ-પહેલાં કહ્યું કે જે ક્રિયા કરે છે તે જ લિપ્ત થાય છે. જે ક્રિયા કરતો નથી તે લિપ્ત પણ થતો નથી. એને દૃષ્ટાંત આપીને ભગવાન સમજાવે છે. આકાશ સર્વત્ર રહે છે. કોઈ વસ્તુ એવી નથી કે જેમાં તે ન હોય, કેમકે તે સૂક્ષ્મ છે. દરેક સૂક્ષ્મપદાર્થ દરેક સ્થૂળ પદાર્થમાં રહે છે. પૃથિવીની અપેક્ષાએ જળ સૂક્ષ્મ છે માટે તે પૃથિવીમાં રહે છે. જળ કરતાં વાયુસૂક્ષ્મ છે માટે તે પોતાના કરતાં સ્થૂળ પદાર્થોમાં રમે છે. આકાશ બધાં તત્ત્વો કરતાં સૂક્ષ્મ છે અને તેના કરતાં બીજા ચારે તત્ત્વો સ્થૂળ છે તેથી સૂક્ષ્મતાને લીધે આકાશ બધામાં રહે છે. એમ હોવા છતાં તે ક્રિયા કરતો નથી-નિષ્ક્રિય છે માટે કર્મદોષથી ઉપલિપ્ત હોતો નથી. તેમ જ આત્મા પણ સૂક્ષ્મતમ છે સર્વત્ર રહેલો છે, છતાં આકાશની પેઠે જ નિષ્ક્રિય હોવાથી અને સૂક્ષ્મતમ હોવાથી ઉપલિપ્ત થતો નથી.

દેહે—આ એક વચન છે, છતાં જાત્યર્થે જાતિનો બોધ થાય છે. તેથી દેહત્વજાતિનું ગ્રહણ થાય છે. એનો અર્થ એ થયો કે જેટલા દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ આદિના શરીરો છે બધામાં તે રહે છે પણ તે તત્તત-શરીરોના દોષ-ગુણોથી અલિપ્ત જ રહે છે.

શ્લોકમાં સર્વત્ર પદ પણ આવેલું છે. મેં એનો અર્થ કર્યો છે "દેહાતિરિક્ત અન્ય સર્વ પદાર્થોમાં". પણ એનો બીજી રીતે પણ

અન્વય થઇ શકે છે. જેમકે "દેહે સર્વત્ર અવસ્થિતઃ" "દેહમાં સર્વ ઠેકાણે રહેલો." સર્વ ઠેકાણે એટલે દેહની ભીતર પણ અને બહાર પણ. દેહના પ્રત્યેક અવયવમાં પણ. ॥ ૩૨ ॥

આ સંપૂર્ણ અધ્યાયમાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ પ્રકૃતિ અને પુરુષનું ઉપવર્ણન થયું છે. હવે એ બન્નેને પ્રકાશ્ય-પ્રકાશકરૂપે પણ વર્ણવે છે.—

યથા પ્રકાશયત્યેકઃ કૃત્સ્નં લોકમિમં રવિઃ ।
ક્ષેત્રં ક્ષેત્રી તથા કૃત્સ્નં પ્રકાશયતિ ભારત ॥ ૩૩ ॥

પદચ્છેદ

**યથા પ્રકાશયતિ એકઃ કૃત્સ્નં લોકમ્ ઇમં રવિઃ ।**
**ક્ષેત્રં ક્ષેત્રી તથા કૃત્સ્નં પ્રકાશયતિ ભારત ॥ ૩૩ ॥**

**અર્થ**—**ભારત**-હે અર્જુન ! **યથા**-જેમ. **એકઃ**-એક જ. **રવિ**-સૂર્ય. **ઇમમ્**-આ. **કૃત્સ્નમ્**-સર્વ. **લોકમ્**-લોકને. **પ્રકાશયતિ**-પ્રકાશિત કરે છે. **તથા**-તેમ. **ક્ષેત્રી**-એક જ ક્ષેત્રજ્ઞ. **કૃત્સ્નમ્**-સમસ્ત. **ક્ષેત્રમ્**-ક્ષેત્રને. **પ્રકાશયતિ**-પ્રકાશિત કરે છે. ॥ ૩૩ ॥

**સ્પષ્ટાર્થ**—જેમ આકાશમાં એક જ સૂર્ય છે અને તે અનેક લોકોને પ્રકાશ આપે છે. તેવી જ રીતે એક જ આત્મા સમસ્ત ક્ષેત્રોને પ્રકાશિત કરે છે. ॥ ૩૩ ॥

**ભાવાર્થ**—સપ્તદ્વીપા આ વસુમતીને જેવી રીતે એક જ સૂર્ય પ્રકાશે છે તેવી જ રીતે એક જ ક્ષેત્રી-આત્મા સમસ્ત ક્ષેત્રને પ્રકાશિત કરે છે એમ કહેવાથી ભગવાનના બે આશય હોઈ શકે છે. એક તો એ કે એક જ આત્મા કૃત્સ્ન-અશેષ ક્ષેત્રનો પ્રકાશ કરે છે-એટલે અનંત શરીરમાં રહેલો આત્મા એક જ છે. બીજો

આશય એ છે કે કૃત્સ્ન શબ્દ અનંત શરીરો માટે નથી પણ એક જ શરીરના બધા હસ્ત–પાદાદિ અવયવોની અપેક્ષા રાખીને એક જ શરીર માટે પ્રયોગાએલો છે. એટલે "પ્રતિશરીરમાં રહેલો પૃથક્ પૃથક્ ક્ષેત્રી–ક્ષેત્રજ્ઞ શરીરના પ્રત્યેક ઇંદ્રિયાદિ અવયવોને પ્રકાશ આપે છે." અને આવી રીતે **જીવ–એકત્વવાદ** અને **જીવ–બહુત્વવાદને** ક્રમશઃ પોષણ મળે છે. વેદાંતના સિદ્ધાન્તમાં આ બન્ને વસ્તુઓ સમાએલી છે. કોઇ તો એક જ જીવ સર્વ શરીરોમાં સ્વીકારે છે અને કોઇ અનેક જીવની કલ્પના કરે છે. આ એક જીવવાદ અને અનેક જીવવાદના સંબંધમાં નિમ્નલિખિત શંકા અને સમાધાન વેદાંત ગ્રંથોમાં લખેલ છે.

**એક મત**–જીવ એક જ છે. શરીર અનંત છે. એક જીવ એક જ શરીરમાં રહી શકે છે. જે શરીરમાં તે જીવ રહે છે તે શરીર સજીવ કહેવાય છે. બાકી રહેલાં બધા શરીરો નિર્જીવ છે. નિર્જીવ શરીરોમાં પણ ચેષ્ટા જોવામાં આવે છે તે તો સ્વપ્નશરીરની પેઠે. જેમ સ્વપ્નાવસ્થામાં સ્વપ્નદ્રષ્ટાનું એક જ શરીર સજીવ હોય છે. બીજા બધાં નિર્જીવ હોય છે. છતાં સ્વપ્નમાં આપણે તેમાં (સ્વપ્ન–શરીરોમાં) ચેષ્ટા જોઈએ છીએ. ચેષ્ટા તે તે શરીરોમાં હોતી નથી, કેમકે બધા શરીરો સ્વપ્નકલ્પિત હોય છે. છતાં જેમ ત્યાં ચેષ્ટા જોઇ શકાય છે, તેમજ જાગ્રત્ અવસ્થામાં પણ સજીવ શરીર તો એક જ હોય છે, અને અન્ય શરીરો સજીવની પેઠે ભાસે છે. સ્વપ્નાવસ્થામાં સ્વાપ્નશરીરોમાં ચેષ્ટા દર્શનનું કારણ **નિદ્રારૂપદોષ** છે. અને જાગ્રત્ અવસ્થામાં નિર્જીવ શરીરોને સજીવતુલ્ય ચેષ્ટાવાન્ જોવામાં જીવનું અજ્ઞાન (દોષ) કારણ છે. હજી સુધી જીવની મુક્તિ થઇ નથી. અને શાસ્ત્રોમાં જે કહ્યું છે કે શુક–વામદેવાદિની મુક્તિ થઈ ગઇ તે તો અર્થવાદરૂપે, અને જો કે જીવને એક જ હોવાને લીધે ગુરુશિષ્ય વ્યવહાર નભી શકતો નથી. કેમકે જીવ તો એક જ છે. કોણુ કોનો શિષ્ય થશે? અને કોણુ કોનો ગુરુ થશે? એમ છે,

તો પણ સ્વપ્નના દૃષ્ટાંતથી એ દોષનું પણ નિવારણ થાય છે. જેમ સ્વપ્નમાં ગુરુ–શિષ્યની કલ્પના થાય છે. તેમજ જાગ્રતમાં ગુરુ–શિષ્યની કલ્પનાથી ગુરુપાસનાથી શાસ્ત્રસમ્પત્તિ પ્રાપ્ત થાય છે.

**બીજો મત**–મુખ્ય જીવ તો એક જ છે. તેનું નામ હિરણ્યગર્ભ છે. અને બીજા જીવો જણાય છે તે તો એજ હિરણ્યગર્ભનામક મુખ્યજીવના પ્રતિબિમ્બો છે. તે જીવાભાસ કહેવાય છે. એ મતમાં બધા શરીરો સજીવ છે અર્થાત્ જેવી રીતે મુખ્યજીવથી હિરણ્યગર્ભ શરીર સજીવ છે તેમજ જીવાભાસોથી બીજા શરીરો પણ સજીવ છે. જ્યારે જીવાભાસોની મુક્તિનો પ્રસંગ આવશે ત્યારે પ્રથમ તે જીવાભાસો હિરણ્યગર્ભ રૂપને પ્રાપ્ત કરશે અને પછી બ્રહ્મને પ્રાપ્ત કરશે.

**ત્રીજો મત**–હિરણ્યગર્ભનામક જીવ તો પ્રતિકલ્પ બદલાતો રહે છે. તેથી એ નિર્ણીત નહિ થઇ શકે કે કયા હિરણ્યગર્ભનો જીવ મુખ્ય જીવ કહેવાય. તેથી જીવ એક જ છે અને તે સમાનરૂપે બધા શરીરોમા રહે છે. આ મતમાં સર્વ શરીર સજીવ છે. નિર્જીવ એકે નહિ. આ એક જીવવાદમાં જો આવી શંકા થાય કે જો એક જ જીવ બધા શરીરોમાં રહે છે તો બધા શરીરોનો સુખ–દુઃખાદિનો ઉપલંભ કેમ થતો નથી? તો એનો ઉત્તર આ છે કે શરીરભેદ હોવાને લીધે બીજા શરીરના સુખદુઃખ બીજા શરીરમાં ભાસે નહિ. જેમ જન્માન્તરીય સુખદુઃખનું અનુસંધાન આ જન્મના શરીરમાં હોતું નથી, કેમકે શરીરભેદ છે તેમજ, શરીરભેદ હેતુને લીધે જ બીજા શરીરનાં સુખદુઃખનું પણ ભાન થતું નથી. અને યોગીઓને જે જન્માન્તરીય સુખદુઃખાદિનુ ભાન થાય છે અથવા આ જન્મની પણ વ્યવહિત, અવ્યવહિત, સ્વકીય, પરકીય આદિ સુખદુઃખ આદિ સર્વવસ્તુઓનું ભાન થાય છે, તે તો યોગજ સામર્થ્યને લીધે.

**ચોથો મત**–અંતઃકરણ જીવની ઉપાધિ છે. અંતઃકરણ નાના છે એક નથી. નાના અંતઃકરણને લીધે નાના જીવો છે, એક નથી.

એ પક્ષમાં સર્વ શરીર સજીવ છે અને બદ્ધ–મુક્ત વ્યવસ્થા પણ સંગત થાય છે.

**પાંચમો મત**–જીવ અણુ છે. નાના છે, નિત્ય છે. બ્રહ્મથી સ્વરૂપતઃ ભિન્ન છે. જે જીવ ભક્તિ પ્રપત્તિનો આશ્રય લઈને ભગવદુપાસના કરે છે તે મુક્ત થાય છે. ભગવદ્વિમુખ રહે છે તે બદ્ધ થાય છે.

આવા અનેક મતો જીવવાદમાં છે, ગીતાના આ પ્રસ્તુત શ્લોકથી એમ જણાય છે કે ભગવાન્ અહીં એક જીવવાદને સ્વીકારે છે અને એક જ જીવ બધા શરીરોને સજીવ બનાવે છે. "એક શરીર સિવાય બધા શરીરો નિર્જીવ છે." એ વાત ગીતાના આ શ્લોકથી સિદ્ધ થતી નથી કેમકે અહીં કહ્યું છે કે "એક જ ક્ષેત્રી કૃત્સ્ન–શરીરને પ્રકાશે છે. પ્રકાશવું એટલે જીવાડવું.

જીવ અણુપરિમાણવાળો છે એવો સ્પષ્ટ ઉલ્લેખ ગીતામાં કોઈ ઠેકાણે નથી. અને આ તો આખું પ્રકરણ જ–આખો અધ્યાય જ જીવ–બ્રહ્મનો અભેદ સિદ્ધ કરીને જીવને પણ વિભુ જ બતાવી આપે છે. ॥ ૩૩ ॥

ઉપક્રાન્ત ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞજ્ઞાનનો ઉપસંહાર કરતાં ભગવાન્ તેનાં ફળનું વર્ણન કરે છેઃ—

ક્ષેત્રક્ષેત્રજ્ઞયોરેવમન્તરં જ્ઞાનચક્ષુષા
ભૂતપ્રકૃતિમોક્ષં ચ યે વિદુર્યાન્તિ તે પરમ્ ॥ ૩૪ ॥

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુનસંવાદે પ્રકૃતિપુરુષવિવેકયોગો નામ ત્રયોદશોઽધ્યાયઃ

પદચ્છેદ

ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ એવમ્ અન્તરં જ્ઞાનચક્ષુષા ।
ભૂતપ્રકૃતિમોક્ષં ચ યે વિદુઃ યાન્તિ તે પરમ્ ॥ ૩૪ ॥

**અર્થ**—યે-જેઓ. **ક્ષેત્રક્ષેત્રજ્ઞયોઃ**-ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞમાં. **જ્ઞાનચક્ષુષા**-વિવેકદષ્ટિવડે. **એવમ્**-આવી રીતે. **અન્તરમ્**-ભેદને. **ચ**-અને. **ભૂતપ્રકૃતિમોક્ષમ્**-ભૂત અને પ્રકૃતિથી છુટી જવાના સાધનને અથવા સર્વભૂતોની પ્રકૃતિ માયાથી છુટી જવાના સાધનને. **વિદુઃ**-જાણે છે. **તે**-તેઓ. **પરમ્**-પરબ્રહ્મને. **યાન્તિ**-પામે છે. ॥ ૩૪ ॥

**સ્પષ્ટાર્થ**—જેઓ ક્ષેત્રઃ અને ક્ષેત્રજ્ઞમાં રહેલા અંતરને આવી રીતે—જેમ મેં વર્ણવ્યું છે તેવી રીતે જાણે છે તેમ જ ભૂત અને પ્રકૃતિમાંથી છૂટી જવાને માટે અથવા સર્વભૂતોની પ્રકૃતિ-માયાથી છૂટવા માટે મેં જે ઉપાયો બતાવ્યા છે તેને પણ જેઓ જાણે છે તેઓ પરમ પદ બ્રહ્મને પામે છે. ॥ ૩૪ ॥

**ભાવાર્થ**—ભગવાન્ આ અધ્યાયના પ્રતિપાદ્ય વિષયનું પૂર્ણતયા વિવેચન કરીને આ શ્લોકવડે ઉપસંહાર કરે છે. એ ઉપસંહારને આપણે સારી રીતે સમજીએ. તેને સમજવાને માટે એક વાર વિહંગાવલોકન કરવાની આવશ્યકતા છે. તે આપણે કરીશું.

મેં પ્રથમ જ જણાવ્યું છે કે **પ્રકૃતિં પુરુષં ચૈવ ક્ષેત્રં ક્ષેત્રજ્ઞમેવ ચ** ” આ શ્લોક પ્રક્ષિપ્ત મનાયો છે. લગભગ બધા એને પ્રક્ષિપ્ત જ માને છે. પણ ગીતાની જે જે પ્રતો મારી પાસે હતી તેમાંથી કેવળ શ્રીમતી એની બિસેંટની જ પ્રતમાં આ શ્લોક લખાએલો છે. બાકી કોઈપણ પ્રતમાં આ શ્લોક મને જડયો નથી. શ્રીમાન્ રાવબહાદુર સી. વી. વૈદ્ય જેવા પ્રસિદ્ધ વિદ્વાને પણ આ શ્લોકનો અસ્વીકાર કર્યો છે. આ શ્લોકના અસ્વીકારમાં કેવળ એક જ હેતુ આપવામાં આવ્યો છે જેનું વર્ણન મેં આરંભમાં કર્યું છે. “ **ષટ્ શતાનિ સવિંશાનિ** ” આ મહાભારતના શ્લોકનો મેં પૂર્વે નિર્દેશ કર્યો છે. સંખ્યાના પ્રશ્ને “ **પ્રકૃતિં પુરુષં ચૈવ** ” આ શ્લોકને પ્રક્ષિપ્ત બનાવ્યો છે. પ્રાચીન આચાર્યોના આ શ્લોક ઉપર

ભાષ્યના અભાવે પણ-તેમના ગ્રંથોમાં એની અનુપલબ્ધિએ પણ આ શ્લોકને પ્રક્ષિપ્ત બનાવવામાં સહાયતા કરી છે. પણ મને ગીતાનું એક બીજું સંસ્કરણ મળ્યું છે. મદ્રાસમાં શુદ્ધધર્મમણ્ડલે તેનું પ્રકાશન કર્યું છે. આ ગીતામાં મહાભારતના ઉક્ત શ્લોક પ્રમાણે (૭૦૦ નહિ પણ) ૭૪૫ શ્લોકો છે. અને "પ્રકૃતિં પુરુષં ચૈવ૦" આ શ્લોક પણ ત્યાં એમને એમ સુરક્ષિત છે. ગીતાના એ મદ્રાસના સંસ્કરણમાં ૧૮ અધ્યાયોને બદલે ૨૬ અધ્યાય છે. અને આ ૧૩ મો અધ્યાય તે પ્રતમાં ૨૧ મા અધ્યાયરૂપે આવેલો છે. મેં યથાવકાશ આ પ્રતનો અભ્યાસ કર્યો છે. અને છેવટે નિરાશ થયો. પ્રતમાં અસંગત વિષયો પણ આવ્યા છે. કેટલાક શ્લોકો તો એવા જ છે કે જે આજ સુધી કોઈ કાળે શ્રુત જ ન હતા. આ પ્રતે ગીતાનું આખું સ્વરૂપ જ ફેરવી નાંખ્યું છે. હું હૃદયથી તે પ્રતને સ્વીકારવા તૈયાર નથી. મેં પૂર્વે જ કહી દીધું છે કે "પ્રકૃતિં પુરુષં ચૈવ૦" આ શ્લોકને રાખીએ કે ન રાખીએ ગીતાનું મહત્ત્વ સુરક્ષિત જ રહે છે. આ ૧૩ મા અધ્યાયને પણ એ શ્લોકના અભાવે કંઈ હાનિ પહોંચતી નથી. હવે એ પ્રકરણને આપણે છોડી દઈએ. આગળ ચાલીએ.

આ અધ્યાયના પ્રથમ શ્લોકવડે ભગવાને શરીરને ક્ષેત્ર કહીને વર્ણવ્યું છે. અને તે શરીરરૂપ ક્ષેત્રનું વિસ્તૃત અને સ્પષ્ટ સ્વરૂપ વર્ણવવા માટે "તત્ક્ષેત્રમ્૦" (ગી. ૧૩, ૩) આ શ્લોકવડે ચાર વસ્તુઓના વર્ણનની પ્રતિજ્ઞા ભગવાને કરી છે. અને એ ચારે વસ્તુઓનું વર્ણન આ અધ્યાયના ૫ મા અને છઠા શ્લોકમાં જ પૂર્ણ થયું છે.

૭ મા શ્લોકથી ૧૧ મા સુધીમાં ક્ષેત્રજ્ઞના જ્ઞાનની પ્રાપ્તિનું સાધન વર્ણવ્યું છે. એ સાધનો વર્ણવતાં ભગવાને અહીં પોતાનું જુદું દર્શન-જ્ઞાન ઉકેલ્યું છે. વિવેક વૈરાગ્ય આદિ જે અન્યશાસ્ત્રવિદિત સાધનો છે તેને બધાને અંદર સમાવીને અહીંનું દર્શનશાસ્ત્ર વધે

છે. ૧–માનનો ત્યાગ, ૨–દંભનો ત્યાગ, ૩–હિંસાનો ત્યાગ, ૪–ક્ષમા, ૫–આર્જવ, ૬–આચાર્યસેવા, ૭–શૌચ, ૮–સ્થિરતા, ૯–આત્મવિનિગ્રહ, ૧૦–ઐન્દ્રિયક વિષયોમાં વૈરાગ્ય, ૧૧–અહંકારશૂન્યતા, ૧૨ જન્મદોષાનુદર્શન, ૧૩–મૃત્યુદોષાનુદર્શન, ૧૪–જરાદોષાનુદર્શન, ૧૫ વ્યાધિદોષાનુદર્શન, ૧૬–દુઃખદોષાનુદર્શન, ૧૭–આત્મવ્યતિરિક્ત વિષયોમાં આસક્તિરાહિત્ય, ૧૮–પુત્ર, સ્ત્રી, ગૃહાદિમાં અનભિષ્વંગ, ૧૯–ઇષ્ટ, અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિમાં સમચિત્તતા, ૨૦–અનન્યભક્તિ, ૨૧–વિવિક્તદેશસેવિતા, ૨૨–જનસમાજમાં અરતિ, ૨૩–અધ્યાત્મજ્ઞાનનિયતત્વ, ૨૪–તત્ત્વજ્ઞાનાર્થદર્શન; આ ૨૪ સાધનો વડે ક્ષેત્રજ્ઞનું જ્ઞાન મેળવી શકાય છે. આ સાધનોની ગણત્રીમાં મતભેદને અવકાશ છે. એટલે **જન્મમૃત્યુ જરા વ્યાધિ દુઃખદોષાનુદર્શનને** એક જ સાધન ગણી લઇએ અને પુત્રદારગૃહાદિમાં અસક્તિ અને અનભિષ્વંગને એક માની લઇએ તો ૧૯ જ સાધન સિદ્ધ થાય છે. આ બધા સાધનોમાંથી કેટલાક તો ભગવાને ઉપજાવેલા મૌલિક જ છે.

આ સાધનોમાં **અનન્યભક્તિનો** પણ સમાવેશ કરવામાં આવ્યો છે. આ ભક્તિ અવશ્ય જ સાકાર બ્રહ્મની ભક્તિ છે. પણ અહીં ક્રમ ભિન્ન છે. મંદિરોમાં દેવને પધરાવીને જે લાપરવાહીથી સેવાપૂજા થાય છે તેમાંથી અહીં એક પણ વિવક્ષિત નથી. અહીં તો ભગવાનમાં અનન્યવિશ્વાસ રાખીને સ્વ–પર-કલ્યાણ–નિરત રહેવું એજ અનન્યભક્તિ છે. દેવો અનેક છે. ગમે તે દેવની ઉપાસના કુલધર્માનુસાર કરી શકાય છે. પણ અહીં તો ભગવાને બધા દેવોનો પરિત્યાગ કરીને પોતાની જ–વિષ્ણુસ્વરૂપની જ ભક્તિનો ઉપદેશ કર્યો છે. ભગવદ્ભક્તિને માટે ભગવાનના ઉપાસ્ય સ્વરૂપોને જાણી લેવાં જોઇએ. **રામ, કૃષ્ણ, વામન, નરસિંહ** ભગવાનના એ ચાર જ અવતાર–સ્વરૂપની ભક્તિ કરવાની પરંપરા છે. એ ચારે સ્વરૂપ એક જ તત્ત્વ છે. એમાં ભેદભાવ રાખવો એ સર્વથા અનુચિત છે. કેટલાક લોકો શ્રીરામ અને શ્રીકૃષ્ણના ઉત્કર્ષાપકર્ષના

વિષવાદમાં પડી જઇ વ્યર્થમાં કાકદન્તપરીક્ષામાં પડી જાય છે. કોઈ કહે છે શ્રીરામ પૂર્ણાવતાર છે, કોઈ કહે છે શ્રીકૃષ્ણ પૂર્ણાવતાર છે. કોઇ કહે છે શ્રીરામમાં ૧૪ કે ૧૨ જ કલાઓ હતી અને કૃષ્ણમાં ૧૬ કલાઓ હતી. કોઈ કહે છે શ્રીરામને જ ૧૬ કલાઓ હતી અને કૃષ્ણને જ અલ્પ કલાઓ હતી. આ બધા વિવાદો વિચાર-શૂન્ય જ છે. અમુક અમુક કાર્યોને માટે જ અવતારો આવ્યા. તેમાં કોઇને પૂર્ણ અને કોઇને અપૂર્ણ ગણીને અપમાનાની દૃષ્ટિ જ નિકૃષ્ટ છે. જો ભગવાન્ શ્રીકૃષ્ણ ૧૬ કલાવાળા હતા, તો કોણ સિદ્ધ કરી શકે છે કે ભગવાન્ રામને ૧૬ કલાઓ ન હતી. જો કે ભગવાનની કલાની સીમા ન હોઇ શકે છતાં અમુક અવતાર કાલમાં ઉપયોગિની કલાઓને લક્ષમાં રાખીને આ કલાઓની ગણત્રી કરવામાં આવી છે. ઉપનિષદમાં કલાઓની ગણના આવી રીતે છે—૧-**પ્રાણ, ૨-શ્રદ્ધા, ૩-આકાશ, ૪-વાયુ, ૫ જ્યોતિ:, ૬-આપ:, ૭-પૃથ્વી, ૮-ઇન્દ્રિય, ૯-મન, ૧૦-અન્ન, ૧૧-વીર્ય, ૧૨-તપ, ૧૩-મન્ત્ર, ૧૪-કર્મ, ૧૫-લોક, ૧૬ પ્રાણિયોનાં નામો.** એ ઔપનિષદ કલા કહેવાય છે. કલા એટલે અવયવ અથવા કલા એટલે અમુક પ્રકારની વિશિષ્ટ શક્તિના પરિચાયક કૃતિ વિશેષ. આ કલાઓમાંથી કોઇને પણ ભગવત્કલા માનીને કોઇ વિશેષ લાભ મેળવી શકાય તેમ નથી. કેમકે જે પ્રશ્નોપનિષદમાં જ્યાં એ કલાઓની ગણના થઇ છે તે જ ઉપનિષદમાં ત્યાં જ એમ પણ કહ્યું છે કે **એવમેવાસ્ય પરિદ્રષ્ટુરિમા: ષોડશ કલા: પુરુષાયણા: પુરુષં પ્રાપ્યાસ્તં ગચ્છન્તિ। ભિદ્યેતે ચાસાં નામરૂપે। પુરુષ ઇત્યેવં પ્રોચ્યતે। સ એષોઽકલોઽમૃતો ભવતિ।** એટલે એ કલાઓ આ અંતે નાશ પામે છે. અને પુરુષ એટલે તે આત્મા નિષ્કલ થઇને જ રહે છે. પુરુષ આ બધી ૧૬ વસ્તુઓને ઉત્પન્ન કરે છે તેથી તે પુરુષની ૧૬ કલા ગણાય છે. એ કલાઓને લક્ષમાં રાખી તે અવતારોમાં ઉત્કર્ષાપકર્ષનો વિચાર નગણ્ય જ છે.

અને સાંપ્રદાયિકોએ ૧૬ કલાઓની ગણના આ રીતે કરી છેઃ **૧–ઐશ્વર્ય, ૨–ધર્મ, ૩–યશ, ૪–શ્રી, ૫–મોક્ષ, ૬–ભરણ, ૭–પોષણ, ૮–આધાર, ૯–ઉત્પત્તિ, ૧૦–પાલન, ૧૧–સંહાર, ૧૨–શત્રુનાશન, ૧૩–રક્ષણ, ૧૪–શરણ, ૧૫–પાલન, ૧૬ સામર્થ્ય.** એ બધી કલાઓ ઉપર બતાવેલા ચારે ભગવદવતારોમાં હોય છે. એ બીજી વસ્તુ છે કે કોઇ અવતારને એ કલાઓનો વધારે સમય ઉપયોગ કરવો પડે છે અને કોઇને અલ્પ સમય. એ તો સમયને આભારી છે. ભગવાન્ રામને યુદ્ધ કરવાનો સમય વનવાસ કાળમાં જ મળ્યો છે. બાલકાળમાં તો એ પ્રસંગ નહિ જેઓ જ હતો. ભગવાન્ કૃષ્ણને બાલકાળથી આરંભીને છેવટ સુધી યુદ્ધ જ કરવું પડયું હતું. એથી એ ન માની શકાય કે કૃષ્ણે વધારે યુદ્ધ કરેલ માટે તેમનામાં વધારે શક્તિ હતી. અને રામે થોડું કર્યું તેથી તેમનામાં થોડી શક્તિ હતી. એટલું જ માનવું જોઇએ કે એકને શક્તિપ્રદર્શનનો અવકાશ અલ્પ હતો અને બીજાને વધારે.

એમ પણ ન કહી શકાય કે ભગવાન્ કૃષ્ણે વત્સાહરણ કાલમાં બ્રહ્મા ઉપર વિજય મેળવ્યો અને રામે એમ ન કર્યું તેથી કૃષ્ણ પૂર્ણાવતાર અને રામ અંશાવતાર. એ દૃષ્ટિએ વિચાર કરતાં તો રામાવતાર કૃષ્ણાવતારથી વધી જ જાય છે. કેમકે કૃષ્ણની તો વત્સાહરણ કરીને બ્રહ્માજીએ પરીક્ષા કરી અને પછી તેઓ પરાજિત થયા. અને રામજીમાં તો બ્રહ્માજીને વગર પરીક્ષાએ અનન્યપ્રેમ, અનન્ય શ્રદ્ધા અને અનન્ય બ્રહ્મત્વનો વિશ્વાસ હતો. તેથી જ તો બ્રહ્માજીએ ભગવાન્ રામને કહ્યું કે **“સાક્ષાન્નારાયણો ભવાન્”** આપ સાક્ષાત્ નારાયણ છો. વાલ્મીકિ રામાયણનું આ પ્રકરણ ભગવાન્ રામના પરિપૂર્ણાવતારત્વને વિશેષરૂપે સમર્થન આપે છે.

યદિ ભગવાન્ કૃષ્ણ **યોગમાયાસમાવૃત** હતા તો ભગવાન્ શ્રી રામ અનવધિક શક્તિ–સંપન્ન ભગવતી જગન્માતા શ્રી સીતા–રૂપ અનાદિ–અનંત શક્તિ–સંપન્ન હતા.

પણ આ બધો ભેદભાવ વિચારવાથી ભગવદ્ભક્તિ શિથિલ બને છે. તેથી એમ જ માનવું જોઇએ કે જે અવતારો થઇ ગયા છે અને જેમની ઉપાસના આજે પ્રચલિત છે તે બધા પરિપૂર્ણ જ હતા.

૧૬ કલા અને ૧૨ કલાની વાતને આ રૂપમાં સમજવી જોઇએ: ભગવાન્ રામ સૂર્યવંશમાં અવતર્યા હતા. સૂર્ય એટલે આદિત્ય. આદિત્ય ૧૨ જ ગણાય છે. તેથી રામની ૧૨ કલા માનવામાં આવી. શ્રીકૃષ્ણ ચંદ્રવંશમાં અવતર્યા હતા. ચંદ્રની ૧૬ કલા મનાય છે. તેથી કૃષ્ણની ૧૬ કલા માનવામાં આવી. એમાં ઉત્કર્ષ અપકર્ષ નથી. અને જો કલાદૃષ્ટિએ ઉત્કર્ષાપકર્ષનો વિચાર કરવા લાગીએ તો શ્રી કૃષ્ણ જ અંશાવતાર સિદ્ધ થાય છે. કેમકે જગતના વિજ્ઞાનશાસ્ત્રીઓ અને ખગોલવેત્તાઓ માને છે, વેદ પણ સાક્ષી પૂરે છે કે ચંદ્રમાં પોતાનો પ્રકાશ નથી. સૂર્યના જ પ્રકાશથી તે પ્રકાશિત થાય છે. એટલે સૂર્યવંશી ૧૨ કલાવાન્ રામ, ચંદ્રવંશી ૧૬ કલાવાન્ કૃષ્ણને પ્રકાશ આપે છે. સૂર્યવંશી હોવાથી રામ સૂર્ય અને ચંદ્રવંશી હોવાથી કૃષ્ણ ચંદ્ર એમ માનવું જોઇએ. પણ આ બધો વિવાદ ભક્તિરસનું નિકંદન કરનારો છે.

૧૨ માંથી ૧૭ માં શ્લોક સુધીમાં જ્ઞેયતત્ત્વનું વર્ણન કરવામાં આવ્યું છે. આ વર્ણન અદ્વૈતવાદને અનુસરીને જ છે. આ બધા શ્લોકો નિઃસંદેહ જીવ–બ્રહ્મની એકતાને સિદ્ધ કરે છે. અને અહીં બન્ને તત્ત્વોને પૃથક્ પૃથક્ સિદ્ધ કરવાનો સઘળો પ્રયાસ વ્યર્થ થાય છે.

આ અધ્યાયમાં વાચકવર્ગ જોઇ શકશે કે સર્વત્ર જીવ બ્રહ્મની એકતાની જ ઝાંખી થાય છે. અને ગીતાના બીજા અધ્યાયમાં પણ કેટલાક વચનો એવા છે કે જે આવો જ સ્વર પૂરે છે. તેમ છતાં એમ કહેવું નરી મૂર્ખતા થશે કે ગીતામાં અદ્વૈતવાદને જ સ્થાન છે. ગીતા હિંદુધર્મ પ્રમાણે એક મહાન્ અવતારની વાણી છે તેથી જ તે ધર્મગ્રંથરૂપે મનાય છે. નહિ તો તેનું સ્થાન વસ્તુતઃ જુદું

જ છે. ગીતામાં ગીતાકાળમાં પ્રચલિત સર્વધર્મોનું એટલે સર્વ દર્શનોનું દોહન છે, તેથી ખરૂં જોતાં ગીતા "**ધર્મગ્રન્થ**" કરતાં "**પ્રાચીનદર્શનસંગ્રહ**" એ નામને વધારે સુંદર પાત્ર છે. ગીતાને ધર્મગ્રંથનું નામ આપવા કરતાં **તત્ત્વજ્ઞાનનો ભંડાર** એ નામ આપવું વધારે બંધ બેસતું છે.

મહાભારતમાં શાંતિપર્વમાં નારાયણીય આખ્યાન ૨૧ અધ્યાયોમાં પૂર્ણ થયું છે. તે અધ્યાયોમાં પંચરાત્રમતનું નિરૂપણ છે. નારાયણીય આખ્યાનમાં નારાયણનું ખૂબ મહત્ત્વ ગાવામાં આવ્યું છે. ત્યાં ભાગવતમતનો પણ ઉલ્લેખ છે. ત્યાં **ચતુર્વ્યૂહ-વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન; અનિરુદ્ધ,** નું પણ વર્ણન છે. એ બધી વૈષ્ણવી સ્થિતિ છે.

જો કે એમ માનવામાં મને જરાય આપત્તિ નથી કે એ નારાયણીય આખ્યાન ગીતાની પછીનું છે. હું એમ પણ માનું છું અને ગીતાના બીજા અધ્યાયની વ્યાખ્યામાં મેં સ્પષ્ટ કર્યું છે કે ગીતાકાલમાં નારાયણનું નામ બહુ પ્રખ્યાતિમાં નહિ હશે તેથી જ ગીતામાં **નારાયણ** એ નામને માટે સ્થાન નથી. "**વાસુદેવ: સર્વમિતિ**" ગીતાના આ શ્લોકથી બે અનુમાન બાંધી શકાય છે. ૧– ભગવાન્ કૃષ્ણપૂર્વે વાસુદેવ નામથી કોઇ વિષ્ણુમુર્તિ પુજાતી હતી અને તેને માટે ઇશ્વરભાવના લોકોમાં ઉત્પન્ન થઇ ચુકી હતી; ૨– ભગવાન્ કૃષ્ણે પોતાનો ઉત્કર્ષ સાધવા માટે "વસુદેવનો પુત્ર હું જ બધું છું." એમ કહી દીધું છે. પંચરાત્રનો વાસુદેવ ગીતાકાલમાં ન હોવો જોઈએ. હોત તો ગીતામાં તેનો ઉલ્લેખ અવશ્ય હોત. ગીતાના સમયમાં પ્રચલિત આસ્તિકવાદ, નાસ્તિકવાદ, કર્મવાદ ભક્તિવાદ, જ્ઞાનવાદ, આ બધાનો સમાવેશ ગીતામાં છે.તો જો "વાસુદેવ" તે સમયે પ્રસિદ્ધ હોત તો ચતુર્વ્યૂહ અને તેમાનો એક વાસુદેવનું વર્ણન ન કરવામાં કોઇપણ કારણ જોવામાં આવતું નથી.

ગીતાકાલમાં આ ચતુર્વ્યૂહની કલ્પના ન થઈ હોય એ તો માનવા યોગ્ય છે. પણ ગીતાકાલમાં અદ્વૈતવાદ સિવાય બીજો કોઇ એનો પ્રતિદ્વન્દ્વિવાદ ન હતો એમ માનવાનું કારણ જડતું નથી. એ અવશ્ય છે કે તે સમયમાં અદ્વૈતવાદ ઉપર લોકોની શ્રદ્ધા વધારે હશે પણ તેના પ્રતિદ્વન્દ્વિવાદોનું અસ્તિત્વ સ્વીકાર કર્યા વગર ચાલે તેમ નથી, કેમકે ગીતામાં કેટલાંક એવાં પદો આવ્યાં છે જે વિશિષ્ટાદ્વૈ-તવાદિયોને વધારે અનુકૂળ થઇ પડે છે.

વિશિષ્ટાદ્વૈતમાં જે બ્રહ્મ છે તે સગુણ અને સક્રિય જ છે, નિર્ગુણ અને નિષ્ક્રિય નથી. શ્રુતિયોમાં જ્યાં "નિર્ગુણ" વિશેષણ બ્રહ્મને માટે આવ્યું છે ત્યાં તો બ્રહ્મમાં જે દુષ્ટગુણોનો અભાવ છે. તેને લીધે જ. તેમજ "નિષ્ક્રિય" વિશેષણ પણ બ્રહ્મને માટે એ કારણે જ છે કે તે પોતાને માટે કોઇ પણ ક્રિયા કરતો નથી કેમકે તે "આપ્તકામ" છે. એટલે તે સિદ્ધાંતમાં બ્રહ્મ સગુણ જ છે.

વિશિષ્ટાદ્વૈતવાદમાં જીવ વિભુ નહિ પણ અણુપરિમાણવાલો છે. તેમજ જીવ એક નહિ પણ અનેક છે, અનંત છે.

વિશિષ્ટાદ્વૈતવાદમાં જીવ-બ્રહ્મનો સર્વદા ભેદ જ રહે છે. અહીં સુધી કે મુક્તિ દશામાં પણ બન્નેમાં અમુક જાતનો ભેદ રહે જ છે.

વિશિષ્ટાદ્વૈતવાદિયો મુક્તિધામને "સાકેત લોક" અથવા "વૈકુંઠ" એવાં નામો આપે છે. ગીતા કાલમાં એવાં નામોનું અસ્તિત્વ ન હોવું જોઇએ. હોત તો ભગવાન્ કૃષ્ણ બીજાને માટે નહિ તો, પોતાને માટે કહ્યા વગર રહી શકત જ નહિ કે "**મદ્-ભક્તા યાન્તિ ગોલોકમ્.**" મારા ભક્તો ગોલોકમાં જાય છે."

એ નિર્વિવાદ છે કે પ્રાચીન પ્રસિદ્ધ દશ ઉપનિષદો ગીતા પૂર્વેની છે. અને તે ઉપનિષદોમાંથી પણ વિશિષ્ટાદ્વૈતવાદ નિકળે છે. પણ તેને માટે થોડો પ્રયાસ કરવો પડે છે. ઉપનિષદોનો ઝુકાવ

નિર્ગુણ બ્રહ્મ અને અદ્વૈતવાદ તરફ વધારે છે એ તો સ્હેજે જ જણાઈ આવે છે. પણ ગીતાકાલમાં ભેદવાદ ન હતો એમ માનવા માટે હું તૈયાર નથી. ગીતામાં ભલે આ અધ્યાયમાં નહિ પણ બીજા અનેક અધ્યાયોમાં ભેદવાદ તો રહેલો જ છે. અને ખેંચતાણ કર્યા વગર ત્યાંથી અભેદવાદ સહેજે નિકળી આવતો નથી. ઉદાહરણરૂપેઃ "**યદ્ ગત્વા ન નિવર્તન્તે તદ્ ધામ પરમં મમ.**" શ્રીકૃષ્ણનું પરમ ધામ એટલે **મુક્તિ**. ભગવાન્ કહે છે કે "મારૂં ધામ તે છે, જ્યાં જઈને જીવો પાછા ફરતા નથી" અહીં મુક્તિદશાના જીવોને માટે પણ બહુ વચનનો પ્રયોગ કરીને ભગવાન્ શ્રીકૃષ્ણે ભેદવાદની તત્કાલીન સ્થિતિને અનિવાર્ય બનાવી દીધી છે. વિશિષ્ટાદ્વૈતવાદિયોને માટે એ એક એવું અમોઘ અસ્ત્ર છે કે જેનાથી શ્રીકૃષ્ણકાલમાં ભેદવાદનો પડઘો પડયા વગર રહેતો નથી. "**યસ્મિન્ ગતા ન નિવર્તન્તિ ભૂયઃ**" આ ગીતાવચન પણ ભેદવાદને જ સિદ્ધ કરે છે.

આ બધું લખવાથી મારૂં તાત્પર્ય એ વસ્તુ સિદ્ધ કરવાનું છે કે ગીતા અમુક વાદને લઈને પ્રવૃત્ત થઈ નથી. તેથી ગીતામાં અમુક જ વાદ છે એમ કહેવું તદ્દન દુર્વિનીત આગ્રહ છે.

પણ ત્યારે જિજ્ઞાસુને એક શંકા અહીં એ થઈ શકે છે કે યદિ ગીતામાં કોઈ તત્ત્વ નિશ્ચિતરૂપે વર્ણવાએલું નહિ હોય તો ગીતાનું મહત્ત્વ સુરક્ષિત નથી રહેવાનું.

એનું સમાધાન. જે કાલમાં ગીતા લખાયેલી તે કાલે એનું જેટલું મહત્ત્વ હતું, આજે તેથી સહસ્રગુણ વધારે મહત્ત્વ છવાએલું છે. દુનિયાની બધી ભાષામાં ગીતા આજે વિરાજે છે. એજ સાબિત કરી આપે છે કે ગીતાનું મહત્ત્વ તો વધતું જ ગયું છે અને ઉત્તરોત્તર વધતું જવાનું. ગીતામાં કોઈ તત્ત્વ નિશ્ચિતરૂપે નથી લખાયેલું એ તો કેમ કહી શકાય. ગીતાના આદર્શ છે, જન્મમરણનો

ાત્યંતિક નાશ. આખી ગીતામાં એ આદર્શ જોઇ શકાય
. કોઈ અધ્યાય એવો નથી કે જેમાં આ આદર્શ ન જોઈ
કાતો હોય. એ આદર્શ સુધી પહોંચવા માટે તે સમયે જેટલા
ાર્ગો હતા તે બધા ગીતામાં છે અને અર્જુનને ઉપદેશાએલા છે.
। આદર્શ મેળવવા માટે પ્રયાસ કરતાં ભગવાન્ નાસ્તિક મતનું
ણ સ્મરણ કરે છે. "અથ ચૈનં નિત્યજાતમ્૦" (ગી૦ ૨
૬) આ શ્લોકવડે આત્માને જન્મમરણશીલ માનનારોના મતનું
ત્થાન કરવામાં આવ્યું છે. પણ તેથી શું ? એનો અર્થ એ તો
થી જ હોતો કે ભગવાન્ આત્માના સ્વરૂપમાં સંદિહાન છે.

આ અધ્યાયના છેવટના શ્લોક વડે કહેવામાં આવ્યું છે કે
› કોઇ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના અંતરને અને ભૂતપ્રકૃતિમોક્ષને જાણે
તે પરને પામે છે. ભગવાન્‌ના આ કથનનું આ તાત્પર્ય છેઃ—

તત્ત્વજ્ઞાન મહાન્ કઠિન વિષય છે. તે એવો દુર્ગમ માર્ગ છે
શ્રુતિ પણ કહે છે કે "દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ". તેથી
ા માર્ગમાં શનૈઃ શનૈઃ આગળ વધવા માટે ક્રમો યોજાયા છે તેનું જ
ામ શાસ્ત્રોમાં જ્ઞાનભૂમિકા રાખવામાં આવ્યું છે. તે ભૂમિકાઓ
ાત છે અને તે આ:

જ્ઞાનભૂમિઃ શુભેચ્છાખ્યા પ્રથમા સમુદાહૃતા ।
વિચારણા દ્વિતીયા સ્યાત્તૃતીયા તનુમાનસા ॥
સત્ત્વાપત્તિશ્ચતુર્થી સ્યાત્તતોઽસંસક્તિનામિકા ।
પદાર્થાભાવિની ષષ્ઠી સપ્તમી તુર્યગા સ્મૃતા ॥

૧-શુભેચ્છા ૨-વિચારણા ૩-તનુમાનસા ૪-સત્ત્વાપત્તિ
-અસંસક્તિ ૬-પદાર્થાભાવિની ૭-તુર્યગા એ સાત
ાનની ભૂમિકાઓ છે. તેનું પૃથક્ પૃથક્ લક્ષણ આ પ્રકારે છે—

કલ્યાણં સર્વજીવાનાં નિતરામસ્તુ શાશ્વતમ્ ।
અહમપ્યાત્મકલ્યાણં પ્રેક્ષે સચ્છાસ્ત્રસજ્જનૈઃ ॥
વૈરાગ્યપૂર્વમિચ્છતિ શુભેચ્છેત્યુચ્યતે બુધૈઃ ।

સર્વદા સર્વ જીવોનું કલ્યાણ થાવો, હું પણ સત્-શાસ્ત્ર અને સત્પુરુષોનાં સંગથી કલ્યાણને પામું આવી રીતે જે વૈરાગ્યપૂર્વક ઇચ્છા, તેનું જ નામ શુભેચ્છા. એ પ્રથમ ભૂમિકા કહેવાય છે.

શાસ્ત્રસજ્જનસંપર્કવૈરાગ્યાભ્યાસપૂર્વકમ્ ।
સદાચારપ્રવૃત્તિર્યા પ્રોચ્યતે સા વિચારણા ॥

શાસ્ત્ર, મહાપુરુષસંપર્ક, વૈરાગ્ય અને વિષય-પરાયણતા-નિવૃત્તિ-પૂર્વક જે સદાચારમાં પ્રવૃતિ તે દ્વિતીય ભૂમિકા વિચારણા કહેવાય છે.

વિચારણાશુભેચ્છાભ્યામિન્દ્રિયાર્થેષુ રક્તતા ।
યત્ર સા તનુતામેતિ પ્રોચ્યતે તનુમાનસા ॥

શુભેચ્છા અને વિચારણા એ બે ભૂમિકાઓનાં અભ્યાસને લીધે જ્યારે ઇંદ્રિયાર્થોમાં રાગ ઓછો થવા લાગે છે ત્યારે તે તૃતીય ભૂમિકા તનુમાનસા કહેવાય છે.

ભૂમિકાત્રિતયાભ્યાસાત્ ચિત્તે તુ વિરતેર્વશાત્ ।
સત્ત્વાત્મનિ સ્થિતે શુદ્ધે સત્ત્વાપત્તિરુદાહૃતા ॥

ઉપર જણાવેલી ત્રણ ભૂમિકાઓના અભ્યાસથી જ્યારે સાંસારિક પદાર્થો વિષે વૈરાગ્ય ઉત્પન્ન થાય અને તેને લીધે ચિત્ત નિર્મળ થઇને સાત્ત્વિક અને સ્થિર બને છે ત્યારે સત્ત્વાપત્તિ નામની ચતુર્થ ભૂમિકા કહેવાય છે. સત્ત્વની આપત્તિ એટલે પ્રાપ્તિ, તે સત્ત્વાપત્તિ કહેવાય છે.

દશાચતુષ્ટયાભ્યાસાદ્ અસંસર્ગફલા તુ યા ।
રૂઢસત્ત્વચમત્કારા પ્રોક્તાઽસંસક્તિનામિકા ॥

જ્યારે ઉપર વર્ણવેલી ચારે ભૂમિકાના અભ્યાસથી વિષયોથી સંસર્ગ છુટી જાય છે, સાત્ત્વિક વૃત્તિયો ખૂબ પુષ્ટ થઈ જાય છે, ત્યારે તે અસંસક્તિ નામવાળી પાંચમી ભૂમિકા કહેવાય છે.

ભૂમિકાપંચકાભ્યાસાત્ સ્વાત્મારામતયા દૃઢમ્ ।
આભ્યન્તરાણાં બાહ્યાનાં પદાર્થાનામભાવનાત્ ॥

પરપ્રયુક્તેન ચિરં પ્રયત્નેનાવબોધનમ્ ।
પદાર્થાભાવિની નામ ષષ્ઠી ભવતિ ભૂમિકા ॥

ઉપરની પાંચ ભૂમિકાઓના અભ્યાસથી સ્વાત્મારામતા પ્રાપ્ત થાય છે એટલે આત્માતિરિક્ત બાહ્ય વિષયોમાં ચિત્ત રમણ નથી કરતું, અંતઃકરણ અને ઇંદ્રિયો પોતપોતાના વિષયોનું ચિંતન નથી કરતી, પર તત્ત્વમાં જ પ્રયત્ન ચાલુ રહે છે અને તેને લીધે જ્યારે પરમાર્થિક જાગૃતિ હોય છે, ત્યારે પદાર્થાભાવની નામની છઠી જ્ઞાનભૂમિકા પ્રાપ્ત થાય છે.

ભૂમિષટ્કચિરાભ્યાસાત્ ભેદસ્યાનુપલંભનાત્ ।
યત્સ્વભાવૈકનિષ્ઠત્વં સા જ્ઞેયા તુર્યગા ગતિઃ ॥

ઉપર જણાવેલી ૬ યે ભૂમિકાઓના અભ્યાસથી જ્યારે ભેદબુદ્ધિ નષ્ટ થઇ જાય છે અને કેવળ સ્વસ્વરૂપમાં જ સ્થિતિ થાય છે ત્યારે તે સાતમી તુર્યગા નામની ભૂમિકા કહેવાય છે. એ સાતમી ભૂમિકા જીવન્મુક્તોની હોય છે. તેમજ કહ્યું છે કે:

"એષા હિ જીવન્મુક્તેષુ તુર્યાવસ્થેતિ વિદ્યતે ।"

આ ઉપર જણાવેલી સાતે ભૂમિકાઓમાંથી પ્રથમ ભૂમિકાને એટલે શુભેચ્છા નામની ભૂમિકાને, કોઇ પણ ભાગ્યશાલી જીવ સાંસારિક દુઃખોની આત્યંતિક નિવૃત્તિની ઇચ્છા રાખીને, પ્રાપ્ત કરે છે ત્યારે તે વિચારણા નામની બીજી ભૂમિકામાં પહોંચે છે. એ સત્

અસતના વિચાર કરવાની ભૂમિકા છે. એટલે ત્યાં પહોંચીને મુમુક્ષુ ક્ષેત્ર—જડ અને ક્ષેત્રજ્ઞ—ચેતન આ બન્નેનો તાત્ત્વિક વિચાર કરે છે. ક્ષેત્ર–જડની અસ્થિરતા અને અનિત્યતાનો નિશ્ચય કરીને તે તેને ચેતનથી ભિન્ન વિનાશી વસ્તુ તરીકે સમજે છે. આવી રીતે આત્મવસ્તુ અને અનાત્મવસ્તુમાં તારતમ્ય જોઇને અનાત્મવસ્તુનો ત્યાગ કરે છે અને આત્મવસ્તુને પ્રાપ્ત કરવા વધારે વધારે પ્રયત્ન કરે છે. તે પ્રયત્નોમાંથી જ અમાનિત્વાદિ ઉપર ગણાવેલા પ્રયત્નો છે. તેનાથી સાત્ત્વિક ગુણોનો ઉદય થાય છે. કેમકે :—

અમાનિત્વમદમ્ભિત્વમાસ્તિકત્વમહિંસતા ।
એતે સર્વે ગુણા જ્ઞેયા સાત્ત્વિકસ્ય વિશેષતઃ ॥

આ વચન પ્રમાણે પૂર્વે ભગવાને ગણાવેલા અમાનિત્વાદિ સાત્ત્વિક ગુણો છે. સાત્વિક ગુણો માણુસને સાત્ત્વિક બનાવે છે. અને–

અહં કર્તાસ્મ્યહં ભોક્તાસ્મ્યહં વક્તાભિમાનવાન્ ।
એતે ગુણા રાજસસ્ય પ્રોચ્યન્તે બ્રહ્મવિત્તમૈઃ ॥

હું કર્તા છું, હું ભોકતા છું, હું વકતા છું, આવી રીતે અભિમાની જીવ, રાજસ ગુણોને પોષણુ આપીને રાજસ બને છે; એમ સમજીને એ રાજસ વૃત્તિઓનો તેમજ—

નિદ્રાલસ્યે મોહરાગૌ મૈથુને ચૌર્યમેવ ચ ।
એતે ગુણાસ્તામસસ્ય પ્રોચ્યન્તે બ્રહ્મવાદિભિઃ ॥

આ વચન પ્રમાણે નિદ્રા, આલસ્ય, મોહ, રાગ, મૈથુન, ચૌર્ય ઇત્યાદિ તામસ ગુણોનો પણુ ત્યાગ કરીને આગળની ભૂમિકાઓમાં વધે છે. અને જીવન્મુક્ત સુધીની અવસ્થાઓમાં પહોંચીને છેવટે ભૂતપ્રકૃતિમોક્ષસ્વરૂપ પરમ પદને પામે છે. પરમ પદ પામવાનો

અર્થ એમ નહિ સમજવો કે કોઈ અમુક ઘરમાં, કે બાગમાં કે કોઇ લોકમાં જઇને બેસે છે. એ વસ્તુ તો નથી. પરમપદ એટલે સ્વયં પરબ્રહ્મ. શ્રીરામોત્તરતાપિનીમાં પણ કહ્યું છે કે—

**સદા રામોઽહમસ્મીતિ તત્ત્વતઃ પ્રવિદન્તિ યે ।**
**ન તે સંસારિણો નૂનં રામ એવ ન સંશયઃ ॥**
**ય એવં વેદ સ મુક્તો ભવતીતિ યાજ્ઞવલ્ક્યઃ ॥**

એનો અર્થ. "હું પોતે જ રામ છું" એવી રીતે જે મુમુક્ષુજન પોતાને વસ્તુતઃ જાણે છે તે સંસારી નથી એટલે જીવ નથી પણ જીવદશાથી મુક્ત થઇને સાક્ષાત્ રામ જ બને છે, આમાં સંશય નથી. જે એમ જાણે છે તે જ મુક્ત થાય છે.

આથી જણાશે કે મુક્તિ અમુક લોકની પ્રાપ્તિનું નામ નથી પણ જીવદશામાંથી છૂટી જવું અને સ્વ–રૂપને પ્રાપ્ત કરવું, એ જ મુક્તિ. એ જ પરધામ. એ જ પરમ વ્યોમ. એ જ પરમપદ. એ જ પદની પ્રાપ્તિને માટે આ આપણું માનવજીવન છે. માનવજીવનને ધ્યેય–ભ્રષ્ટ કરનારા જે તામસ કે રાજસ તત્ત્વો છે તેનો નિષેધ કરીને **અમાનિત્વાદિ** સાત્ત્વિક તત્ત્વોની પ્રાપ્તિ માટે આ અધ્યાય-માં ભગવાનનો આગ્રહ છે. ભગવાનનો આ પવિત્ર આગ્રહ પૂર્ણ થાઓ.

# આ અધ્યાય શું શિખવાડે છે?

(૧) ગમે તેટલું વધારે ઐશ્વર્ય મેળવીને પણ અભિમાનશૂન્ય રહેવું કેમકે અભિમાન અભિમાની માણસને ડગલે ડગલે અધમમાર્ગે ગતિ કરાવે છે અને તેના સઘળા ગુણો ઉપર પાણી ફેરવી દેય છે.

(૨) દંભ નહિ કરો. જો તમે ધર્માત્મા ન હો તો પોતાને ધર્માત્મારૂપે દેખાડવાનો ડોળ ન કરો. દંભથી કોઇને પણ લાભ નથી. જગતમાં દંભનો પ્રચાર કરનાર માનવ સિંહ અને વાઘ અથવા

તો કાળા નાગ કરતાં પણ અધિક ભયંકર છે. કોણ કેવો છે, તે તો ભગવાન જાણે છે જ. જગત્ તમારા સ્વરૂપને જાણે તોય શું? ન જાણે તોય શું? ફળાફળ આપનાર તો ભગવાન છે. તેની સામે તમારો ડોળ ચાલી શકે તેમ નથી. જગતને તમે કદાચ તમારા ડોળથી વશીભૂત કરી પણ લો તેથી તમને શું મળી જવાનું છે? વધારેમાં વધારે જે મળશે તે એ જ કે થોડા પૈસા; તે તમને વધારેમાં વધારે બંધન કરશે.

(૩) મન, વાણી અને કર્મથી હિંસાનો ત્યાગ કરો. કોઈને માટે જો તમે તમારી જાતને પ્રતિકૂળ બનાવી દ્યો છો તો તે હિંસા જ છે. તમને જોઈને જો કોઈને શૂળ ચડતી હોય તો તમે અને તે બન્નો હિંસા જ કરી રહ્યા છો, એમ સમજશો. તમારા ઘરમાં પારકા માબાપની છોકરી વહુ થઈને આવે છે. તેની સાથે જો તમારી ક્રૂર વર્તણૂક હોય તો અવશ્ય તમે હિંસા કરો છો. ધારો કે તમે એક બહેન છો. પત્ની થઈને પતિના ઘરમાં આવ્યા. તમારા ધર્મ છે કે તમે પતિના માતા, પિતા, ભાઈ, બહેનને પોતાના માતા, પિતા, ભાઈ, બહેન જેવા સમજો અને સભ્ય વર્તાવ તેમની સાથે કરો. એમ નહિ કરશો તો એ પણ હિંસા જ છે. ભાભી અને નણંદ, દેરાણી અને જેઠાણી એ કોઈ સાપ અને નોળિયા જેવા વસ્તુ નથી. પુત્ર પિતાની અને પિતા પુત્રની યોગ્ય અનુકૂળતાઓ નથી સાચવતા ત્યારે બન્ને હિંસા કરી રહ્યા હોય છે. ભાઈઓ પરસ્પરમાં ભરત અને રામના પ્રેમનું સ્મરણ નથી કરતા તેથી તેઓ હિંસા જ કરે છે. તમને જો ક્રોધ આવતો હોય તો અવશ્ય તમે હિંસા જ કરો છો. તમને લોભ કે મોહ થતો હોય તો, એ પણ હિંસા જ થાય છે. **હિંસા એટલે કોઈપણ રીતે પોતાના તેમ જ બીજાના કલ્યાણને આડે આવવું.**

(૪) પ્રત્યક્ષ અપરાધીને પણ તમારી દયાસરિતામાં શીતળતા મેળવવા દ્યો. અપરાધીની સાથે જો તમે પણ અપરાધ કરશો તો

તમારી ઉપર પાપને વિજય થયે અને તમે હાર્યાં. અપરાધીને ક્ષમા આપશે તે પાપ હારશે અને તમે વિજયી થશે.

(૫) નમ્રતા એ તમારી સ્વાભાવિક સ્થિતિ હોવી જોઇએ.

(૬) આચાર્ય એટલે સદ્‌ગુરુની આજ્ઞાને અનુસરીને તમારા જીવનમાં પ્રગતિ થવા દ્યો.

(૭) આન્તરિક અને બાહ્ય એટલે ભીતરની અને બહારની બન્ને પવિત્રતાઓને કાળજી સાથે પ્રાણદાન આપો.

આંતરિક પવિત્રતાને માટે સદા સત્ય બોલવાની ટેવ પાડો. ક્રોધને અવકાશ ન આપો. નિકૃષ્ટ કામને પણ અવસર ન આપો. જ્યારે તમે ક્રોધી બનો અથવા કામ તમારી ઉપર વિજય પામવાની અણી ઉપર હોય ત્યારે તમો ઠંડું પાણી પીવો. ઠંડા-પાણીએ સ્નાન કરી નાંખો. તમે અવશ્ય સ્વસ્થ બનશો.

બાહ્ય પવિત્રતાને માટે આટલું તો જરૂર કરશોઃ—

(અ) બીડી, સિગ્રેટ, હુક્કો-તમાકુ, ગાંજો, ઇત્યાદિ પીને તમારા હાથ અને મુખ, તેમજ દાંતોને ગંદા નહિ બનાવો.

(બ) ઘરમાં કે રેલગાડીમાં કે બાગ-બગીચાઓમાં કે નદી, તળાવ આદિ જળાશયોનાં કાંઠે ગમે ત્યાં થુંકશો નહિ, ગમે ત્યાં નાક સાફ કરશો નહિ, નાક સાફ કરીને એ ગંદા હાથ ગમે ત્યાં કમાડમાં, ભીંતમાં, ખુરસીમાં, તમારી ધોતીમાં, તમારા પહેરણમાં લુંછી નાખશો નહિ. પણ પવિત્ર પાણીથી તે હાથને અને નાકને ધોઈ નાંખશો.

(ક) મલત્યાગ કર્યા પછી ડાબા હાથને જ્યાં સુધી માટીથી કે સાબુથી બે ત્રણ વાર સાફ નહિ કરી લ્યો ત્યાં સુધી એ હાથ

કોઇ વસ્તુને નહિ અડાડવો. જાજરૂ જઈને ઉઠો ત્યારે ડાબા હાથે લોટો નહિ પકડો.

(ઋ) સવારે ઉઠીને શૌચ(જાજરૂ) જવાની ટેવ જરૂર રાખશો.

(એ) દાંતને ઝીણું મીઠાં વડે દાતણથી સારી રીતે સાફ કરો. દાંતોની વચમાં મેલું ભરાએલું ન રહે તેને માટે કોઇ સળીવડે તેમને બરાબર સાફ રાખો.

(ઐ) મલત્યાગ એવી જગ્યા કરો જ્યાં કોઈને પણ અડચણ ન થાય. સડક પાસે, તળાવની પાસે કે કોઇના ઘરની પાસે એ ક્રિયા નહિ કરવી જોઇએ.

(ઓ) આમ કરીને સદા સુખી બનો.

(૮) દુઃખ આવે છે અને ચાલ્યું જાય છે. દુઃખમાં તમારા ધૈર્યને ગુમાવશો નહિ. શાંત થઇને બેસશો તો તમે પરીક્ષા કરી શકશો જે કોણ તમારો સાચો સ્નેહી અને હિત ઇચ્છનારો છે. તેમજ તમે તમારા ધ્યેયને પાળીને :જગતને, એક સાચા માર્ગદર્શકરૂપે પોતાને સિદ્ધ કરશો.

(૯) મન ચંચળ હોય છે. સંકલ્પ અને વિકલ્પ એનો ધર્મ છે. એ અને ઇંદ્રિયો બન્ને મળીને વિષયો તરફ માણસને ખેંચે છે. માણસ વિવેક ભૂલે છે અને વિષયોમાં તલ્લીન થાય છે. છેવટે નાશ પામે છે. પ્રભુ પાસે પ્રાર્થના કરો કે **"તન્મે મનઃ શિવસંકલ્પ-મસ્તુ"**—"મારૂં મન એવા સંકલ્પ કરનારૂં બનો જેથી મને કલ્યાણ પ્રાપ્ત થાઓ." **"મન એવ મનુષ્યાણાં કારણં બન્ધમોક્ષયોઃ"** મનુષ્યના બંધન અને મોક્ષ બન્નેનું કારણ મન જ છે. પવિત્ર મન રાખશો તો બંધનો કપાઇ જશે અને મોક્ષ તમારા હાથમાં જ છે. પવિત્ર મનવાળા જ **ઇંદ્રિયદમન કરી શકે છે.**

(૧૦) ઇંદ્રિયોના ભિન્ન ભિન્ન વિષયો છે. જીવનનાં છેક છેડા સુધી માણસને ઇંદ્રિયો વિષયો તરફ ખેંચે છે. જુવાન માણસનેજ નહિ ઘરડાઓ અને શરીરે અશકત એવા ને પણ ઇંદ્રિયોની દાસતા સ્વીકારવી પડે છે. ઇંદ્રિયદમન બનો. તેમ બનવાને માટે સુંદર વિચારો અને સુંદર પુસ્તકોનો સંગ્રહ કરો. એક ક્ષણ પણ આળસુ થઇને બેઠો નહિ. સદા કંઇ ન કંઈ ઉત્તમ કાર્ય કરતા જ રહો. લખવું, વાંચવું, મજુરી, ધંધો, ભણાવવું. ઘરનું કામ, દીનો અને ગરીબોની પવિત્ર મને સેવા, બની શકે તો નિશ્ચલ મન વડે ભગવત્સ્મરણ—આત્મચિંતન, એ બધું કરતા રહો. મનને નવરાશ મળશે તોજ તમને હેરાન કરશે. મનને એવાં એવાં કામોમાંથી કોઈ કામમાં રોકી જ રાખો. તમે સુખી રહેશો. કામમાં લાગેલું મન ઇંદ્રિયોને પણ કામે લગાડશે. બન્ને આવી રીતે શાંત બનશે.

(૧૧) સંસારના પદાર્થો માયિક પદાર્થો છે.—ભૂતજન્ય પદાર્થો છે. તે બધા અનાત્મપદાર્થ કહેવાય છે—એટલે જડ છે. તમે ચેતનસ્વરૂપ છો. તમારામાં કોઇ જાતનો દોષ નથી. તમે નિર્લેપ છો. તમે અસંગ છો. તમે હર્ષ અને વિષાદથી પર છો. **તમે એટલે નિત્ય આત્મા.** તેથી અનાત્મપદાર્થોને તમારા નહિ સમજશો. દેહાદિમાં અહંભાવ નહિ રાખશો. આમ કરતાં સુખી થશો.

(૧૨) જન્મ અને મરણ, ઘડપણ અને વ્યાધિ એનાથી થતા જે દુઃખરૂપ દોષ તેનું સદા ચિંતન કરો. જન્મ અને મરણ એ જીવની અનિવાર્ય દશા નથી. એને અને એવા બીજા દોષોને પણ તમે દૂર કરી શકો છો. તમે અમર છો. તમે એટલે આત્મા. અમુક અમુક સંયોગોએ તમને આવી કફોડી સ્થિતિમાં મુકી દીધા છે. એ સંયોગોમાંથી ઉગરી જવાનો પ્રયાસ તમારે સદ્‌ગુરુદ્વારા કરવો જોઇએ. તમે સફળ થશો. જ્યાં સુધી આ દોષો ઢંકાએલા છે ત્યાં

સુધી જ તમને એ ગમે છે. દોષ દર્શન કર્યા પછી તમને એ અસહ્યભાર જણાશે.

(૧૩) પદાર્થમાત્રમાંથી ચિત્તને પૃથક્ કરી દ્યો. બાહ્ય–પદાર્થ–પ્રેમ જ તમને જન્મ–મૃત્યુ–આદિ દોષોને જોવા માટે અસમર્થ બનાવે છે.

(૧૪) ઇષ્ટ અને અનિષ્ટ આવી રીતે વસ્તુ–વિભાગ કરવાને ભૂલી જાવો. આત્માતિરિક્ત કશું ઇષ્ટ નથી. તે આત્મા વિના બીજી કોઇ વસ્તુ પણ નથી. વસ્તુના અભાવે અનિષ્ટ–બુદ્ધિનો અભાવ ગમે ત્યારે ઉપજાવી શકાય છે. દરેક સ્થિતિ, દરેક વસ્તુ, દરેક માણસ આપણને ઇષ્ટ જ જણાવો, એવી ટેવ પાડવાની અત્યંત આવશ્યક્તા છે. આ ટેવથી આપણા હૃદયમાં એક ઉદાર વૃત્તિનો જન્મ થશે. અને પછી ગમે તેવી અડચણ ઉભી કરનારી વસ્તુ તમારી સાથે જોડાઇને રહેલી હશે તો પણ તેની કશી અસર તમારી ઉપર પડશે નહિ.

(૧૫) ભગવાનની અનન્ય ભકિત કરો. ૧૬ કલાવાનની નહિ પણ અનંત કલાવાન્ સર્વાવતારી શ્રીરામની ભકિતમાં પોતાને તલ્લીન બનાવી દ્યો. રામમાં અનંતતા જુઓ. તે અનંતમાં અભેદજ્ઞાન મેળવો પછી પોતે અનંત બનો એ જ અનન્ય ભકિતનું રહસ્ય છે. આ અનંતતા મેળવવા માટે તમારે નીચેથી ઉપર જવું પડશે. મૂર્તિઓમાં, છબીઓમાં, તમારા ઇષ્ટના દર્શન કરો પછી અંતર્મુખ બનો. બહિર્દર્શન કરતાં અંતર્દર્શન તમને વધારે પ્રકાશમય જણાશે. તમે આવી રીતે અનંતતાની તરફ વધતા જશો. શ્રીરામમંત્ર કે કોઈ બીજા ભગવન્મન્ત્રને તમે સ્વીકારી લેશો. એનો અર્થ સમજી નિરંતર જપ કરશો તમે એક દિવસ રામરૂપ બની જશો.

(૧૬) સટ્ટા રમશો તો આત્મપ્રાપ્તિ ગુમાવશો. જુગાર રમશો તો આત્મજ્ઞાનથી વેગળા રહેવું પડશે. પાના રમશો, શતરંજ રમશો, સિનેમા જોઇને, ધન, આરોગ્ય અને સદ્વિચારને ગુમાવશો તો તમારા બંધનો દૃઢ થશે. માટે એ બધાથી દૂર રહો. એવી જગ્યા નહિ જાવો, નહિ બેઠો, જ્યાં જન-સંઘર્ષ હોય અને તમારા સારા વિચારોને ઠેસ લાગે.

ॐશમ્

ઇતિ પરમહંસ-પરિવ્રાજકાચાર્ય-સર્વતન્ત્ર સ્વતન્ત્ર-વેદોપનિષદ્ભાષ્યકાર-બ્રહ્મનિષ્ઠ-સ્વામિશ્રીભગવદાચાર્યજી-મહારાજપ્રણીતાયાં શ્રીગીતાભૂષણવ્યાખ્યાયાં ત્રયોદશોઽધ્યાયઃ



# વાંચો
# અને
# લાભ ઉઠાવો

પૂજ્યપાદ સ્વામીશ્રી ભગવદાચાર્યજી મહારાજે ગીતાના બીજા અધ્યાય, બારમા અધ્યાય અને પંદરમા અધ્યાય ઉપર પણ આવી જ રીતે વિવેચનાપૂર્ણ વ્યાખ્યા લખી છે. તે ત્રણ અધ્યાયોને પણ મેળવીને વાંચવા માટે ભલામણ છે.

